शेठ नारायणदास तथा जेठानंद आसनमल पुष्टिमार्गीय ग्रंथमाला रत्न ५.

# श्रीहरिरायमहाप्रभुप्रकटिता सेवाभावना ।

# (सहस्रीभावना).

एतैश्च व्रजभाषायां विरचिता नित्यलीला ।

श्रीविट्ठलेश्वरैर्विरचिताः सेवाश्लोकाश्च ।

# શ્રીહરિરાયમહાપ્રભુએ પ્રકટ કરેલી સેવાભાવના,

# (સહસ્રી ભાવના),

તથા વ્રજભાષામાં પ્રકટ કરેલી નિત્યલીલા.

અને શ્રીવિટ્ઠલેશ્વરે પ્રકટ કરેલા સેવાશ્લોકો.

ગોસ્વામી શ્રી૧૦૮મગ્નલાલજી મહારાજ તથા આયુષ્માન્
ગોસ્વામી શ્રી૬ગોકુલનાથજી બાવાસાહેબની કૃપાસહિત આજ્ઞાથી
છપાવી પ્રસિદ્ધ કરનાર શેઠ નારાયણદાસ તથા જેઠાનંદ
આસનમલના ટ્રસ્ટફંડના ટ્રસ્ટીઓ.



સંશોધન કરનાર તથા ભાષાંતર કરનારઃ—
ધીરજલાલ વ્રજદાસ સાંકળીયા, બી એ, એલ.એલ બી,
ઍડવોકેટ.

સંવત ૧૯૯૬. | પ્રતિ ૧૦૦૦. | નોછાવર દશ આના.

# અનુક્રમણિકા

| | પાનું. |
|---|---|
| ૧ चिंतामणयः | ૧ |
| ૨ સેવાભાવનાના મુદ્રણ વિષે. | ૯ |
| ૩ દર્શન | ૧૪ |
| ૪ रसो वै सः | ૧૫ |
| ૫ આભારસ્વીકાર | ૧૭ |
| ૬ લીલાનિત્યત્વ | ૧૮ |
| ૭ સેવાભાવનાનો વિષય | ૨૬ |
| ૮ पाठान्तराः, शुद्धपाठाश्च । | ૩૧ |
| ૯ સદ્રસ્રી ભાવના | ૧-૧૦૧ |
| ૧૦ નિત્યલીલા | ૧૦૩-૧૦૭ |
| ૧૧ પ્રભાતિયાં તથા પદો | ૧૦૭-૧૦૮ |
| ૧૨ સાંઝીનું ગીત | ૧૦૯ |
| ૧૩ सेवाशिक्षा | ૧૧૦-૧૧૫ |
| ૧૪ શ્લોકોની અનુક્રમણિકા | ૧૧૬-૧૨૭ |

Printer—Fakirchand M. Badami.
Jain Vijayanand Printing Press,
Kanpith Bazaar, SURAT.
Publishers—Trustees of Sheth Narayandas and Jethanand
Asanmal Trust Fund, Kalbadevi Road, BOMBAY.

## श्रीहरिरायमहाप्रभु.

प्राकट्य संवत १६४७ भाद्रपद कृष्ण ५.  १२० वर्ष भूतलपर विराज्या.



न लीलाचिन्तन नैव दीनता विरहाद्धरेः ।
न वा कृष्णाश्रयः पूर्णो वृथा तज्जन्म भूतले ॥
न निजस्वामिविरहपरितापो न भावना ।
न दैन्यं परम यस्य वृथा तज्जन्म भूतले ॥

સરેષા આર્ટ પ્રીન્ટરી, અમદાવાદ

# चिन्तामणयः।

१. गोपिका गुरवः प्रोक्ताः साधनं च तत्। भावो भावनया सिद्धः साधनं नान्यदिष्यते (सं नि.)
ા માર્ગમાં ગોપિકાઓ ગુરૂ છે, તેમણે કરેલુ સાધન તેજ સાધન છે. ભાવનાથી સિદ્ધ થયેલ ાવ જ સાધન છે. બીજા સાધનની અપેક્ષા નથી. પુષ્ટિમાર્ગ પ્રેમપ્રધાન છે; જપ, તપ વગેરે પ્રેમ-ન્ય કર્મોને તેમાં સ્થાન નથી કર્મમાર્ગમાં વિધિ પ્રધાન છે. પુષ્ટિમાર્ગમાં પ્રેમ ને નેમ (નિયમ) થી પ્રભુ સર્વત્ર છે, સર્વરૂપ છે, सर्वं खल्विदं ब्रह्म વગેરે જ્ઞાન પણ બાધક છે, કેમકે તેમાં ોગ અને વિપ્રયોગ પ્રેમની અવસ્થાઓ સંભવિતજ નથી. તેથી પ્રભુએ શ્રીયશોદામાતાને ોતાના મુખમાં બ્રહ્માંડ, સૂર્ય, ચંદ્ર, તારા, દેશ, કાલ સર્વનું દર્શન કરાવી પાછી વૈષ્ણવી માયા રવી દીધી; નહિ તો લીલા જ થઈ શકે નહિ શ્રીગોપીજન ગુરૂ છે, પણ તે ઉપદેશ કરતાં નથી; મની બેજ અવસ્થા, સયોગ અને વિપ્રયોગ હોવાથી ઉપદેશ તેમનાથી થઈ શકતોજ નથી માટે મના જેવો ભાવ પ્રભુપર કરવો એજ પુષ્ટિમાર્ગીય સાધન. એ ભાવ ભાવનાથી જ થાય, તેથી ા સહસ્રીભાવના નિરંતર કર્યા કરવી.

२ स्त्रीभावो गूढः पुष्टिमार्गे तत्त्वम्–(वे. गी.) ગૂઢ સ્ત્રીભાવ પુષ્ટિમાર્ગમાં તત્ત્વ છે. તે રસ છે, જ શ્રીકૃષ્ણ છે. તૈત્તિરીય ઉપનિષદ્‌માં તેનું વર્ણન છે. ત્યાં આનંદની ગણના કરી છે, તે અમે સ્તારથી આગળ જણાવી છે. રસ તે શૃંગાર. તેની દશ અવસ્થા છે. સ્ત્રીહૃદયને તે સહજ છે રૂષમાં તો કાત્યાયની શક્તિનો પ્રવેશ થાય તો જ તે રસને યોગ્ય થાય. માટેજ કૃષ્ણ સ્ત્રીપુ રેમે હર્નિશમ્ એમ કહ્યુ છે પુષ્ટિમાર્ગમાં સ્ત્રીઓ મુખ્ય છે, તેનું કારણ પણ એજ. તે સ્ત્રીઓ લૌકિક હિ, પણ સસારથી વિરક્ત હોઈ પ્રભુમાં પ્રેમ, આસક્તિ ને વ્યસનવાળી.

३. न लौकिकः प्रभुः कृष्णो, मनुते नैव लौकिकम्। भावस्तत्राप्यस्मदीयः सर्वस्वं चैहिकश्च सः, रलोकश्च, तेनायं सर्वभावेन सर्वथा सेव्यः स एव गोपीशो विधास्यत्यखिलं हि नः। પ્રભુ કૃષ્ણ લૌકિક થી, લૌકિક કદાપિ સ્વીકારતા નથી. તેમનામાં આપણો ભાવ જોઇએ. આપણું સર્વસ્વ, ઐહિક, ારલૌકિક શ્રીકૃષ્ણજ છે. માટે સર્વભાવથી સર્વથા તે ગોપીશની સેવા, કરવી. આપણું સર્વ તેજ દ્ધ કરશે. (શિક્ષાશ્લોકો)

३. सर्वमाश्रयतो भवेत्। ऐहिके पारलोके च सर्वथा शरणं हरिः। दुःखहानौ तथा पापे भये ामाद्यपूरणे, भक्तद्रोहे भक्त्यभावे भक्तैश्चातिक्रमे कृते। अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः। हंकारकृते चैव पोष्यपोषणरक्षणे, पोष्यातिक्रमणे चैव तथान्तेवास्यतिक्रमे, अलौकिकमनःसिद्धौ, र्वार्थे शरणं हरिः। (वि. धै. आ) સર્વ આશ્રયથી સિદ્ધ થાય છે. આ લોક તથા પરલોકની ાબતમાં સર્વથા હરિનું જ શરણ રાખવું. દુખ દૂર કરવામાં, પાપ થયુ હોય તેમાં, કામ વગેરે ર્ણ ન થયા હોય તેમાં, ભક્તદ્રોહમાં, ભક્તિ ન હોય તેમાં, ભક્તો અતિક્રમ કરે ત્યાં, અશક્ય ને સુશક્ય સર્વ બાબતોમાં, સર્વથા હરિનું શરણ રાખવું. અહકારમાં, આપણા પર ોષણનો આધાર રાખતા હોય તેના રક્ષણને માટે, આપણે આધારે રહેલા આપણી વિરૂદ્ધ ાય તેમાં, ખવાસ, ચાકર વગેરે આપણો અતિક્રમ કરે તેમાં, અલૌકિક મનની સિદ્ધિ વામાં, સર્વ બાબતમાં હરિનુંજ શરણ રાખવું.

આ બહુજ શાંતિ આપનારા વાક્યો છે. જીવો સમજે છે કે જે સારૂં થાય છે તે પોતાનાજ બલથી થાય છે. આ તેમની ભૂલ છે. સર્વકર્તા ભગવાનજ છે. શકટનો ભાર શ્વાન માને કે હું તાણું છે, તેમ જીવ જાણે છે કે હું બધું ચલાવું છે. ભાર—સર્વ ભાર-માથાપરથી ઉતારી, જેમ હરિ કરે છે તેમ થાય છે, અને ભવિષ્યમાં હરિ કરશે તેમજ થશે, એવી મનની સ્થિતિ શાંતિ આપે છે, ને સુખથી ભગવદ્ભજન કરવા દે છે.

૪. सर्वं भगवदधीनम्। स यथा करिष्यति तथा भविष्यतीति केवलं तदाश्रयतया स्थातव्यम्। सु. १—१३—१. સર્વ ભગવાનને અધીન છે. તે જેમ કરશે તેમ થશે. તેથી કેવલ તેના આશ્રયમાંજ રહેવું.

૫. हरिर्यद्यत् करिष्यति तथैव तस्य लीलेति मत्वा चिंतां द्रुतं त्यजेत्। नवरत्न। હરિ જે જે કરશે તે તે તેની લીલા છે, એમ માની ચિંતાનો તરત ત્યાગ કરવો.

જીવ સસારની ખોટી ચિંતાનો ત્યાગ કરે, તો એનો બેડો પાર થઇ જાય. પણ જીવને ભગવાનપર વિશ્વાસ નથી, અને ભગવાન્ જે આપે તે સારૂં છે એમ સમજી પ્રસન્નતાથી ગ્રહણ કરતો નથી. અને સર્વ ચિંતા ત્યજી પ્રભુને પ્રેમથી સેવતો નથી. હું તો સેવક છું, ભગવાન્ જ ધણી છે, માટે જેમ ચાકર ઘર ધણીનુ સમજી તેની ઇચ્છા પ્રમાણે ચાલે છે, તેમ આપણે ઘરમાં ભગવાનના સેવકની માફક સ્થિતિ કરીએ તો જરૂર આપણું કલ્યાણ થાય.

૬. यत् कर्तव्यम्, भगवतैव तच्चेत् क्रियेत, कृपया, स्वव्रतविचारेण, असद्भाग्येन, तस्यैव वा कार्यार्थम्, तदैव निस्तारो, नान्यथा। सर्वथा अशक्यसाधनः दीनतया शरणं प्रविष्टः इदानीमस्मि, एतदपि शरणागमनमपि असतां दुरापम्, विवेकेन त्वेतावत् संपाद्यत इति। भगवदनुग्रहमेव तद् मन्ये, अन्यथा शरणागतो न भवेत्, शरणागतो जात इति वा न भवेत्। सृष्टिसमये हि भगवान् सर्वानेव विचारयति इममित्थं करिष्यामीति। तत्र यं मोचयिष्यामीति मन्यते तत्र जन्मानि अवधिमन्ति करोति, तथा सति यदैवान्तिमं जन्म भवति, स संसरणापवर्ग उच्यते। सत्सेवारुचिः भगवत्स्वरूपज्ञानेच्छा भगवच्छास्त्रपरत्वं च अन्तिमजन्मज्ञापकम्। सु. १०—३७—२८.

જે કરવાનુ છે તે કૃપાથી, ભગવાનના પોતાના શરણાગત દીનના રક્ષણના વ્રતના વિચારથી, અમારા ભાગ્યથી, અથવા પ્રભુના કાંઈક કાર્યને માટે, ભગવાન્ પોતે જ જો કરે, તો જ આરો આવે, નહિ તો નહિ. સર્વથા નિઃસાધન હું દીનતાથી હવે એમને શરણ પ્રાપ્ત થયો છું. આ શરણ જવું તે પણ અસત્ જનોથી થઈ શકતું નથી વિવેકથી આટલુંજ–શરણાગતિજ–સંપાદન કરી શકાય છે. તે પણ ભગવાનનો અનુગ્રહ જ હું માનુ છું. નહિ તો શરણે જવાય નહિ, અથવા શરણ પ્રાપ્ત થયુ એવુ ન થાય. સૃષ્ટિસમયે ભગવાન્ સર્વનો વિચાર કરે છે, કે આનું આમ કરીશ. તેમાં જેને મુક્તિ આપવાનું ધારે છે, તેના જન્મોનો અંત રાખે છે. તેથી જ્યારે અંતિમ જન્મ થાય, તે જ સંસારથી છુટકો–મોક્ષ. સત્પુરૂષોની સેવાની રૂચિ, ભગવાનના સ્વરૂપના જ્ઞાનની ઇચ્છા, ભગવતશાસ્ત્રપરાયણતા, અંતિમ જન્મને જણાવનારાં છે.

૭. नायमात्मा प्रवचनेन लभ्यः, न मेधया, न बहुना श्रुतेन, यमेवैष वृणुते, तेन लभ्यः, तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् (मु. उ.) આ આત્મા-ભગવાન્ પ્રવચનથી પ્રાપ્ત થતા નથી, બુદ્ધિથી પ્રાપ્ત થતા નથી, બહુશ્રુત થવાથી પ્રાપ્ત થતા નથી, જેને તે વરે છે, તેનાથી જ તે પ્રાપ્ત થાય છે, તેને એ આત્મા પોતાના તનુ તરીકે વરે છે.

આપણે ગમે તેટલું તપ કરીએ, તેમાં ભગવાનને શું લાભ? સારાં કર્મો કરીએ, જ્ઞાન ભક્તિ પ્રાપ્ત કરીએ, તેમાં ભગવાનને શું લાભ? ભગવાનને શેની અપેક્ષા છે? એને શું ન્યૂન છે? જે સર્વદા પૂર્ણ છે, જેને સેવાની પણ અપેક્ષા નથી, તેને માટે જીવ શું કરી શકશે? સાર એ કે અત્યંત દીનતાથી, પોતાની તુચ્છતા સમજી, ચાતકની માફક કૃપાની વાટ જોયા કરવી.

૮. एष उ एव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते । एष उ एवासाधु कर्म कारयति तं यमधो निनीषते. (कौ.उ.) જેને આ લોકમાંથી ઉંચે લઈ જવા માંગે છે, તેની પાસે ભગવાન્ સારૂં કર્મ કરાવે છે, જેને નીચે લઈ જવાની ઇચ્છા કરે છે, તેની પાસે નઠારૂં કર્મ કરાવે છે.

આ શ્રુતિથી સ્પષ્ટ સમજાય છે કે ભગવાન્ પોતે જ ખેલ માંડી બેઠા છે. જીવના હાથમાં કશું નથી. જીવ તો ભગવાનના હાથમાં રમકડું છે. માટે આપણી તેવી સ્થિતિ સમજી તેની ઇચ્છાને પ્રસન્નતાથી આધીન થઈ તેના ખેલમાં, તેણે આપેલા સુખ દુઃખમાં, પ્રસન્નતાથી રહીએ, તો તેની લીલામાં આપણે પણ ભાગ લેતા થઇએ.

૯. सत्यं ज्ञानमनंतं ब्रह्म यो वेद निहितं गुहायाम्, सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता. (तै.उ.) જે હૃદયગુહામાં રહેલા સત્ય, જ્ઞાન, અનંત બ્રહ્મને જાણે છે, તે ચતુર બ્રહ્મની સાથે સર્વ કામનો ભોગ કરે છે.

१०. भावैरंकुरितं महीमृगदृशामाकल्पमासिंचितैः ।
प्रेम्णा कंदलितं मनोरथमयैः शाखाशतैः संभृतम् ॥
लौल्यैः पल्लवितं मुदा कुसुमितं प्रत्याशया पुष्पितम् ।
लीलाभिः फलितं भजे व्रजवनीशृंगारकल्पद्रुमम् ॥

श्रीमत्प्रभुचरणाः ।

પૃથ્વિપર સુંદર ચપલ વિશાલ નેત્રવાળાં વ્રજવનિતાઓના કલ્પપર્યંત વ્યાપીને સારી રીતે સિંચાયલા ભાવોથી-ક્યારે ભગવાન્ પ્રકટ થશે એવા ભાવોથી-શ્રીયશોદામાં ગર્ભરૂપ અંકુરિત થયલા અથવા આવિર્ભાવ પામેલા; પ્રેમથી, એટલે ગૃહ, દેહ વગેરેમાં રાગનો નાશ કરનાર, અને રુચિ ઉત્પન્ન કરનાર દિદૃક્ષા (જોવાની ઇચ્છા) રૂપ પ્રથમ ભાવથી જે कन्दलित એટલે પુષ્ટ ગર્ભરૂપ થયલા; વિવિધ પ્રકારના મનોરથો રૂપ સંકડો શાખાઓથી संभृत એટલે પુષ્ટ થયલા; બાલલીલા વગેરેમાં મુગ્ધભાવથી જોવાને લીધે સ્વામિનીઓના પોતાને અનુરૂપ કૃતિ પ્રકટ કરવારૂપ સર્વ અંગોના ચાપલ્યથી ભગવાનના સર્વ અંગોમાં लौल्यના સંબંધથી પલ્લવિત એટલે અવયવોને શોભા આપનાર થયલા, આનંદ ઉત્પન્ન કરનાર ક્રીડાથી કલિકારૂપ कुसुम યુક્ત થયલા; ભગવાન્ પોતાના સર્વ મનોરથ પૂર્ણ કરશે એવા વ્રજવનિતાની આર્તિરૂપ તાપના સંબંધથી પુષ્પરૂપે વિકાસ પામેલા; વનમાં અને ભવનમાં નિલાયન વગેરે લીલાઓથી શરૂ કરીને રાસપર્યન્તની

લીલાથી फल યુક્ત થયલા; એવા વ્રજવનિતાઓમાં રહેલા શૃંગાર રસાત્મક कल्पद्रुमनी હું चेतस्तत्प्रवणરૂપ સેવાથી નિરંતર ભાવના કરૂં છું. હૃદયમાં અનુભવ કરૂં છું.

११. इयं च भक्तिः पाषण्डे न भवतीति ज्ञापयितुं नग्नजिद्राज्ञः कन्यात्वेन सा निरूप्यते। नग्नान् वेदरहितान् जयतीति। न केवलं विपक्षानेव दूरीकरोति, किन्तु **श्रौतस्मार्तादिसर्वधर्मपरः। स्वरूपतः फलतः साधनतश्चेयं भक्तिः सत्येति।** अत एव वेदविरुद्धमतेषु अधमेषु कर्मविहीनेषु भक्तिः सत्या न भवतीति द्योतितम्। **भगवत्साक्षात्कारात् पूर्वमेवैषा व्यवस्था।** सु. १० उ. ९–३२.

विष्णुर्व्यापकः पुरुषोत्तमो यो वेदान्ते ब्रह्मशब्देनोच्यते, तस्य सर्वत्रैव विद्यमानत्वात् प्रादुर्भावो भाक्त इत्याशंक्य सर्वव्यापकत्वेपि यः सर्वान्तरः सर्वान्तर्यामी सोन्तःस्थितो बहिरागत इति वक्तुं सर्वेषां गुहा हृदयाकाशं तस्मिन्नासमन्ताच्छेतेधितिष्ठतीति गुहाशय इत्युक्तम्। अनेन सर्वेषां भजनार्थं स्वयं हृदि स्थित्वा तत्पराः कृतार्था भविष्यन्तीति ज्ञापयितुं वेदांश्चकार स इदानीमत्रैव प्रकटीभूत इति न पूर्वप्रक्रिया अतः परमुपयुज्यते, किन्त्वयमेव बहिः सेव्य इति निरूपितम्। सु. १०–३–८.

આ ભક્તિ પાખંડ ધર્મમાં થતી નથી, તે જણાવવાને નગ્નજિત્ રાજાની કન્યા તરીકે તેનું નિરૂપણ કરવામાં આવે છે. નગ્ન એટલે વેદરહિતોને જે જિતે છે તે નગ્નજિત્. વિપક્ષીઓને દૂર કરે છે એટલુંજ નહિ, પણ શ્રૌત સ્માર્ત સર્વ ધર્મ બરાબર એ રાજા પાળે છે. સ્વરૂપથી, ફલથી અને સાધનથી આ ભક્તિ સત્યા છે તેથી જ વેદવિરુદ્ધ મતોમાં, અધમોમાં અને કર્મવિહીનોમાં ભક્તિ સત્ય હોતી નથી એમ જણાવ્યું. **ભગવાનના પ્રાકટ્યની પહેલાં આ વ્યવસ્થા હતી.**

વિષ્ણુ એટલે વ્યાપક,પુરુષોત્તમ, જે વેદાન્તમાં બ્રહ્મ શબ્દથી કહેવાયછે, તે સર્વત્ર વિદ્યમાન હોવાથી તેનુ પ્રાકટ્ય ગૌણ હશે એવી શંકા થાય, તેના ઉત્તરમાં કહે છે કે જે સર્વત્ર વ્યાપક હોવા છતાં સર્વની અંદર છે, સર્વના અંતર્યામી છે, તે અંદર રહેલા બહાર પધાર્યા, તે કહેવાને સર્વના હૃદયાકાશમાં સારી રીતે રહે છે એમ કહ્યું. આથી સર્વે ભજન કરી શકે તેને માટે પોતે હૃદયમાં રહીને તેને પરાયણ કૃતાર્થ થશે એ હેતુથી જેણે વેદો કર્યા, તે હાલ અહીં જ બહાર પ્રકટ થયા, તેથી હવે પહેલાની વૈદિક પ્રક્રિયાનો ઉપયોગ રહ્યો નથી, પરંતુ આની જ બહાર સેવા કરવી એમ નિરૂપણ કર્યું.

આમાં સ્પષ્ટ કહ્યું કે ભગવાનના પ્રાકટ્ય પહેલાં વૈદિક અને સ્માર્ત પ્રક્રિયાઓની અપેક્ષા હતી, અને ભગવદ્‌ભજન માટે શ્રૌત સ્માર્ત ધર્મોની અપેક્ષા હતી; પણ ભગવાનના પ્રાકટ્ય પછી ભગવાનનુ કીર્તન, ગુણગાન, સેવા વગેરે બહારજ કરવાની રહી. તેથી નિરંતર પુષ્ટિસંપ્રદાયમાં બહાર પ્રકટ કૃષ્ણની સેવા પ્રાતઃકાલથી રાત્રિપર્યન્ત ચાલે છે कलौ हरिकीर्तनात्‌નુ મર્મ પણ આજ છે, વૈદિક અને સ્માર્ત ક્રિયા હવે શુદ્ધ થઈ શકતી નથી, અને તેનો ઉપયોગ પણ રહ્યો નથી.

१२. ननु केषांचिन्मते सगुणादपि सृष्टिः सम्भवति। ब्रह्मविदामुपास्यः स न भवति। तस्माद्ब्रह्मविदुपास्यत्वेनैव ब्रह्मत्वनिश्चयः। स च समाधिना उपास्य आन्तर आत्मा, न तु बाह्य इत्याशङ्क्य स एवाऽयमित्याह। स एव वै निश्चयेन अयम्। बाह्याभ्यन्तरदोषाभावः पूर्वमेव निरूपितः। बहुकालं समाधौ स्थित्वा, तत्र भगवन्तमनुपलभ्य, कुत्राऽयमात्मा भगवान् प्रकट इति विचार्य, योगजधर्मेणा-

वगत्य भगवान् साम्प्रतं कृष्णरूपेणैव प्रकटो नान्यत्रेति निश्चित्य, समाधिफलं भगवच्चरणारविन्द-मत्रैवागत्य पश्यन्ति अतस्तद्वाक्याद्वगम्यते अयमेव भगवानिति । ननु तेषां पूर्णसाधनाभावात्स-माधौ नाऽऽत्मसाक्षात्कार इति चेत्? तत्राह–**सूरयो जितेन्द्रिया निर्जितमातरिश्वन इति**। ते ह्युपनिषदर्थं विचारपूर्वकं गुरुमुखात्सम्यगवगत्य सूरयो भूत्वा, पश्चाद् ब्रह्मचर्यादिना जितेन्द्रिया भूत्वा अपहतपाप्मानो, यमादिक्रमेण निर्जितो मातरिश्वा यैस्तादृशाः। तस्मान्न तेषां साधनाभावः । ननु चक्षुर्ग्राह्यः कथं भगवान्? तत्राह–भक्त्युत्कलितामलात्मनेति । न हि ते चक्षुषा भगवन्तं पश्य-न्ति। किन्त्वन्तःकरणेन। यथा आत्मसाक्षात्कारे–**"पराञ्चि खानि व्यतृणत्स्वयम्भूस्तस्मात्पराङ् पश्यति नाऽन्तरात्मन्। कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन्नि"**ति श्रुतौ प्रत्याहारेणाऽन्तर्नीतेन चक्षुषा हृदयं प्रविष्टेन स्वात्मानं पश्यति तथा बहिःस्थिते भगवति भक्त्या उत्कलितेनाऽन्तःकरणेन ऊर्ध्वं कलितेन बहिरागतेन चक्षुःप्रविष्टेन भगवन्तं पश्यन्तीत्यर्थः । ननु तथापि तत्त्वमस्यादिवाक्यैरनुपदिश्यमानः कथमात्मा भवेत्? तत्राह–**नन्वेष स त्वमिति**। **नन्विति** कोमलसम्बोधने। एष एव स आत्मत्वेनोपदिष्ट इत्यर्थः । कुत एतत्? तत्राऽऽह–स त्वमिति। स एव त्वमित्यर्थः। नन्वेवं जीवात्मत्वेन भगवत्युपदिष्टे किं प्रयोजनम्? तत्राह–**परिमार्ष्टुमर्हतीति**। आ-त्मनि प्रकृतिसम्बन्धेन योऽयमनात्मवर्ग उल्लिखितस्तं परितः सर्वतः सवासनं मार्ष्टुं दूरीकर्तुमर्हति। आत्मत्वेनोपदिष्टो भगवान् सवासनं प्रकृतिकार्यं नाशयतीत्यर्थः ॥२२॥ सु. १–१०–२२.

કેટલાકના મતમાં સગુણમાંથી પણ સૃષ્ટિ સંભવે છે. તે સગુણની ઉપાસના બ્રહ્મવિદ્ કરતા નથી. માટે બ્રહ્મવિદ્ જેની ઉપાસના કરે તેજ બ્રહ્મ એમ નિર્ણય થાય. તે બ્રહ્મ તો સમાધિમાં ઉપાસના કરવા યોગ્ય આંતર આત્મા છે, બાહ્ય હોય જ નહિ, અને આ તો બહાર છે. એમ શંકા થાય તો કહે છે કે તેજ આ છે જેની સમાધિમાં ઉપાસના કરવા યોગ્ય છે, તેજ આ છે, એ નિશ્ચય છે બાહ્ય આંતર દોષનો અભાવ પહેલેથીજ નિરૂપણ કર્યો છે. બહુ કાલ સમાધિમાં રહીને ત્યાં ભગવાન્ પ્રાપ્ત નહિ થતાં આ આત્મા ભગવાન્ ક્યાં પ્રકટ થયા હશે એવો વિચાર કરીને, યોગના ધર્મથી તેનું જ્ઞાન થતાં ભગવાન્ હાલ કૃષ્ણ રૂપેજ પ્રકટ થયા છે, બીજે કોઇ સ્થલે નથી એવો નિશ્ચય કરીને, સમાધિનુ ફલ, ભગવાન્નુ ચરણારવિંદ અહીં આવીનેજ દર્શન કરે છે. માટે તેમના વાક્યપરથી જણાય છે કે આજ ભગવાન્ છે. જો એમ શંકા થાય કે તેમને પૂર્ણ સાધનના અભાવને લીધે સમાધિમાં આત્મસાક્ષાત્કાર નહિ થયો હોય, અને તેથી જ અહીં આવી બહારથી દર્શન કરતા હશે, તો ઉત્તરમાં કહે છે કે તેઓ સૂરિ, વિવેકી છે, જિતેન્દ્રિય અને પ્રાણવાયુના જય કરવાવાળા છે. તેઓ ઉપનિષદ્નો અર્થ ગુરુમુખથી વિચારપૂર્વક સમજ્યા છે, વિવેકી થયા છે, પછી બ્રહ્મચર્ય વગેરેથી જિતેન્દ્રિય થયા છે. સર્વ પાપનો તેમણે નાશ કર્યો છે, યમ, નિયમ વગેરે ક્રમથી વાયુનો જય કર્યો છે, એવા તેઓ હોવાથી તેમને પૂર્ણ સાધનનો અભાવ છે એમ કહી શકાય જ નહિ. શંકા—ચક્ષુથી ભગવાનનું દર્શન કેમ થાય? ઉત્તર—ચક્ષુથી તેઓ ભગવા-નના દર્શન કરતા નથી, પણ અંતઃકરણથી દર્શન કરે છે. જેમ આત્મસાક્ષાત્કારમાં બ્રહ્માએ ઇંદ્રિયો બહાર જોનારી કરેલી હોવાથી ઇંદ્રિયો બહાર જુએ છે, અંતરાત્માનું દર્શન કરી શકતી નથી, કોઇક ધીર પુરુષ ઇંદ્રિયોનો નિગ્રહ કરીને અમૃતની ઇચ્છાથી પ્રત્યગાત્માનું.

દર્શન કરે છે, એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે પ્રત્યાહારથી અંદર વાળેલા ચક્ષુથી, ચક્ષુના હૃદયમાં પ્રવેશથી, આત્માનું દર્શન કરે છે, તેમ જ્યારે ભગવાન્ બહાર બિરાજતા હોય ત્યારે ભક્તિથી ઉભરાયલું હૃદય બહાર આવીને ચક્ષુમાં પ્રવેશ કરે છે, અને તે હૃદય ભગવાનના દર્શન કરે છે. શંકા—તો પણ तत्त्वमसि વગેરે વાક્યોથી જેનો ઉપદેશ કર્યો હોય તે જ બ્રહ્મ કહેવાય. આ કેમ બ્રહ્મ કહેવાય? ઉત્તર—અરે ભાઈ, तत्त्वमसिથી જેનો ઉપદેશ છે તે જ આ છે. એ કેમ બને? શ્લોકમાં કહ્યું છે કે એ જ તું છે. શંકા—આ પ્રમાણે જીવના આત્મા તરીકે ભગવાનનો ઉપદેશ કરવાનું શું પ્રયોજન? ઉત્તર—આત્માની સાથે પ્રકૃતિનો સંબંધ થવાથી જે અનાત્મ વર્ગ ઉભો થયો છે, તે તો સર્વ પ્રકારે વાસના સહિત સાફ કરવાને યોગ્ય છે. આત્મા તરીકે ઉપદેશાયલા ભગવાન્ વાસનાસહિત પ્રકૃતિના કાર્યનો નાશ કરે છે.

સાર—આમાં ઘણી અગત્યની બાબતો કહી છે, તેમાં એક એ છે કે માત્ર ચક્ષુથી ભગવાનના દર્શન થતાં નથી-ભગવાન્ બહાર પ્રકટ હોય ત્યારે પણ હૃદય ભાવથી ઉભરાય, અને તે હૃદય ચક્ષુદ્વારા દર્શન કરે, ત્યારે જ ભગવાનના દર્શન થાય. ત્યાં સુધી દર્શન, સેવા સર્વ સાધનરૂપ છે. એ સાધનમાં ભાવની મેલવણી હોવીજ જોઇએ. ભાવનાથી સિદ્ધ થયલો ભાવ જ ભગવત્પ્રાપ્તિનું સાધન છે, બીજા કોઈ સાધનની અપેક્ષા નથી, એમ संन्यासनिर्णयમાં કહ્યું છે, તેનો આશય પણ આ જ છે. शिक्षाश्लोकीમાં પણ भावस्तत्राप्यसदीयः सर्वस्वं વગેરેમાં છેલ્લે એ જ સોનેરી શિખામણ આપી છે. પચાસવાર શ્રીનાથજી નિરખો, પચાસ વર્ષ સેવા કરો, રોજ દર્શન કરો, પુષ્કલ દ્રવ્ય, સામગ્રીનો વિનિયોગ કરો, તેની ના નથી, પણ યાદ રાખવું કે એ સર્વનો ઉપયોગ માત્ર ભાવની વૃદ્ધિમાંજ છે, ભગવાન્ એ સર્વથી પ્રસન્ન થઇ દર્શન દેશે, એમ સમજવું નહિ. ભગવાન્ કાંઈ લૌકિક મનુષ્ય નથી, કે સોના, ચાંદી, ઝવેરાતથી છેતરાય, કે પુષ્કલ સામગ્રીથી લોભાય, એ સર્વથી ભાવની ઉન્નતિ થવી એટલોજ એ સર્વનો ઉપયોગ. માટે ભાવની વૃદ્ધિ થાય નહિ, ત્યાં સુધી સંતોષ માનવો નહિ, આપણે કૃતકૃત્ય થયા એમ સમજવું નહિ. આથી જીંદગી સુધી વૈભવ અને ઠાઠમાઠથી સેવા કરતા કરાવતા મનુષ્યો મળશે, પણ ભાવનો ઉદ્રેક જેનામાં થયો હોય, એવા ભક્તો મળવા દુર્લભ છે. જ્યાં સુધી હૃદય અનન્ય થઈ, પતિવ્રતા સ્ત્રીની માફક ભગવાનનુ થયુ નથી, ત્યાં સુધી સર્વ નકામુ. ભગવાન્ તો पतिव्रतापतिः છે, अनन्याधिपति છે. लक्ष्मीकलत्राय किमस्ति देयम् ? हृदयम् । માટે જ શ્રીગોપીજને કહ્યું કે અમારૂ ચિત્ત તો તમે સુખેથી સર્વ પ્રકારે હરી લીધુ છે, હવે ઘેર જઇને શું કરીએ ?

१३. भगवद्धर्माणां श्रवणानुष्ठाने कर्तव्ये इति सर्वशास्त्रार्थनिर्णयोयमिति च भगवन्मार्गेन्यस्य कर्तव्यत्वाभावात् ॥ सु. ३३–२–३३ ॥

**ભગવદ્ધર્મોનું શ્રવણ અને અનુષ્ઠાન કરવું એજ સર્વ શાસ્ત્રાર્થનો નિર્ણય છે, આજ નિર્ણય છે, કેમ કે ભગવન્માર્ગમાં અન્ય કર્તવ્ય કરવાનું નથી.** (વર્ણાશ્રમ ધર્મ, યજ્ઞ, વગેરે સર્વ અન્ય ધર્મો ભગવન્માર્ગમાં કર્તવ્ય નથી એ સર્વ શાસ્ત્રોના અર્થનો નિર્ણય છે)

१४. दानव्रततपोहोमजपस्वाध्यायसंयमैः । श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते ॥ १०–४७–२४. દાન, વ્રત, તપ હોમ, જપ, સ્વાધ્યાય, સયમ, બીજા વિવિધ પ્રકારના સુકૃતથી કૃષ્ણને વિષે ભક્તિ સિદ્ધ થાય છે.

१५. भगवति उत्तमश्लोके भवतीभिरनुत्तमा । भक्तिः प्रवर्तिता दिष्ट्या मुनीनामपि दुर्लभा ॥ ૧૦–૪૪–૨૫. ઉત્તમ પુરુષો પણ જેના માત્ર વાણીથી ગુણગાન કરી શકે છે, એવા ભગવાનને વિષે તમે સૌથી શ્રેષ્ઠ પ્રકારની ભક્તિ, જે મુનીઓને પણ દુર્લભ છે, તે પ્રવર્તાવી છે, તે મારા જેવાના ભાગ્યને લીધેજ, કે મારા જેવા સર્વદા ભગવાનની પાસે રહેનારને પણ ખબર પડી કે આવી ભક્તિ તો શાસ્ત્રમાં પણ પ્રસિદ્ધ નથી.

१६. दिष्ट्या पुत्रान् पतीन् देहान् स्वजनान् भवनानि च । हित्वा वृणीत यूयं यत् कृष्णाख्यं पुरुषं परम् ॥ ૧૦–૪૩–૨૬. તમારું ભાગ્ય છે કે તમે પ્રપત્તિમાં બાધક પુત્રો, પતિઓ, દેહની વિવિધ અવસ્થા, સખીઓરૂપ સ્વજનો, આધારરૂપ ઘર, લોક, એ સર્વનો ત્યાગ કરીને કૃષ્ણ, પુરુષોત્તમને વર્યા છો.

१७. सरिच्छैलवनोद्देशा गावो वेणुरवा इमे । संकर्षणसहायेन कृष्णेनाचरिताः प्रभो ।
पुनः पुनः स्मारयंति नन्दगोपसुतं बत । श्रीनिकेतैस्तत्पदकैर्विस्मर्तुं नैव शक्नुमः ॥

જલ ભરવા તો જવુંજ જોઇએ, ત્યાં યમુનાના દર્શન થાયજ, ઉંચા ગોવર્ધનના પણ દર્શન થાયજ, વિહારને માટે વૃંદાવનના પણ દર્શન થાયજ. ગાયો તો ઘરમાંજ, આ વેણુના રણકારના તો હજુ પણ કાનમાં ભણકારા વાગે છે. લીલામાં નિર્ભયતાને માટે સંકર્ષણ સાથે હોયજ. બહાર વૃત્તિનિરોધ હોય ત્યારે પણ માખણની ચોરી, દૈત્યોને મારીને રક્ષણ કરેલું તે, અને સ્વચ્છન્દ રમણ, એ સર્વે ફરી ફરીને નંદગોપસુતનું સ્મરણ અમને કરાવે છે. વળી લક્ષ્મીના સ્થાનરૂપ અતિ સુંદર ઠેર ઠેર પડેલાં પગલાં, અને અમારા હૃદયમાં સબધથી સ્થપાયલાં–આને લીધે અમે એને ભૂલવા મથીએ, તો એ ભૂલી શકતાજ નથી. (૧૦–૪૪–૫૧)

१८. ब्रह्मप्राप्तिः तपोज्ञानादिभिः, किं स्तोत्रेणेति चेत्, तत्राह, नास्माकं फलं शब्दविषयकं ब्रह्म, किंतु एतदेव प्रत्यक्षतो दृश्यं तदपि प्राकृतचक्षुषैव, तत्रापि सर्वाभरणभूषितं, तत्रापि प्राकृतालंकारसहितं, तत्राप्येतदवस्थापन्नमिति । लौकिके प्राकृते भावे यस्य भावः स भक्तिमान् । हीनभावं तं विदित्वा योन्यथा वेद सोधमः । यद् गृह्णाति यथैवायं बोधयत्यत्र लौकिके । तत् प्रमाणमिहास्माकं नान्यद् भिन्नाधिकारतः । १०. प्र. ३. १ सु. બ્રહ્મજ્ઞાન તપ જ્ઞાન વગેરેથી થાય, સ્તોત્ર કરવાથી શું ફલ ? ઉત્તરમાં બ્રહ્મા કહે છે કે શબ્દવિષયક–વેદવિષયક–બ્રહ્મ અમને ફલરૂપ નથી, પરંતુ આ પ્રત્યક્ષ દર્શન આપે છે તેજ; તે પણ પ્રાકૃતચક્ષુવડેજ જેના દર્શન થાય છે, તે પણ સર્વ આભૂષણથી શણગારેલું, તે પણ પ્રાકૃત અલંકાર, ગુંજા મોરપિચ્છથી શોભતું, તે પણ આ ગોપબાલની આ અવસ્થાવાળુ. લોકમાં પ્રસિદ્ધ **પ્રાકૃત જેવા સ્વરૂપમાં જેનો ભાવ તેજ ભક્તિમાન્. એ પ્રાકૃત ભાવને જે હીન જાણીને અન્યથા જાણે છે તે અધમ.** આજ रसो वै सः છે, વેદિયા અક્ષરજ્ઞાનીને રસનું શું ભાન ? આ ભગવાન્ લોકમાં જે રૂપ ગ્રહણ કરે છે, જેવો બોધ કરે છે, જેવો અનુભવ કરાવે છે, તેજ અમને પ્રમાણ. આ ભક્તિમાર્ગમાં તો એમજ છે. જગત્કર્તા, વ્યાપક, વેદપ્રસિદ્ધ રૂપ અમને ફલરૂપ નથી, કેમકે ભક્તિનો અધિકારજ ભિન્ન છે. જ્ઞાનમાર્ગીઓ ભલે વેદપ્રસિદ્ધ રૂપને ફલરૂપ માને.

१९. दृष्ट्वैवमादिगोपीनां कृष्णावेशात्मविक्लवम् । उद्धवः परमप्रीतस्ता नमस्यन्निदं जगौ ॥ एताः

परंतपुभृतो भुवि गोपवध्वो गोविन्द एवमखिलात्मनि रूढभावाः । वांछंति यं भवभियो मुनयो वयं च किं ब्रह्मजन्मभिरनंतकथारसस्य भा. १०–४४–५८-५९....अंतर्निष्ठा वा विरहो वा द्वयमेव, न तासां अन्या लौकिकी अवस्था, एवं दृष्ट्वा परमप्रीतो जातः, एवमेव हि स्थातव्यं भक्तेनेति ।.... मुमुक्षवः, मुक्ताः, वयं भक्ताः, सर्वे एव धर्ममार्गपराः । सर्वेषां विदेहकैवल्यपर्यंतं बहिः संवेदना अस्त्येव, तत्र लौकिक एव भावः सर्वेषां जायते । नारदादीनामपि कदाचित् प्राकृतवद् व्यवस्था । प्रह्लादस्यापि राज्यादिकरणात् तथावसीयते । ननु एतदपेक्षया ये श्रोत्रिया ब्रह्मविदो ब्राह्मणाः वसिष्ठादयः ते महान्तो भविष्यन्ति इत्याह किं ब्रह्मजन्मभिः । ब्रह्मभावापन्नानां जन्मभिः शौक्लसावित्रयाज्ञिकैः न किंचित् ।....अनन्तकथायां रसयुक्तस्य ब्रह्मजन्मभिः न कोपि पुरुषार्थः साधनीयः । १०–४४–५८.

આ પ્રમાણે દરરોજ ઉપદેશ છતાં દરરોજ વૈકલ્ય,આમ બન્ને જોઇને, 'જોકે આત્મરૂપ હોવા છતાં જેવું બહારનું ભાન થાય કે તરતજ ભગવદાકાંક્ષા–તે પણ નિર્દોષ–જોઇને કૃષ્ણના આવેશથી દેહનુ વૈકલ્ય જોઇને, ઉદ્ધવ બહુ પ્રસન્ન થયા, અને તેમને પ્રણામ કરીને નીચે પ્રમાણે ગાયું. ભૂતલ પર જો કોઈ ખરા દેહધારી હોય, પુરુષાર્થ સિદ્ધ કરનાર હોય, તો તે ગોપીજન જ છે, કેમકે એમનો સર્વના આત્મારૂપ ભગવાનમાં ભાવ આરૂઢ થઈ ગયો છે. એ ભાવ તો મુમુક્ષુ, મુક્ત મુનિઓ, અને અમારા જેવા ભક્તોમાં પણ નથી. જેને ભગવાનની કથાના રસની લગની લાગી છે, તેને બ્રહ્મ જન્મથી શું લાભ? જેમને ભગવાનની કથામાં રસ પડતો નથી, તેમને બ્રહ્મ જન્મથી શું ફલ? આ ગોપીજનને તો અંતર્નિષ્ઠા–હૃદયમાં ભગવાનની જ લગની, બહારનું જ્ઞાન થાય કે ભગવાન્ ક્યાં? એમ વિરહથી આતુર,–આ બે સિવાય બીજી કોઇ અવસ્થા જ એમના મનની નથી. સંસાર તો એમને સાંભરતો જ નથી. આવું જોઇને ઉદ્ધવ બહુ પ્રસન્ન થયા કે ભક્તો તો આમજ રહેવું જોઇએ. પોતામાં પણ આવા વિરહનો અભાવ જોઈ, પોતાથી એમને અધિક માનીને તેમને નમન કરીને તેમની સ્તુતિ કરી–ખરા દેહધારીઓ તો આજ, જ્ઞાનીઓ એ નહિ, લૌકિકો તો નહિ જ, અને ભક્તો પણ નહિ. લૌકિકોનું જીવન તો વ્યર્થ છે. જ્ઞાનીઓને જ્ઞાનપ્રાપ્તિપર્યંત શરીરનો સાધન તરીકે ઉપયોગ, પછી તો દેહ ભારરૂપ, ભક્તો મૂઢતાથી દેહનેજ આત્મા માને, બહિર્મુખ. મારા જેવા ભક્ત, જ્ઞાનવાળા, તોપણ આવો ઉત્કટ વિરહ મારામાં ક્યાં છે? વળી વિદેહ કૈવલ્યપર્યંત સર્વને બહારનુ ભાન હોય છે જ; જીવન્મુક્તોને પણ એમ જ હોય છે. તે સમયે તેમને લૌકિક ભાવ જ હોય છે. નારદ પણ કોઈ કોઇ સમયે સંસારથી લોભાઈ જાય છે! પ્રહ્લાદે પણ રાજ્ય વગેરે કર્યું. શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણો વસિષ્ઠ, શૌક્લ, સાવિત્ર, યાજ્ઞિકો, એ સર્વે આ ગોપીજન આગળ હિસાબમાં નથી. જ્યારે તેમને બહારનું ભાન હોય છે ત્યારે તેઓ વેદનું અનુષ્ઠાન કરે છે, દીર્ઘસત્રો કરે છે, અંતર્નિષ્ઠ હોય છે ત્યારે બ્રહ્મપરાયણ હોય છે, તો પણ કર્મ કરતાં ભક્તિ શ્રેષ્ઠ એ તો નિર્વિવાદ છે. કર્મ પ્રપંચમાં સ્વાસ્થ્ય સંપાદન કરાવે છે, ભક્તિ ભગવાનના વિરહથી વિકલતા કરે છે.

# सेवाभावनाना मुद्रणविषे.

શ્રીહરિરાયજીની આ બહુ સરલ તેમ બહુ ઉપયોગી કૃતિ છે, તે જેટલી સરલ છે, તેટલીજ છપાવતાં વિશેષ શ્રમદાયક થઇ પડી છે, કેમકે એની ઘણી નકલો થઇ છે, અને તે સર્વે બહુ અશુદ્ધ અને જૂદા પાઠોવાળી છે શરૂઆતમાં અમને બે પ્રતિ શ્રીગટ્ટૂલાલજીની સંસ્થામાંથી પ્રાપ્ત થઇ, અને બે ભગવદીય રણછોડદાસ પેટલાદીએ આપી તે પરથી શુદ્ધ પ્રેસકૉપી બે સંસ્કૃત વિદ્યાર્થીઓ પાસે કરાવી પરંતુ તેમના કાર્યથી સંતોષ થયો નહિ અક્ષર સારા નહિ, શાંત ચિત્તથી લખેલુ નહિ, રહી ગયલા શ્લોક માર્જીનપર લખેલા, પદો છૂટા પાડેલા નહિ, અને જોકે હું તેમની સાથે બેસીને સરખાવીને શુદ્ધ કરી ગયો હતો, તોપણ પ્રુફ શોધતાં શ્રમ તેટલો જ રહ્યો પ્રથમ પ્રેસકૉપી નડીયાદના પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય માટે કરાવી હતી, પણ તેમણે છપાવવાનુ બંધ રાખવાથી મે તેમની પાસે મંગાવી મારે ખરચે છપાવવાનો નિશ્ચય કર્યો ટ્રસ્ટી શેઠ ગોરધનદાસે મને કહ્યુ કે તમારી પાસે છપાવવા લાયક પુસ્તક હોય તો તરત આપો તે પરથી મે તેમને આપી. અને ટ્રસ્ટફંડના સાહાય્યથી આ ગ્રન્થ પ્રકટ થયો

ભાષાંતર થોડુ કર્યા પછી ભગવદીય ત્રિભુવનદાસ પીતાંબરદાસ શાહે જતિપુરાથી પોતાની વ્રજભાષાના ભાષાંતરવાળી પ્રતિ મોકલી આપી, આથી ભાષાંતર કરવામાં કાંઇક સરલતા થઇ. છપાવતી વખતે એક પ્રતિ શ્રીગોકુલાધીશજીના મંદિરમાંથી ગોસ્વામી શ્રી૬મગનલાલજી તથા ચિ લાલબાવા શ્રીગોકુલનાથજીએ આપી તે પણ પ્રાચીન હોવાથી તે પ્રમાણે કેટલાક પાઠ બદલવાનુ યોગ્ય લાગ્યુ પ ગટ્ટૂલાલજીની પ્રતિ બહુ અશુદ્ધ છતાં બહુ પ્રાચીન છે તેમાં પ્રથમ શ્લોક પાછળથી કોઇ વિદ્વાને સ્વહસ્તે ઉમેરેલો છે તે નીચે પ્રમાણે છે—श्रीमदाचार्यचरणौ शरण सर्वेदेहिनाम् । समस्तदोषदहनौ मस्तके राजते मम ॥ આમાં राजते ઠીક ન હોવાથી શ્રીમગનલાલજીની પ્રતિમાં જોતા તેમા એ શ્લોક પાછળથી ઉમેરેલો નથી, તેમ પ્રતિ પણ પ્રાચીન છે, તેમાં श्रीमदाचार्यचरण शरण सर्वदेहिनाम् । समस्तदोपदहन मस्तके राजता मम ॥ એમ મળ્યુ આ બે પ્રતિપરથી સ્પષ્ટ થાય છે કે શ્રીહરિરાયજીએ પોતે પાછળથી ફેરફારો કર્યા હશે ફેરફારો કર્યા પહેલાં પણ નકલો થયેલી, અને ફેરફારવાળી પ્રતિપરથી પણ નકલો થયેલી, આથી પાઠભેદવાળી નકલો મળે છે ચાગ્સોને આશરે શ્લોકો છપાયા પછી ભાઇ વાડીલાલ પાસેથી એમની પોતાની, પરિષદ્‌ની, અને મારા પરમ મિત્ર ગો મગનલાલશાસ્ત્રીની પ્રતો મળી ગટ્ટૂલાલજીના સંગ્રહમાંથી એક નાના પત્રોની સુંદર પ્રતિ મળી, અને શ્રીનૃસિંહલાલજીના મંદિરના સમાધાનીએ મંદિરના ભંડારની પ્રતિ બહાર રાખી સરખાવવાની સગવડ કરી આપી છાપવાનુ કાર્ય પૂરુ થવા આવતા ભાઈ ગોવિંદલાલને ખબર પડતા પોતે મગનલાલશાસ્ત્રીના સંગ્રહમાંથી એક પ્રાચીન સુંદર પ્રતિ આણી આપી એનો ઇતિહાસ નીચે પ્રમાણે છે—શ્રીહરિરાયજી જણુસરમાં ઘણો સમય બિરાજ્યા હતા ત્યાંની આખી સૃષ્ટિ એમની જ છે ત્યાથી એક માઇલપર ભાનુક્ષેત્ર (ભાનખેતર) નામનુ ગામડુ છે ત્યા તળાવ પર શ્રીહરિરાયજીની બહુ સુંદર બેઠક છે એ સ્થલ વિપ્રયોગનો અનુભવ કરવાને લાયક સુંદર છે શાસ્ત્રી મહાશંકર આત્મારામ જણુસરના બહુ વિદ્વાન્ શાસ્ત્રી હતા તેમની પાસે બેઠકમાંથી બીજા પુસ્તકો સાથે આ પણ આવ્યુ એમને પ્રજા ન હોવાથી અંતકાલ સમયે એમના સ્નેહી રા રા માણેકલાલ તુમડીને બીજા પુસ્તકોની સાથે આપ્યુ અને તેમણે આ ઇતિહાસ કહીને મગનલાલશાસ્ત્રીને ઇ સ ૧૯૩૨–૩૩ માં આપ્યુ તે વખતે ભાઈ ગોવિંદલાલ, જમાતા, હાજર હતા, તેમણે પુસ્તક આપતાં આ સર્વ વૃત્તાંત મને કહ્યો.

સવત્ ૧૮૦૧ ચઈત્ર શુક્લ ૧

પ્રતિ બહુ સુદર છે. પ્રથમ પત્રપર શરૂઆતના श्रीकृष्णाय नमः ની ઉપર સવત્ ૧૮૦૧ ચૈત્ર શુક્લ ૧ પાછળથી મોટે અક્ષરે લખેલુ છે. શ્રીગદૂલાલાની પ્રાચીન પ્રતિમાં તેમજ ગોસ્વામી શ્રીમગનલાલજીની પ્રતિમાં દરેક લીલાના શ્લોકના નબર જૂદા જૂદા આપ્યા છે. આ પ્રતિમાં અનુક્રમે ૧૧૦૫ સુધી આપ્યા છે શ્રીગદૂલાલાજીની નાની સુંદર પ્રતિમાં પણ આમ અનુક્રમે જ છે. તે પરથી એમ લાગે છે કે સર્વ સુધારા કર્યા પછીની આ બને પ્રતિઓ છે. બનેમાં પાઠ ફેર છે, અશુદ્ધિઓ છે, પણ તે તો હસ્તલિખિત ગ્રન્થોમાં લગભગ અનિવાર્ય છે. લહિઆઓ સસ્કૃત ન જાણે તો દોષ કરેજ, સસ્કૃત જાણે તો દષ્ટિદોષથી કોઇને બદલે કોઇ અન્ય શબ્દો લખે. કોલેજમાં સંસ્કૃત નાટકોના ગ્રન્થોનો અભ્યાસ કરનારાઓને અર્ધા પત્ર સુધીની ફુટનોટોમાં પાઠ ફેર વાંચેલા સ્મરણમાં હશે મેં પણ આ ગ્રન્થનો પાઠફેરનો સગ્રહ કરવા માંડ્યો હતો, અને ઘણો ભાગ કર્યો હતો, પણ એ અશુદ્ધ પાઠોના સંગ્રહથી કાંઈ લાભ છે જ નહિ, એમ નિર્ણય પર આવી છેલ્લે આવશ્યક શુદ્ધ પાઠ અને પાઠફેરનો નાનો સગ્રહ તૈયાર કર્યો આટલા બધા પાઠફેર, અશુદ્ધિ વગેરેથી વાચકે આશ્ચર્ય પામવુ નહિ આ ગ્રન્થની નકલો વધારે થવાથી પાઠફેર અને અશુદ્ધિઓ વધતી જ જાય, એ સ્વાભાવિક છે એમ મારો અનુભવ છે. આ ગ્રન્થ છપાવવાની શરૂઆત કરી, ત્યારે સપ્રદાયમાં પ્રચલિત સહસ્રીભાવના નામ શરૂઆતમા આપ્યુ, પછી જેમ જેમ શુદ્ધ પ્રતિઓ મળતી ગઈ, તેમ તેમ ઇતિશ્રીઉપરથી ખાત્રી થઈ કે શ્રીહરિરાયજીએ એનુ નામ सेवाभावना જ રાખ્યુ હતુ. તેથી અમે અસલની इतिश्रीहरिदासविरचिता सेवाभावना समाप्ता એમ ઇતિશ્રી રાખી છે, અને ગ્રન્થનુ નામ પણ सेवाभावना જ રાખ્યુ છે

સિદ્ધાન્તમુક્તાવલિમા શ્રીમહાપ્રભુજી કહે છે કે कृष्णसेवा सदा कार्या मानसी सा परा मता चेतस्तत्प्रवणं सेवा. ચિત્ત પ્રભુમાં પરોવવુ તે જ સેવા ભાવના ચિત્ત પ્રવણ થયા વિના થાય નહિ, માટે સેવા અને ભાવના સમાન છે ભાવનાથી ભાવ સિદ્ધ થાય છે દેવાદિમાં રતિ થવી તેનુ નામ ભાવ. કૃષ્ણ દેવ છે, મનુષ્ય નથી. સિદ્ધાન્તમુક્તાવલિમા કહ્યુ છે કે यथा जलम् तथा सर्वम्, यथा शक्ता, तथा बृहत्, यथा देवी तथा कृष्णः। જેમ ગંગાજીનુ જલ છે, તેમ સર્વ જગત્ પ્રાકૃત છે, આધિભૌતિક છે. જેમ ગંગાજીમાં ભક્તોને વાછિત ફલ આપવાની શક્તિ છે તે આધ્યાત્મિક છે, તેવુ અક્ષર બ્રહ્મ છે. જેમ ગંગા દેવી છે, તેમ શ્રીકૃષ્ણ દેવ છે, પ્રભુ કૃષ્ણ લૌકિક નથી, અને લૌકિક સ્વીકારતા પણ નથી. આપણુ સર્વસ્વ ઐહિક, પારલૌકિક કૃષ્ણ જ છે, એવો ભાવ એમનામાં હોવો જોઇએ. તે રીતે આ ભાવના કૃષ્ણમાં ભાવ ઉત્પન્ન કરનારી છે તેમાં લેશ માત્ર પણ લૌકિક આવેશ થવો જોઇએ નહિ સમસ્ત વ્રજ, વૃંદાવન, ગાયો, ગોપીજન સર્વ લીલાસામગ્રી આધિદૈવિક જ છે. બૃહદ્વામનપુરાણમાં કહ્યુ છે કે શ્રીગોપીજન સ્રીઓ નથી, એ તો વેદની શ્રુતિઓ છે, અને ઋષિરૂપા કુમારિકાઓ છે. પુષ્ટિપ્રવાહમર્યાદામાં કહ્યુ છે કે "जीवाः पुष्टिमार्गे भिन्ना एव न संशयः। भगवद्रूपसेवार्थम् तत्सृष्टिर्नान्यथा भवेत्। स्वरूपेणावतारेण लिंगेन च गुणेन च तारतम्यं न स्वरूपे देहे वा तत्क्रियासु वा॥ तथापि यावता कार्यम् तावत् तस्य करोति हि। × × × एवम् सर्गस्तु तेपाम् हि फलमत्र निरूप्यते। भगवान् एव हि फलम् स यथाविर्भवेद् भुवि॥"

" પુષ્ટિમાર્ગમાં જીવો ભિન્ન છે, એમાં કાંઇ સશય નથી. ભગવાનના રૂપની સેવાને માટે

તેમની સૃષ્ટિ છે જો તેઓને સરજ્યા ન હોત તો ભગવાનની સેવા થઈ શકત નહિ સ્વરૂપથી, અવતારથી, લિંગથી, ગુણથી, સ્વરૂપમાં, દેહમાં, તેમની ક્રિયાઓમાં ભગવાનથી કાંઈ તારતમ્ય નથી તોપણ લીલા સિદ્ધ કરવાને માટે જોઇતુ તારતમ્ય ભગવાન્ રાખે છે આવી તેમની સૃષ્ટિ છે હવે તેમનુ ફલ નિરૂપણ કરીએ છીએ ભગવાન્ ભૂતલપર પ્રકટ થાય તેજ તેમનુ ફલ" આ પરથી સ્પષ્ટ છે કે ભગવાન્, ભગવાનની લીલા અને લીલાસામગ્રી સર્વે અધિદૈવિક છે, છેક અતરગ હૃદયના ભાવરૂપ છે જેમ પ્રકાશની એક કેન્ડલ પાવર કલ્પીને ચાલીશ કેન્ડલ પાવર હજાર કેન્ડલ પાવર વગેરે ગણત્રી કરવામાં આવે છે, તેમ આનદની ગણત્રી તૈત્તિરીય ઉપનિષદમા કરી છે વેદાદિનુ અધ્યયન કરેલો, નિરોગી, ભોજન વગેરેની શક્તિવાળો, દૃઢ અગવાળો, અતિશય બલવાન યુવાન્, આ સર્વ પૃથિવી તેને માટે વિત્તથી ભરેલી, આ એક માનુષ આનન્દ એટલે આનન્દની એક પાવર આથી સમજાશે કે એક પાવર જેટલો આનન્દ પણ મનુષ્યને મળવો મુશ્કેલ છે, અને ચિરકાલપર્યન્ત તો અશક્ય જ છે આવા સો આનન્દ એકઠા કરીએ ત્યારે એક મનુષ્યગધર્વનો શ્રોત્રિય નિષ્કામનો આનન્દ થાય આવા સો મનુષ્યગધર્વના આનન્દ એકઠા કરીએ, ત્યારે એક દેવગધર્વનો આનન્દ થાય એટલે માનુષ આનન્દ કરતા દશ હજાર ગણો દેવગધર્વનો આનન્દ થયો આવા સો દેવગધર્વના આનન્દ એકઠા કરીએ ત્યારે પિતૃઓનો એક આનન્દ થાય, એટલે માનુષ આનન્દ કરતા દસ લાખ ગણો પિતૃઓનો આનન્દ થયો તેનાથી સો ગણો દેવનો એક આનન્દ થાય, એટલે માનુષ આનન્દ કરતાં દશ કરોડ ગણો થયો તેનાથી સો ગણો, માનુષ આનન્દથી દશ અબજ ગણો કર્મદેવનો આનન્દ થાય તેનાથી સો ગણો નિષ્કામ દેવનો આનન્દ તેનાથી સો ગણો ઇન્દ્રનો આનન્દ, તેનાથી સો ગણો બૃહસ્પતિનો આનન્દ તેનાથી સો ગણો પ્રજાપતિનો આનન્દ, તેનાથી સો ગણો અક્ષર બ્રહ્મનો આનન્દ અર્થાત્ દશઅબજને દશઅબજે ગુણીએ, અને જે સખ્યા આવે તેટલુ તારતમ્ય સપૂર્ણ માનુષ આનન્દ (જે કોઇ મનુષ્યને પ્રાપ્ત થતો જ નથી) અને અક્ષર બ્રહ્મના આનન્દમાં છે અને પરબ્રહ્મ કૃષ્ણના આનન્દની તો ગણના ભેદથી પણ થઈ શકતી જ નથી આ પરમ આનન્દ લીલાસૃષ્ટિના જીવોને સહજ છે શ્રીમહાપ્રભુજીના કૃપાપાત્ર, ચોર્યાસી, બસોબાવન વૈષ્ણવો વગેરેએ એ આનદ ભોગવ્યો, છે, સૂરદાસ, પરમાનદદાસ કુંભનદાસ, ચતુર્ભુજદાસ વગેરે અષ્ટ સખા, તેમજ જયદેવ, નૃસિંહ મીરા, દયારામ વગેરેએ તે ગાયો છે, અને ગુજરાતને એ આનદનો રસાસ્વાદ આપ્યો છે, અને આજે પણ એ નિર્દોષપૂર્ણગુણ આનદના અનુભવી સાક્ષી ભૂતલપર બિરાજે છે

પુષ્ટિમાર્ગનું સાહિત્ય છેલ્લા ચાલીશેક વર્ષમાં પુષ્કલ પ્રકટ થયુ છે આટલુ મોડુ પ્રકટ થવાથી સપ્રદાયને અને ગુજરાતને ઘણુ નુકસાન થયુ છે પ્રખ્યાત હરિ હર્ષદ ધ્રુવ અને કેશવ હર્ષદ ધ્રુવ અત્યુત્તમ રસિક લેખકો પરમ ભગવદીય નાગજીભાઇના વશજ હતા, પણ પુષ્ટિમાર્ગીય જ્ઞાનના અભાવે હરિ હર્ષદ જન્મપર્યંત લૌકિક રસમાં જ મગ્ન રહ્યા ભગવદ્રસ ચાખી શક્યા નહિ, તો વર્ણવે તો ક્યાંથીજ ? અને કેશવ હર્ષદ જેમણે ગીતગોવિન્દનુ અદ્વિતીય ભાષાન્તર કરી વર્ષોસુધી પાંચ કે તેથી વિશેષ આવૃત્તિઓ કાઢી તે પદરેક વર્ષ ઉપર શૃગારરસમડનની પ્રસ્તાવના વાંચીને ભાઈ મૂલચદ્ર તેલીવાળાને ઘેર મળવા આવ્યા, અને તેમને કહ્યુ કે તમે તમારી પ્રસ્તાવનાથી મારા મન ઉપર નવીન પ્રકાશ નાખ્યો છે હુ ગીતગોવિન્દને નવીન દૃષ્ટિથી નિહાળતાં શીખ્યો છુ, હવે મારે પુષ્ટિમાર્ગના ગ્રન્થો તમારી સાથે વાંચવાની ઇચ્છા છે પણ મુબઇમા રહી વાંચવાની એ ઇચ્છા એમની પાર પડી નહી જો પુષ્ટિમાર્ગીય સાહિત્ય તેમના વાંચવામાં આવ્યુ હોત તો જૂદુજ પરિણામ આવત,* અને પ્રખ્યાત દિવાન બહાદુર કૃષ્ણલાલ ઝવેરી, પ્રાચીન ગોસ્વામી

બાલકોને મળેલા બાદશાહોના ફરમાનોના ભાષાન્તર કરનારની માફક કહેત કે હું પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનો પુત્ર છુ, અને વૈષ્ણવ છુ સદ્‌ગત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, મહાભારતના કર્તા સમાન ધુરન્ધર લેખક પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ માધવરામના સંતાન હતા, જેમણે પોતાની મુબઈની વ્યાપારની પેઢીનુ નામ કૃષ્ણ વાસુદેવની પેઢી એમ રાખ્યુ હતું જો એ મહાન્ લેખક અને વિચારકને પુષ્ટિમાર્ગીય જ્ઞાન ભક્તિ પ્રાપ્ત થયાં હોત, તો તેમણે ગુજરાતને ભગવાનના દર્શન કરાવી શુદ્ધ ભક્તિરસમાં ગરકાવ કરી સમગ્ર ભારતવર્ષમાં પોતાની કીર્તિ ઉજ્જ્વલ કરી હોત નૃસિંહની માફક રાસલીલાનો સાક્ષાત્કાર કર્યો હોત, મીરાંની માફક ગિરિવરધરને વર્યા હોત, દયારામની માફક ભગવાનના નિશ્ચયના મહેલને ભૂતલપર આણી ગુજરાતને ભગવદ્ ધામ બનાવ્યુ હોત પણ પુષ્ટિમાર્ગના જ્ઞાનના અભાવે એમના લેખોનો મ્હોટો ભાગ લખાયા પછી જીદગીને અન્તે એમણે યોગાભ્યાસ આરભ્યો અને દયારામની પ્રેમરસથી ઉભરાતી કવિતામાં યોગનુ જ દર્શન કર્યું, અને દયારામના અક્ષર દેહમાં તે લખી નાખ્યુ

આ એમની ગભીર ભૂલ હતી, અને જેમ કીર્તિ વધારે, તેમ એ ભૂલનુ ગાંભીર્ય વિશેષ, પણ પરિણામ–મોક્ષ તરફ દૃષ્ટિપાત કરતાં ભક્તિમાં અને યોગમા કાંઇક સામ્ય છે તત્ત્વજીજ્ઞાસુએ, મોક્ષાકાંક્ષીએ સસારને અસગ શસ્ત્રથી છેદવાનો છે જ તે યોગ એટચે ચિત્તવૃત્તિનિરોધથી કરો, કે પ્રેમથી કરો જે પરિણામ યોગથી આવે, તે ભક્તિથી પણ આવે પણ યોગમાં ચિત્તને પ્રાણાયામ વગેરે સર્વ સાધનો સિદ્ધ કરતાં બહુ કષ્ટ પડે છે અને પ્રેમમાં પ્રસન્નતાથી ચિત્ત પ્રેમપાત્ર પ્રભુ તરફ ઢળે છે, અને વાર્યું વળતુજ નથી યોગમાં તો હૃદયને અવકાશ જ નથી, તેને પત્થર જેવુ કરવુ પડે છે, અને ભક્તિમાં તો હૃદય જ પ્રધાન છે ઘણુ કષ્ટ વેઠી યોગી જે સાધનોથી કરી શકે છે, તે પોતાના બાલકપર પ્રેમવાળી માતા, પતિતરફ પ્રેમવાળી સતી, સહજ કરે છે તેથી જ પ્રેમમૂર્તિ દયારામે ગાયુ કે

અજીઠા સરખા યોગને શુ પાથરીએ કે ઓઢીએ,
પ્રત્યક્ષ પાવક પરહરી, શિદ પત્થરમાં શિર ફોડીએ

યોગી નિર્વિકલ્પક સમાધિ સુધી પહોચે નહિ તો અપૂર્ણ રહે વચમા સિદ્ધિઓ લોભાવે અને પાત થાય ભક્તને સિદ્ધિઓ કોઈ પણ રીતે લોભાવી શકતી નથી, એટલુજ નહિ, પણ તે મોક્ષની પણ ઇચ્છા કરતો નથી, કેમકે તેને તો ભગવાન્ વશ થાય છે

જો પુષ્ટિમાર્ગની દૃષ્ટિથી જોઇએ તો તો જે દર્શન ભક્તને થાય છે, જે સ્થિતિ એને પ્રાપ્ત થાય છે, તે યોગીને અશક્ય જ છે, અને તેમાં પણ અવિહિત ભક્તિ જે વ્રજવાસીઓને, શ્રીયશોદાને, શ્રીગોપીજનને પ્રાપ્ત થઈ, તેનુ તો સ્વપ્નુ પણ યોગીને દુર્લભ છે આથી જ અમે કહીએ છીએ કે એક ઉત્તમ ભક્તના અત્યુત્તમ પુત્રની દૃષ્ટિ માત્ર યોગ સુધી જ પહોચી, અને પુષ્ટિમાર્ગની ઝાંખી પણ કરી શકાઇ નહિ આથી જ અમે કહીએ છીએ કે પુષ્ટિમાર્ગનુ સાહિત્ય મોડુ પ્રકટ થવાથી પુષ્ટિ સમ્પ્રદાયને અને ગુજરાતને ઘણુ નુકસાન થયુ છે

એમના ભાઇ નરહરિરામે એ દયારામનો અક્ષર દેહ ભાઈ તેલીવાળા પાસે સુધરાવવાને

---

•*જ્યારે ભાઈ તેલીવાળાએ શૃગારરસમડન ગુજરાતી ભાષાતર સાથે પ્રકટ કર્યું, ત્યારે એમણે કાળજીપૂર્વક તે વાચી પોતાને યોગ્ય લાગતા સુધારા તથા ફેરફારો સૂચવી તે સુધારેલી પ્રતિ ભાઇ તેલીવાળા પર મોકલી આપી હતી.

અથવા નીચે સુધારા વધારા કરવાને એમને ત્યાં ઘણાં વર્ષ સુધી રાખી મૂક્યો, પણ ઈશ્વરેચ્છાના અભાવમાં ભાઈ મૂલચંદના ગોલોકવાસ પછી તે પાછો લઈ જવો પડ્યો.

સદ્દગત મણિલાલ નભુભાઇ દ્વિવેદી પુષ્ટિમાર્ગનું ગૌરવ સમજતા, કેમકે એ પંડિત ગટ્ટુલાલાજીના સંસર્ગમાં શિષ્ય તરીકે મુંબઇમાં કેટલોક વખત સુધી આવેલા, અને તેથી જ પુષ્ટિમાર્ગનું કાંઇક અંશે જ્ઞાન હોવાથી એ માર્ગ વિરુદ્ધ એ કાંઇ પણ બોલતા કે લખતા નહિ. કવિ નર્મદે ઉછાંછળાપણાથી સુધારાના ઓઘમાં તણાઇ પુષ્ટિમાર્ગની ગટરોનું જ–મિસ મેયોએ ભારત વર્ષની ગટરો જોઇ તેમ–દર્શન કર્યું. પાછળથી પસ્તાઈ ધર્મવિચાર લખ્યો, પણ પુષ્ટિમાર્ગીય સાહિત્યના વાચનના અભાવમાં એ કવિના શૃંગારના ઉભરા લૌકિક જ રહ્યા. પ્રખ્યાત કવિ નાનાલાલ દલપતરામે પુષ્ટિમાર્ગીય મહારાજોની વિદ્વત્તાની અને ગૌરવભરેલા ઇતિહાસની કાંઇક અલપઝલપ ઝાંખી કરી તેનું વર્ણન કર્યું છે. પણ જો એમને रसो वै सःનો સાક્ષાત્કાર થયો હોત,–ગોકુલ વૃંદાવનમાં જે રસની રેલ આવી હતી તેમાં ન્હાયા હોત, તો પોતે કૃતકૃત્ય થઈ ગુજરાતને ખરા રસની ઝાંખી કરાવત, અને કાવ્યરૂપી અસત્ શાસ્ત્રના રસાભાસની જાલમાંથી છુટત. શ્રીવલ્લભાચાર્યજી કહે છે કે "સર્વ પદાર્થોમાં રસ છે. તે રસજ્ઞની આગળ અભિવ્યક્ત થાય છે. ભગવાનના રસરૂપ કર્મો તો અભિવ્યક્ત જ છે, પરન્તુ રસજ્ઞની અપેક્ષા છે" (સુ૦ ૩–૨૦–૬.) માટે હવે જેમ બને તેમ ત્વરાથી અણુભાષ્ય, સુબોધિની, નિબન્ધ, વિદ્વન્મણ્ડનના સરલ આકર્ષક ગુજરાતી ભાષાન્તર થવાં જોઇએ. માર્ગનો સિદ્ધાન્ત જાણ્યા પછી જ આવા ભાવના જેવા ગ્રન્થોનું સ્વારસ્ય સમજાય. પૂર્વના કર્મોથી, અથવા દૈવથી, અથવા ઇશ્વરેચ્છાથી, અને જો જ્યોતિષ્ વિદ્યા કાંઇક પણ અંશે સત્ય હોય તો, અને આર્ય શાસ્ત્રો કહે છે કે ત્રિકાલ જ્ઞાનીઓ ભવિષ્યની સર્વ વાત જાણે છે, એ સત્ય હોય તો, અહિં ભૂતલ પર દરેક મનુષ્યનું ભવિષ્ય નિશ્ચિત છે, તો તે નિશ્ચિતને માટે મિથ્યા પ્રયાસ ન કરતાં ભગવાન્માં જ ચિત્ત રાખવું ઉચિત છે, અને જ્યારે ભગવાન્ રસરૂપ છે, શૃંગારરૂપ છે, સંયોગ ને વિપ્રયોગાત્મક છે, અને પોતે આનન્દપ્રચુર હોઈ જીવને તે આનન્દ ગોપીજનની માફક દાન કરી શકે છે,—દાન કરવા તત્પર છે, તો તેની પ્રાપ્તિમાં જ જીવે સર્વ સમય ગાળવો એ જ ડહાપણભર્યું છે. બીજું સર્વ ફોકટના ફાંફાં, માયા ને મૂર્ખતા છે. પણ શુદ્ધ પ્રેમીજન, પ્રેમને શોધવાવાળા, રસના અભિલાષી દુર્લભ છે, કેટલાક તેવા હોય છે, પણ તેઓ ભૌતિક પુરુષ અથવા સ્ત્રી પર પ્રેમ કરી ક્લેશ પામે છે. એવા શુદ્ધ પ્રેમી આગળ મીરા, રસખાન, વગેરે ભક્તોની માફક પ્રભુસ્વરૂપ પ્રકટ થાય તો તેઓ સુરદાસની માફક કૃતાર્થ થઈ જાય. શ્રીવલ્લભાચાર્યજીના મતમાં फल પ્રભુનું હૃદયમાંથી બહાર પ્રકટ થવું તે છે. તેનો અવ્યભિચારી–કોઈ પણ કારણથી નિષ્ફલ ન જાય એવો–હેતુ प्रेम છે. રસશાસ્ત્રમાં પ્રેમની દશ દશાઓ કહી છે. તેમાં પ્રથમ चक्षुःप्रीति એટલે ચક્ષુપ્રીતિથી પ્રભુ તરફ વળવું તે. પૂર્વનો સંબંધ એ પ્રીતિનો आंतर हेतु છે. બહારની કોઇપણ ઉપાધિ, શરીરશોભા, વસ્ત્રાલંકાર વગેરેથી એ હૃદયની પ્રીતિ થતી નથી. જેનો સહસ્ર પરિવત્સરથી વિયોગ થયો છે, તેના સ્વરૂપ, ગુણ વગેરેના શ્રવણથી ચિત્ત તેને શોધવા ભમે છે, પછી બીજી અવસ્થામાં मनःसंग થાય છે, પોતે જે જે સુખો સંયોગમાં ભોગવ્યા હોય તેનું સ્મરણ થાય છે, પછી ત્રીજી અવસ્થામાં संकल्पोत्पत्तिः થાય છે, દર્શનને માટે નયન તપે છે, વચન શ્રવણ કરવાને કાન તલ્પે છે, મળવાને હૈયું તલ્પે છે, જ્યારે આ ત્રણ અવસ્થા થાય, ત્યારે પ્રભુ તરફ પ્રેમ થયો, એમ કહેવાય. પછી ચોથી અવસ્થામાં निद्राच्छेद થાય છે, ચિત્ત ઉદ્વિગ્ન થઈ

કશામાં લાગતું નથી, પછી પાંચમી અવસ્થામાં પ્રિયની અપ્રાપ્તિને લીધે શરીરમાં तनुता થાય છે, જ્વર આવે છે, પછી विषयेभ्यो व्यावृत्तिमां ચિત્ત વિષયોમાંથી વ્યાવૃત્ત થઇ જાય છે, પછી સાતમી અવસ્થામાં लज्जाप्रणाश થાય છે, આ ચાર અવસ્થા आसक्तिની સૂચક છે, પછી આઠમી અવસ્થામાં उन्माद થાય છે, પ્રિયની અપ્રાપ્તિને લીધે હૃદય અને શરીર જડ જેવાં થઈ જાય છે, પછી નવમી અવસ્થામાં मूर्छा થઇ કાંઈ પણ ભાન રહેતુ નથી, આ ત્રણ અવસ્થા व्यसनની સૂચક છે. પછી દશમી છેલ્લી અવસ્થા મરણ છે, જેમાં પોતે પોતાપણાનો, ભિન્નતાનો ત્યાગ કરી तन्मय થઇ જાય છે. શ્રીવલ્લભાચાર્યજી भक्तिवर्धिनी ग्रन्थमां કહે છે કે જ્યારે પ્રેમ, આસક્તિ અને વ્યસનની ઉપર કહેલી નવ અવસ્થા થાય ત્યારે જીવ કૃતાર્થ થાય. स्त्रीभावो गूढः पुष्टिमार्गे तत्त्वम् એમ વેણુ-ગીતમાં કહ્યું છે, તેનુ તાત્પર્ય આ પરથી સમજાય છે. પ્રેમાળ સ્ત્રીઓને આ ભાવ સહજ છે, નરદેહવાળાને પ્રભુ કૃષ્ણના પ્રવેશથી, અથવા કાત્યાયની શક્તિના પ્રવેશથી આવો ભાવ સિદ્ધ થાય; તેથી આ માર્ગમાં શ્રીવ્રજરત્નો જ ગુરૂ છે, અને તેમનું હૃદય, ભાવનાથી સિદ્ધ થયલો ભાવજ સાધન છે, અન્ય સાધનની અપેક્ષા નથી સ્ત્રીહૃદયદ્વારા જ એ કૃષ્ણભજનાનંદ પુરૂષને પ્રાપ્ત થાય છે, અને એમ હોવાથી જ આ સહસ્ત્રી ભાવના પુષ્ટિસંપ્રદાયમાં અત્યંત ઉપયોગી ગ્રન્થ છે.

પ્રેમ, યોગ અને જ્ઞાન બંને કરતાં બલવત્તર છે, તેથી જે યોગ ન સાધી શકે, જ્ઞાનપ્રાપ્તિ ન કરી શકે, તે પ્રેમમાત્રથી મોક્ષ પ્રાપ્ત કરી શકે જ. તેથી જ श्रीवल्लभाचार्ये કહ્યુ કે ये भक्ताः शास्त्ररहिताः, स्त्रीशूद्रद्विजबंधवाः, तेषामुद्धारकः कृष्णः, स्त्रीणामत्र विशेषतः । જે ભક્તો શાસ્ત્રથી રહિત છે, સ્ત્રી, શૂદ્ર અને દ્વિજબંધુઓ, બ્રાહ્મણભાઇ છે, તેમના ઉદ્ધારક શ્રીકૃષ્ણ છે, અને ખાસ કરીને સ્ત્રીઓના ઉદ્ધારક છે.



## દર્શન

પુષ્ટિમાર્ગીય મંદિરોમાં દર્શન કરવા આવનારા કેટલાક शांताकारं भुजगशयनं વગેરે શ્લોક શ્રીઠાકુરજી આગળ બોલી જાય છે; કેટલાક 'હે ચૌદ લોકના નાથ, હે સર્વસમર્થ, હે નોધારાના આધાર, મારાં પાપ નાશ કરો" વગેરે પ્રાર્થના કરે છે. આમ દર્શનના ભિન્ન ભિન્ન પ્રકાર છે, તેમાંના ઘણાં દર્શન શું તે સમજતાં જ નથી. પુષ્ટિમાર્ગીય પ્રભુ એટલે ગોકુલમાં શ્રીનંદરાયજીને ઘેર પ્રકટ થયલા બાલકૃષ્ણ, ગોપાલકૃષ્ણ, શ્રીયશોદોત્સંગલાલિત, ગોકુલનું સર્વસ્વ, શ્રીવ્રજરત્નોનું સર્વસ્વ; ઘણાં ઘણાં વર્ષો પછી વિરહાર્તિથી ભક્તોના મનોરથ પૂર્ણ કરવાને પ્રકટ થયલા પ્રભુ, શ્રીયશોદાની આર્તિ નહિ સહન થવાથી, શ્રીનંદ વગેરેની આર્તિ નહિ સહન થવાથી, સર્વ ગોકુલવાસીઓ, વ્રજવાસીઓની આર્તિ નહિ સહન થવાથી પ્રકટ થયલા પ્રભુ. એમનાં દર્શન એટલે ઘણાં ઘણાં વર્ષોથી વિખુટા પડેલા કોટિકંદર્પલાવણ્યપતિનું દર્શન, તે દર્શનથી થતો આહ્લાદ, હૃદયના સર્વ દુઃખોનો નાશ, સર્વ મનોરથોની પૂર્ણતા, આ લોક અને પરલોકનું સર્વસ્વ, એમનાં દર્શન એટલે હૃદયના ઉભરા ઉછળી નેત્રમાં આવી ઘણા વર્ષો પછી પ્રાપ્ત થયલા પ્રિયનો સંગમ, હૃદયના સર્વ દ્વારનું ખુલવું, તે પ્રિયના આશ્લેષની આકાંક્ષા, તેના વચન શ્રવણ કરવાની ઉત્કંઠા; વ્રજની સર્વ લીલાનું સ્મરણ, વૃંદાવનની સર્વ નિરંકુશ લીલાનું સ્મરણ, એ લીલામાં ચિત્તની તન્મયતા, તે લીલાસ્થલની પુનઃ પ્રાપ્તિની તીવ્ર ઇચ્છા, વિયોગથી થતી દીનતા, ઘણાં વર્ષો સુધી પરદેશ ભટકતા પરદેશવાસી

જનની સ્વજનને મળવાની ઝંખના, તે મિલાપ દૂર હોવાથી હૃદયનાં આંસુ, વિયોગી જીવનની નિષ્ફલતાનું ભાન.

સાંખ્યમાર્ગીઓને, યોગમાર્ગીઓને, જ્ઞાનમાર્ગીઓને બહાર પ્રભુના દર્શન થતાં જ નથી, તેઓ માત્ર આંતર ચક્ષુથી હૃદયમાં દર્શન કરે છે. નારદ, ધ્રુવ, પ્રલ્હાદ વગેરે દેવ તરીકે, વિષ્ણુ તરીકે, સકલ બ્રહ્માંડના નાથ તરીકે દર્શન બહાર કરે છે. પુષ્ટિમાર્ગીઓ આગળ પ્રભુનું સ્વરૂપ વ્રજવૃંદાવનનું છે, બાલકૃષ્ણરૂપે, નવનીતપ્રિયરૂપે, રાધારમણરૂપે, નટવરનાગરરૂપે, ગોકુલચંદ્રરૂપે, ગોવર્ધનધરરૂપે છે. બહાર ચક્ષુથી દર્શન થાય છે એ વાત ખરી છે, પણ જ્યાં સુધી હૃદયમાં ભાવ ન હોય, હૃદય તન્મય ન થયું હોય, સર્વ હૃદય તેને આધીન થયું ન હોય, ત્યાં સુધી હૃદયમાંથી ઉભરાઇ તે रसो वै सः બહાર પ્રકટ થતો નથી; હૃદયમાં ન માઇ શકે ત્યારે જ બહાર પ્રકટ થાય છે. એ રમની આકૃતિ-મૂર્તિ-તેજ વૃંદાવનના आनन्दमात्रकरपादमुखोदरादि કૃષ્ણ-સંયોગ સમયે બહિઃ પ્રકટ, વિપ્રયોગ સમયે અંતઃકરણના સ્વામી. વિષયાવેશ-સંસારાવેશમાં રસરૂપ પ્રભુ કૃષ્ણના દર્શન દુર્લભ, સયોગ રસ દુર્લભ, અને વિપ્રયોગ રસ તો બહુજ દુર્લભ. રસ વિષયનો વિરોધી છે, સસારનો વિરોધી છે. विषयाक्रान्तदेहानां नावेशः सर्वदा हरेः । જેમના દેહ વિષયથી ભરપૂર છે, તેમને સર્વદા હરિનો આવેશ થતો નથી. વિષયરૂપી કચરો હૃદયમાં હોય, પછી પ્રભુ ત્યાં કેવી રીતે પધારે ? નારદ, ધ્રુવ, પ્રહ્લાદ વગેરેની શાસ્ત્રીય અથવા વિહિત ભક્તિ છે, નંદ, યશોદા, ગોપીજ- નની ભક્તિ અશાસ્ત્રીય અથવા અવિહિત છે-અવિહિત ભક્તિનો આનંદ ઓર છે. બ્રહ્મા, મહાદેવ વગેરેને પણ તે દુર્લભ છે, તેનું દાન માત્ર પ્રભુની કૃપાથીજ થાય છે.

## रसो वै सः ।

*ભારતનાટ્યશાસ્ત્રમાં 'शृंगारहास्यकरुणा रौद्रवीरभयानकाः । बीभत्सादूभुतसंज्ञाश्चेत्यष्टौ नाट्ये रसाः स्मृताः એ શ્લોકમાં પણ શૃગારનો પ્રથમ નિર્દેશ કરીને તેનું પ્રધાનત્વ સૂચવ્યું છે. ત્યાર પછી 'श्यामो भवति शृंगारः' એ વાક્યથી શૃંગારરસના અધિષ્ઠાત્રી દેવતા વિષ્ણુને વર્ણવ્યા છે. આ ઉપરથી એમ સ્પષ્ટ પ્રતીત થાય છે કે ઉપનિષદ્‌માં જે પરમ તત્ત્વને રસરૂપ કહ્યું છે, અને જેની પ્રાપ્તિથી નિરવધિ નિરુપધિ આનંદની પ્રાપ્તિ થાય છે એમ ઉપદેશ્યું છે, તે પરમ તત્ત્વ રસરૂપ સ્યામ વિષ્ણુ છે. પુરાણ માત્રને વેદના ઉપબૃહણ વા અર્થવિસ્તારક કહેવામાં આવે છે. જે વાત સૂક્ષ્મ રીતે ઉપનિષદ્‌માં દર્શાવી હોય તેજ વાતને પુરાણમાં સ્પષ્ટ દષ્ટાન્તોથી સુદૃઢ કરી હોય છે. રસરૂપ-શૃગાર રસરૂપ શ્યામ વિષ્ણુની પ્રાપ્તિ એજ પરમાનંદની, એજ સકલ મનોરથની, પૂર્તિ કરાવે છે. એ જ વાત શ્રીમદ્‌ભાગવતના દશમ સ્કંધમાં શ્રીમદ્‌ગોપીજનોને થયલી મેઘસ્યામ ગોપવેશ વિષ્ણુની પ્રાપ્તિથી સ્પષ્ટ કહી છે. ત્યાં પણ કૃષ્ણને શૃંગારરસના અધિષ્ઠાતા વિષ્ણુ, રસાવિષ્ટ, તરીકે વર્ણવ્યા છે. ગોપીજનોને પણ સંસારના સર્વ વિષયોનો ત્યાગ કરીને એમને શરણે ગયલા વર્ણવ્યા છે, અને સર્વ પ્રપંચના ત્યાગપૂર્વક પ્રભુને શરણે જવાથી નિરુપધિ નિરવધિ આનંદની પ્રાપ્તિ તેમને થયલી વર્ણવી છે.

આ પ્રકારે પરમ તત્ત્વ જે ઉત્તમોત્તમ શૃંગાર રસના અધિષ્ઠાત્રી દેવતા હોય, અને તેનીજ પ્રાપ્તિ એ પરમ સુખમાં કારણ હોય, તો તે શૃગાર રસરૂપ પરમ તત્ત્વનો આવિર્ભાવ કેમ થાય ! અનુભવ કેમ થાય ! તેને વાસ્તે ભરત, વાત્સ્યાયન વગેરે મુનિવરોની પ્રવૃત્તિ છે. કામસૂત્રના

*તેલીવાળાના શૃગારરસમંડનના ઉપોદ્‌ઘાતમાંથી.

અધ્યયનનુ સાફલ્ય ત્યારેજ થાય કે જ્યારે એનો વિનિયોગ લોકમાં નહિ થતાં પ્રેમપુંજરૂપ રસેશ પ્રભુમાં થાય કામસૂત્રકાર સ્પષ્ટ રીતે સ્વગ્રન્થની અંતે જણાવે છે કેઃ—विहितं लोकयात्रार्थं न रागार्थोऽस्य संविधिः। अस्य शास्त्रस्य तत्त्वज्ञो भवत्येव जितेन्द्रियः। અર્થાત કામસૂત્રના જ્ઞાનથી જીતેન્દ્રિય થઇને રસાત્મક કૃષ્ણમાં શૃગાર રસના પ્રેમપુજમા તેનો વિનિયોગ કરવાનો છે. ભરત નાટ્યશાસ્ત્ર, સગીત શાસ્ત્ર, એટલુ જ નહિ પણ સર્વ વિદ્યાઓનો યથાર્થ વિનિયોગ ( પૂર્ણ ફલ, પૂર્ણ વિકાસ)ત્યારેજ થયલો કહેવાય કે જ્યારે શૃગાર રસરૂપ પ્રેમપુંજના પ્રાકટ્યમા તે તે વિદ્યાનું જ્ઞાન ઉપયોગી થાય લોકોમા અનાસક્ત અને પ્રભુમાં પરમાસક્ત ઋષિઓનુ તાત્પર્ય લોકમા ન હોય એ સ્વાભાવિક જ છે. શ્રીમદ્વિઠ્ઠલેશ્વરચરણ ભરતાદિનાટ્યશાસ્ત્રનો શુ ઉદ્દેશ છે તેને વાસ્તે સ્પષ્ટ જણાવે છે કે -लौकिकपुंसि नार्यां वा तदाभासो रसशास्त्रे निरूप्यते, तदृष्टान्तेन भगवद्भाववद् भक्तरीतिभावनार्थं, न तु ऋषीणा लौकिके तात्पर्यं भवितुमर्हति. અર્થાત્ ઋષિઓનુ કામસૂત્રાદિ ગ્રન્થો લખવામાં તાત્પર્ય લોકોને વ્યામોહ કરીને લૌકિકમાં પટકવાનુ નથી પરન્તુ એવા પ્રેમયુક્ત ભક્તને પ્રભુનુ ભજન કેમ કરવુ, રસાત્મક પ્રભુનો અનુભવ કેમ કરવો તે દર્શાવવાને વાસ્તે જ છે, અલકારશાસ્ત્રનો પણ વિનિયોગ આ જ પ્રકારે સમજવાનો છે

આ ઉપરના કથનથી શ્રીમદ્ગોપીજનવલ્લભ કૃષ્ણની પરમ ઉપાસ્યતા, પરમ આદરણીયતા, પ્રેમનિષ્ઠ આચાર્યોએ કેમ સ્વીકારી એ સ્પષ્ટ સમજાશે. બગાલાના ગૌડ સમ્પ્રદાયના રૂપગોસ્વામીએ રસશાસ્ત્રને કૃતાર્થ કરવાને તચ્છાસ્ત્રપ્રતિપાદક ઉજ્જવલનીલમણિનામક રસગ્રન્થ શ્રીકૃષ્ણમાં વિનિયોજ્યો, સૂરદાસ અને પરમાનદદાસ વગેરે મહાભક્તોએ પોતાની પ્રભુદત્ત કીર્તનશક્તિનો વિનિયોગ લક્ષાવધિ પદો યોજીને પ્રભુના ગુણગાનમા કર્યો, અને શ્રીમદ્વિઠ્ઠલેશ્વર પ્રભુચરણે નિજ સગીત-સાગરત્વ અને પરમ કવિત્વનો વિનિયોગ શૃગારરસમંડનદ્વારા શ્રીમદ્ગોપીજનવલ્લભમાં કર્યો.

જે પરમ તત્ત્વને તૈત્તરીય ઉપનિષદ્મા રસરૂપ કહ્યુ, તેને આ પ્રેમનિષ્ઠ આચાર્યોએ શ્રીમદ્ગોપીજનવલ્લભ તરીકે સ્વીકાર્યું શ્રીમદ્ગોપીજનવલ્લભ એ માત્ર દેહધારી લૌકિક શરીરવાન્ જીવ નહિ, પરન્તુ શ્રીમદ્ગોપીજનોના હૃદયમાં સ્થિત અને બહાર નિરતર અનુભવાતા પ્રેમભાવપુજની મૂર્તિ છે સગીતનુ જેઓને જ્ઞાન હશે તેઓને તો ખબર છે કે જ્યારે સારગ વિભાસ ઇત્યાદિ કોઇ પણ રાગનુ યથાર્થ ગાન થાય છે, ત્યારે તેઓ કહે છે કે તે રાગનુ સ્વરૂપ ખડું થયુ અર્થાત્ જે રાગ અનભિજ્ઞ લોકને અમૂર્ત લાગે છે તેજ તદભિજ્ઞને સ્પષ્ટ મૂર્તિમાન્ અનુભવમા આવે છે એટલું જ નહિ, પણ તેમનું સ્વરૂપવર્ણન તથા તેનાં ચિત્રો પણ સુદર જોવામા આવે. તેવી જ રીતે પરમ પ્રેમરૂપ આનંદરૂપ શૃગારરસના અધિષ્ઠાતા એનો સાક્ષાત્કાર પણ તદ્રસાભિજ્ઞને જ થાય છે, અને તેવા તદ્રસાભિજ્ઞ વા તન્નિષ્ઠાવાનને શૃગારરસમંડનાદિ ગ્રન્થો પરમ ફલરૂપે સ્ફુરે છે.

... ~~~ ..

# શેઠ નારણદાસ આસનમલ.



જન્મઃ-સંવત્ ૧૯૨૦ શ્રાવણ સુદી ૭.

અવસાન-સંવત્ ૧૯૮૪ શ્રાવણ વદી ૭,
ઇ. સ. ૧૯૨૮ તા. ૬ ઠી સપ્ટેમ્બર.

જગદીશ્વર પ્રેસ મુંબઇ-૪.

# આભારસ્વીકાર.

શેઠ નારાયણદાસ આસનમલ્લની મિલ્કતના એક ટ્રસ્ટી ભગવદીય શેઠ ગોરધનદાસની આ ગ્રન્થ છપાવવાની ઇચ્છા થતાં તેમણે મને કહ્યું કે વિલને અનુસાર ગોસ્વામિ બાલકની સમ્મતિ આવશ્યક નથી, તો પણ મારી પોતાની ખાસ ઇચ્છા છે કે તમે સમ્મતિ લો તો સારૂં. આ ઉપરથી મુંબાઈના શ્રીગોકુલાધીશજીના મંદિરસ્થ ગોસ્વામી શ્રીદમનલાલજી તથા તેમના ચિ. ગો. શ્રીગોકુલનાથજીને મેં વિનંતિ કરી, અને તેમણે બન્નેએ ગ્રન્થ ઘણે સ્થલે વાંચી જોઈ પ્રસન્નતાથી પોતાની લેખિત સમ્મતિ આપી, તેથી તેમનો મારાપર તથા સમ્પ્રદાયપર ઉપકાર થયો છે. જ્યારે જ્યારે મને શંકા પડતી, ત્યારે પાઠ શુદ્ધ કરી નક્કી કરવામાં સંપ્રદાયના વયોવૃદ્ધ શાસ્ત્રી કલ્યાણજી કાનજીએ વિના સંકોચે પ્રસન્નતાથી સહાય કરી છે, પંડિત ગટ્ટુલાલાની સંસ્થાએ પ્રાચીન પ્રતો જ્યારે જોઇએ ત્યારે કાઢી આપી છે, ભાઈ વાડીલાલ શાહે મારી સાથે બેસી ઘણીવાર જ્વરથી શિથિલ પ્રકૃતિ છતાં ૪–૫ પ્રતો સાથે છાપેલાં સર્વ ફોર્મ સરખાવવાની મદદ કરી છે, ભાઈ ગોવિંદલાલે ખાસ ભરૂચ જઈ મારા પરમ મિત્ર શાસ્ત્રી મગ્નલાલના ગ્રન્થ-સંચયમાથી પ્રાચીન સુંદર સં. ૧૮૦૧ ની પ્રતિ આણી આપી છે, ભાઇ નાનુભાઈ ગાંધીએ વિદ્વન્મંડનને અનુસાર લીલા નિત્યત્વના લેખની મારી માગણી સ્વીકારી તરત લેખ લખી મોકલી આપ્યો છે, ભાઈ ચીમનલાલ ઓઘડભાઈ ધંધુકાવાળાએ પોતાની પ્રતિ સરખાવવા માટે આપી છે, ભાઈ મંગલદાસે ઘણીજ કાલજીથી પ્રુફો સુધાર્યાં છે, તથા ભાષાંતર જેયું છે, શ્રીપુરુષોત્તમલાલજી તથા શ્રીનૃસિંહલાલજીના મંદિરના સમાધાની લલ્લુભાઇ કાલીદાસે મંદિરના ગ્રંથસંગ્રહની ભાવનાની પ્રતિ સાથે સરખાવવા સરલતા કરી આપી છે, ભાઈ માણેકલાલ તથા ચંદ્રગોવિંદ તેલીવાળાએ કેટલાક દિવસ લાગલાગટ મારી પાસે આવી હું લખાવું તેમ ભાષાંતર લખવામાં તથા અનુક્રમણિકા તૈયાર કરવામાં સહાય કરી છે, અને મારો લખવાનો શ્રમ બચાવ્યો છે, મુંબઇમાં મ્હોટા મંદીરની પાછળ રેહેતા પંડિત કન્હૈયાલાલે નિત્યલીલાની વ્રજભાષા સુધારવામાં મદદ કરી છે; શેઠ હરજીવનદાસ પરશોત્તમદાસ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ રા. રા. મોતીલાલ ગોવિંદલાલ તથા માણેકલાલ મણિલાલે આર્થિક સહાય આપવાની (જો કે હવે તેની આવશ્યકતા રહી નથી) ઇચ્છા પ્રદર્શિત કરી હતી, અને છેલ્લે ભગવદીય ભાઈ રણછોડદાસ પેટલાદીએ તથા વ્રજવાસ કરી રહેનાર ભાઈ ત્રિભુવનદાસ પીતાંબર-દાસ શાહે બંનેએ પોતે ભાવના નહિ છપાવવાની દૃઢ પ્રતિજ્ઞા છતાં મારી ઇચ્છા અને માગણી થતાં પોતાની ઘણી જ કાળજીથી લખેલી વ્રજભાષાના ભાષાંતરવાળી, પ્રતો વિના સંકોચે મારે સ્વાધીન કરી છે, અને ભાઇ ત્રિભુવનદાસના પુત્ર ચિમને પોતાની પાસેના ત્રણ રંગના શ્રીહરિરાય-જીના ચિત્રના બ્લોકનો ઉપયોગ કરી સુંદર ચિત્રો છાપી આપ્યાં છે,—આ સર્વનો હુ ઋણી છું, અને હૃદયપૂર્વક તેમનો આભાર માનું છું. અને આ સર્વ પ્રભુની કૃપાવિના બને જ નહિ, માટે આ કાર્યમાં પ્રદર્શિત થતી અને આજપર્યંત સર્વદા અનુભવાયલી કૃપાના ભારથી સાનંદાશ્રુ થઇ પ્રભુ જન્મોજન્મ દાસત્વનું દાન કરી આ તુચ્છ, દુષ્ટજીવની યત્કિંચિત્ અલ્પ સેવાનો પણ સ્વીકાર કરે એવી અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરી વિરમુ છું.

यद्दैन्यं तोषहेतुस्ते आचार्यैः प्रकटीकृतं । विना साधनसंपत्तिं तेन मेस्ति स्थिरं मनः ।
त्वद्दर्शनादृते नूनं दिनानीमानि हृत्पते । वृथा यांति त्वदीयस्य नाथ त्वं दर्शयांतिकम् ॥

---

# લીલાનિત્યત્વ.

( લેખકઃ—પ. ભ. નાનુભાઈ નારાયણદાસ ગાંધી. એમ. એ., એલ્. એલ્. બી. )

**श्रीकृष्णं परमानंदं दशलीलायुतं सदा ॥ सर्वभक्तसमुद्धारे विस्फुरंतं परं नुमः ॥१॥**

**ભગવાનની લીલા નિત્ય છે.**

સર્વ ભક્તોનો સારી રીતે ઉદ્ધાર કરવા સદા પ્રકાશતા, સદા દશ લીલાવાળા,(સર્વથી) પર, પરમાનંદ શ્રીકૃષ્ણને અમે નમન કરીએ છીએ. તત્ત્વદીપ. શા. ૧–૧.

પૂઃ—ભગવાન શ્રીકૃષ્ણ સદા દશ લીલાઓવાળા છે, એટલે સદા દશે લીલાઓ કરે છે એવો અર્થ થયો. એક જ શ્રીકૃષ્ણ એક જ વખતે એકથી વધારે લીલાઓ શી રીતે કરી શકે?

સિ૦—ભગવાન સદા વિદ્યમાન (નિત્ય) છે, તેમ તેમની બધી લીલાઓ પણ નિત્ય છે, દરેક લીલા કરનાર ભગવાનનુ સ્વરૂપ નિત્ય છે, અને તે નિત્ય તે લીલા કર્યા કરે છે.

પૂઃ—ભગવાનની લીલાને તો ગોવર્ધનગિરિ, વૃંદાવન જેવાં વન, શ્રીયમુનાજીના તટ, પશુઓ, પક્ષિઓ, ગોપો વિગેરે સાથે સંબંધ છે. આ બધા ગિરિ, વન, વિગેરે અનિત્ય (અમુક સમય સુધી જ રહેનારાં) છે, ત્યારે તેમની જેમાં જરૂર છે તેવી ભગવાનની લીલા નિત્ય કેમ હોઈ શકે? ગિરિ વિગેરે ન હોય ત્યારે એમના સંબંધવાળી લીલા કેમ હોઈ શકે?

સિઃ—ભગવાનની લીલા નિત્ય છે એ નીચેના પ્રમાણથી જ સિદ્ધ છે.

**जयति जननिवासो देवकीजन्मवादो । यदुवरपरिषत्स्वैर्दोर्भिरस्यन्नधर्मम् ॥**
**स्थिरचरवृजिनघ्नः सुस्मितश्रीमुखेन । व्रजपुरवनितानां वर्धयन् कामदेवम् ॥१॥**

શ્રીમદ્ભાગવત ૧૦ ૯૦ ૪૮.

જનોમાં જેમનો નિવાસ છે, દેવકીથી જેમનો જન્મ થયાનું (માત્ર) કહેવાય છે, જે સ્થાવર અને જંગમ (પ્રાણીઓના) પાપનો નાશ કરે છે, તે (ભગવાન) ઉત્તમ યદુઓની સભામાં (પોતાના) સેવકોથી (તેઓના) બાહુદ્વારા અધર્મનો નાશ કરતા અને સુંદર સ્મિતવાળા પોતાના શ્રીમુખથી વ્રજ અને પુરની સ્ત્રીઓના કામદેવની વૃદ્ધિ કરતા જય પામે છે.

આ શ્લોકમાં દ્વારકા, મથુરા અને ગોકુલમાં ભિન્ન ભિન્ન સમયે કરેલી લીલાના કર્તા ભગવાનની ઉત્કૃષ્ટ સ્થિતિ જ્યારે શ્રીશુક આ શ્લોક બોલે છે ત્યારે પણ છે એમ 'જય પામે છે' એ વર્તમાન કાળથી કહેલુ છે. વળી તે આ વાક્ય બોલે છે ત્યારે આ બધી લીલાઓ પણ ચાલુ છે એમ જણાવવા (અધર્મનો) નાશ કરતા અને (કામદેવની) વૃદ્ધિ કરતા એમ 'अस्यन्' અને 'वर्धयन्' એ બે વર્તમાન કૃદંતો યોજેલાં છે. તેથી જ્યારે શ્રીશુક આ વાક્ય કહે છે ત્યારે પણ (૧) ભગવાન જય પામે છે, (૨) પોતાના સેવકોથી અધર્મનો નાશ કરતા હોય છે, અને (૩) વનિતાઓના કામની વૃદ્ધિ કરતા હોય છે. આ બધી લીલાઓ ભગવાને ભૂતકાળમાં કરેલી એમ સર્વ માનતા હતા, પરંતુ શ્રીશુક આ વાક્ય કહે છે ત્યારે પણ તે બધી લીલાઓ ચાલુ જ હતી એમ આ વાક્ય કહે છે. જો ભગવાનની લીલાઓ નિત્ય હોય તોજ આ સંભવે, બીજી કોઈ રીતે આ સંભવે નહિ.

શ્રીમદાચાર્યચરણ પણ આ શ્લોકનો અર્થ કરતાં શ્રીસુબોધિનીમાં કહે છે કે ઉત્તમ યદુઓની સભામાં પણ જે 'સ્વકીય' સેવકો છે તેઓ વડે પણ દૈત્યાદિરૂપ સર્વ અધર્મનો (अस्यन्) નાશ

કરતાં હજી પણ ભગવાન દ્વારકામાં યાદવસભામાં વિરાજે છે. જો કોઇ દૈત્ય એમાં પ્રકટ થાય તો ત્યાંથીજ કોઇને મોકલીને તેને મારે છે એવો અર્થ છે'...'આ બધી પહેલાની કથા છે. પહેલાં જેવી હતી તેવીજ હજી પણ છે. તે સ્થળોમાં તેવીજ રીતે (લીલા) કરે છે.' તેથી આ વાક્યથી ભગવાનની સર્વ લીલા નિત્ય છે એમ સંદેહ રહે નહિ તેવી રીતે સિદ્ધ થાય છે.

જો શ્રીશુકને એમ કહેવું હોત કે જ્યારે આ શ્લોક તે કહે છે ત્યારે એ લીલાઓના કર્તા ભગવાનજ હતા. પરંતુ લીલાઓ ન હતી, તો તે એ લીલાઓનું વર્ણન જ ત્યાં ન કરત; કદાચ લીલાઓના કર્તા ભગવાનને ઓળખાવવા એ લીલાઓનું ત્યાં વર્ણન કર્યું છે એમ માનો, તોપણ ત્યાં 'એ લીલાઓ કરતા' (ભગવાન-જય પામે છે) એમ વર્તમાન કૃદંત તો નજ વાપરત, તેથી શ્રીશુક એ શ્લોક કહે છે ત્યારે પણ ભગવાન એ લીલાઓ કરતાજ હતા એમ એ વર્તમાન કૃદંતના પ્રયોગથી નિઃસદિગ્ધ સિદ્ધ થાય છે.

પૂઃ-'असन्' 'वर्धयन्' એ બે વર્તમાન કૃદંતોથી તે સમયે લીલા ચાલુ હતી એમ કહો છો, પરંતુ વર્તમાન કૃદંતો વિશેષણ તરીકે યોજાયેલાં છે, અને વિશેષણો ક્યાંય વાક્યનો મુખ્ય અર્થ કહેતાં નથી. તેથી આ લીલાઓ તે સમયે ચાલુ હતી એવો આ વાક્યનો મુખ્ય અર્થ નથી.

સિઃ-વિશેષણો વાક્યનો મુખ્ય અર્થ કહે છે 'दण्डी प्रैषानन्वाह' 'लोहितोष्णिषा ऋत्विजः प्रचरन्ति' એ વાક્યોમાં ક્રિયાપદોથી વાક્યનો મુખ્ય અર્થ કહેલો નથી, કારણકે તે અર્થ પહેલાં કહેવાઈ ગએલો છે, પરંતુ 'दण्डी' અને लोहितोष्णीषाः' એ વિશેષણોથી જ મુખ્ય અર્થ કહેલો છે, કારણ કે એ અર્થ પહેલાં કહેલો ન હતો. તેવીજ રીતે અહિં પણ શ્રીશુક જ્યારે એ વાક્ય કહે છે ત્યારે ભગવાનના અસ્તિત્વ વિષે કોઇને શંકા નથી, તેથી ભગવાનની લીલાઓ તે સમયે ચાલુ હતી એજ આ વાક્યથી કહેલું છે એમ માનવું જ યોગ્ય છે.

### ભગવાનનાં નામ પણ નિત્ય છે.

વળી સર્વજ્ઞ ગર્ગાચાર્ય નામકરણ સંસ્કાર કરવા આવે છે ત્યાં નીચે પ્રમાણે કહે છેઃ—

बहूनि सन्ति नामानि रूपाणि च सुतस्य ते ।
गुणकर्मानुरूपाणि तान्यहं वेद नो जनाः ॥ भा. १०. ८. १६.

તમારા પુત્રના ગુણ અને કર્મને અનુરૂપ ઘણાં નામો અને રૂપો છે. હું તેઓને જાણું છું, માણસો જાણતા નથી.

જ્યારે ગર્ગાચાર્ય આ વાક્ય કહે છે ત્યારે પણ ભગવાનના ઘણાં નામો અને રૂપો 'છે', અને તે સર્વ ગુણ અને કર્મને અનુરૂપ છે. તેથી ગર્ગાચાર્ય આ વાક્ય કહે છે ત્યારે પણ ભગવાનના ઉદારતા વિગેરે ગુણો અને કાલીયદમન વિગેરે કર્મોને અનુરૂપ તેમનાં નામો અને રૂપો છે એવો અહિં બોધ કરેલો છે, ગુણ અને કર્મને અનુરૂપ એટલે તે સમયને યોગ્ય આકાર, ક્રિયા અને ગુણવાળાં. જેમકે ભગવાને ગોવર્ધન ધારણ કર્યો તે સમયે ભગવાન ઉભા હતા, તેમનો શ્રીહસ્ત ઉંચો કરેલો હતો, પોતે ગોવર્ધનને ધારણ કરવાની ક્રિયા અને ગોકુલના સર્વ લોકોનુ રક્ષણ કરતા હતા. આ ઉપરથી ભગવાનનુ 'ગોવર્ધનધારી' નામ છે. ગર્ગાચાર્યે જ્યારે ઉપરનું વાકય કહ્યું ત્યારે પણ ભગવાનનું તે નામ હતું, જો એ નામને અનુરૂપ રૂપ અને ક્રિયા તે સમયે ન હોય તો તે

નામ પણ ન હોય તેથી ગર્ગાચાર્યે એ વાક્ય કહ્યું ત્યારે ભગવાનનું 'ગોવર્ધનધારી' નામ હતું, અને તે નામને અનુરૂપ તે નામનાં પ્રયોજક ભગવાનનું તે રૂપ અને ક્રિયા પણ હતી. આ સર્વ તે નામ, રૂપ અને ક્રિયા (લીલા) નિત્ય હોય તો જ સંભવે છે. જો કોઈ સમયે ભગવાન એ ગોવર્ધનને ધારણ કરવાની ક્રિયા કરતા ન હોય, તો તે સમયે એ નામ પણ ન રહે. જેમ કોઈ રસોઇ કરતો હોય અથવા પાઠ કરતો હોય, ત્યારે તેને પાચક અથવા પાઠક કહેવાય, પરંતુ તે કાર્ય કરતો ન હોય ત્યારે તેને પાચક અથવા પાઠક ન કહેવાય; તે પ્રમાણે ભગવાન ગોવર્ધનને ધારણ કરવાની ક્રિયા કરતા ન હોય તો તેમને તે સમયે 'ગોવર્ધનધારી' ન કહેવાય.

પૂ:—કોઈ વાર રસોઇ કરતો હોય તેને તે રસોઈ ન કરતો હોય તેવા સમયે પણ ઉપચારથી રસોઇઓ (પાચક) લોકમાં કહેવાય છે; જેમકે 'રસોઇઆને બોલાવી લાવ;' તે પ્રમાણે ભગવાને કોઈ વાર ગોવર્ધન ધારણ કરેલો, તેથી જ્યારે તેમણે તે ધારણ ન કરેલો હોય તેવે સમયે પણ 'ગોવર્ધનધારી' એમ ઉપચારથી કહેવાય. ગર્ગાચાર્યે પણ એવીજ રીતે 'તમારા પુત્રના ઘણાં નામો છે' એમ કહેલું છે; તેથી તેમના વચનથી ભગવાનના નામ વિગેરે નિત્ય સિદ્ધ થતાં નથી.

સિ—જે પ્રયોગ ઉપચારથી કરવામાં આવે તે 'નામ' કહેવાય નહિ નામ તો પોતાની મુખ્ય વૃત્તિથીજ* પોતાનો અર્થ જણાવે છે. લોકમાં અમુક નામ (નરસિંહ) તે નામવાળા પુરૂષનો બોધ કરે છે, તે ઉપચારથી બોધ કરતુ નથી, પણ રુઢિથીજ બોધ કરે છે. જો ઉપચારથી બોધ કરતુ હોય તો તેમાં તેના જેવા ગુણો જોઇએ. 'નરસિંહ'માં બહાદુરી જોઇએ, મોટા નખ વિગેરે આકાર જોઇએ, તેવુ કાંઈ ન હોય, જે માત્ર ભીરૂ, હોય તેનું પણ લોકમાં 'નરસિંહ' નામ હોય છે, તેથી તે નામ તે પુરુષનો રુઢિથી જ બોધ કરે છે. 'ડિત્થ,' 'કપિત્થ' એવાં અર્થ વગરનાં નામો પણ રુઢિથી તે નામવાળા માણસનો બોધ કરે છે, તેમ 'નરસિંહ' પણ રુઢિથી જ તે નામવાળા માણસનો બોધ કરે છે, તેથી જ લોકમાં 'શ્રીકૃષ્ણ' 'પરમાનંદ' એવાં નામો હોય છે તે ભગવાનનાં નામો નથી, કારણ કે ભગવાનનાં એ નામોનો 'સદાનંદ' 'પરમ આનંદ' વિગેરે જે અર્થ છે, તે અર્થ એ નામવાળા લૌકિક પુરુષોમાં નથી; તેથી એ લૌકિક નામ તો માત્ર અર્થ વગરના, ભગવાનના નામ જેવા શબ્દોજ છે. ભગવાનનાં નામો તો અખંડ શબ્દબ્રહ્મરૂપ છે. તેથી જ શ્રીમદાચાર્યચરણે આ વાક્યપરના શ્રીસુબોધિનીમાં કહેલુ છે કે જેમ ભગવાનનાં સ્વરૂપમાં 'આ લૌકિક શરીર છે' એવું ભાન જોનારને પોતાના દોષથી થાય છે, તેમજ ભગવાનના નામમાં 'આ લૌકિક શબ્દ છે' એવું ભાન પોતાના દોષથી જ થાય છે. તેથી જેમ ભગવાનનાં સ્વરૂપ નિત્ય છે તેમજ ભગવાનનાં સર્વ નામો પણ નિત્ય જ છે.

પૂ—ભગવાનનાં નામો અખંડ શબ્દબ્રહ્મરૂપ છે, અને તે ભગવાનના ગુણ અને કર્મોને અનુરૂપ છે એમ તમે કહો છો. ભગવાન એવાં (ગોવર્ધન ધારણ કરવા જેવાં) કર્મો કરે અને તેવા ગુણો તેમનામાં જણાય ત્યારે તેવાં તેમનાં નામો પડે, તે પહેલાં તેમનાં તેવાં નામો હોઈ શકે નહિ, અને બ્રહ્મ તો નિત્ય હોવાથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળમાં હોવુંજ જોઇએ, તેથી નામને અનુરૂપ ક્રિયા પછી પડેલાં ભગવાનનાં નામો, તે પહેલાં તેમનું અસ્તિત્વ નહિ હોવાથી, બ્રહ્મ કેમ હોઇ શકે ?

સિ:—ભગવાનનાં નામો પણ તે નામને અનુરૂપ ક્રિયા પછી ઉત્પન્ન થતાં નથી, પરંતુ જેમ ભગવાનનું સ્વરૂપ નિત્ય છે તેમ તેમનાં નામો પણ નિત્યજ છે. જેમ ભગવાનનું સ્વરૂપ

*પોતાનો અર્થ જણાવવાની શબ્દની શક્તિ.

નિત્ય હોવા છતાં અમુક સમયે આવિર્ભાવ પામે છે, તેમ ભગવાનનાં કર્મો પણ નિત્ય હોવા છતાં અમુક સમયે પ્રાદુર્ભાવ પામે છે, અને તેથી તેને અનુરૂપ નામો પણ નિત્ય હોવા છતાં અમુક સમયે પ્રાદુર્ભાવ પામે છે, પણ તેમની ઉત્પત્તિ થતી જ નથી. તેથી જ ભગવાને સાત વર્ષની વયે ગોવર્ધન ધારણ કર્યો, અને ત્યાર પછી સુરભિએ તેમનો અભિષેક કરી તેમને 'ગોવિંદ' કહ્યા,* એટલે સાત વર્ષની વય પછી ભગવાનનાં 'ગોવિંદ' સ્વરૂપ અને નામનું પ્રાકટ્ય થયું, છતાં ભગવાન જ્યારે તદ્દન નાના હતા ત્યારે 'ક્રીડા કરતાં હો ત્યારે ગોવિંદ (તમારું) રક્ષણ કરો'† 'ગોવિંદના વેણુ અનુસાર મત્તમયૂરના નૃત્યને જોઇને'‡ એમ ગોપીઓએ તે નામ કહેલું છે. તેથી ભગવાનનાં કર્મ, રૂપ અને નામ સર્વ નિત્ય છે, જે કર્મવાળા જે રૂપનું જે નામ છે તે કર્મવાળું તે રૂપ પણ નિત્ય છે, પરંતુ જુદા જુદા ભક્તોને જુદા જુદા રસનો અનુભવ કરાવવા ભગવાન કોઇ રૂપનો ક્રમથી આવિર્ભાવ કરે છે, અને કોઇ રૂપનો તિરોભાવ કરે છે. તેથી ભગવાન સદા ગોવર્ધનને ધારણ કરી રહેલા છે તે ભગવાનની ક્રિયા નિત્ય છે, વામ કરઉપર ગોવર્ધન ધારણ કરેલ ભગવાનનું રૂપ પણ નિત્ય છે, અને 'ગોવર્ધનધારી' એ ભગવાનનું નામ પણ નિત્ય છે. તેથીજ હજી પણ કોઈ વાર ભક્તોને એવા ગોવર્ધનધારી સ્વરૂપના દર્શન પણ થાય છે. તેવી પ્રતિમાનું લોકો ભજન તથા સ્મરણ કરે છે, અને તેથી ભગવાનની કૃપા પ્રાપ્ત કરે છે. જો ભગવાનનું તેવું સ્વરૂપ ન હોય અને છતાં લોકો તેવા સ્વરૂપનું ભજન કરે, તો 'જે એક પ્રકારના આત્માને અન્ય પ્રકારનો માને છે તે આત્માનું હરણ કરનાર ચોરે શું પાપ નથી કર્યું ?' એ શ્રુતિ પ્રમાણે એ ભજનથી ભગવાનનો રોષ જ થાય, પણ કૃપા થાય નહિ.

વળી જેમ ભગવાનનાં નામો ગુણ અને કર્મને અનુરૂપ કહ્યાં છે, તેમ ભગવાનનાં રૂપો પણ તેવાંજ ગર્ગાચાર્યે એ વાક્યમાં કહેલાં છે. રૂપો ઉપચારથી થયેલાં હોઇ શકેજ નહિ, તો પછી નામો પણ ઉપચારથી થયેલાં નથી એમજ માનવું રહ્યું. ભગવાનના ગુણો અને કર્મો પણ નિત્ય છે એમ જણાવવાજ, નામ અને રૂપોને ગુણ અને કર્મને અનુરૂપ કહેલાં છે, કારણ કે તેમ ન હોય તો માત્ર નામકરણસસ્કાર કરવાનુ ગર્ગાચાર્યને કહેલ હોવા છતાં તે ગુણ અને કર્મને અનુરૂપ ઘણાં નામો અને રૂપો છે એ બધું શા માટે કહે ?

## ભગવાનનાં અનેક રૂપો તથા લીલા નિત્ય છે.

'तदेजाति तन्नैजाति तद्दूरे तद्वान्तिके' 'તે હાલે છે તે હાલતું નથી; તે દૂર છે તે નજીક છે.' શ્રુતિ પણ ગુણ અને કર્મને અનુરૂપ ભગવાનનાં સ્વરૂપો નિત્યજ છે એવો બોધ કરે છે. તેમ ન હોય તો એક જ (બ્રહ્મ) એક જ સમયે ક્રિયાવાળું અને ક્રિયારહિત છે એમ ન કહેત. તેથી ભગવાનનું જે રૂપ હાલે છે તે રૂપ અને તેની હાલવાની ક્રિયા નિત્ય છે. ભગવાનનું જે રૂપ હાલતું નથી (સ્થિર છે) તે રૂપ અને તેની સ્થિરતા નિત્ય છે. વળી ભગવાનનું આ હાલતું રૂપ અને સ્થિર રૂપ જુદાં છે એમ ન માનવું, કારણ કે તે જુદાં નથી એમ જણાવવા 'તે' શબ્દ વારંવાર દરેક રૂપ માટે યોજેલો છે. પ્રથમ 'તે' શબ્દ યોજ્યો તે બધાને લાગુ પડી શકત, છતાં દરેક પાસે 'તે' શબ્દ યોજ્યો છે તેનું કારણ એ છે કે તે બધાં એક જ બ્રહ્મ છે એમ સમજાય. તેથી બ્રહ્મના

---

*શ્રીમદ્‌ભાગવત ૧૦–૨૪–૨૩
† ,, ૧૦–૬–૨૫
‡ ,, ૧૦–૧૯–૧૦

(ભગવાનના) અનેક નિત્ય રૂપો છે, અનેક નિત્ય ક્રિયાઓ છે, અને અનેક નિત્ય નામો છે એમ સિદ્ધ થાય છે.

**ભગવાનની લીલા-નિત્ય છે એમ પ્રતિપાદન કરનાર વેદના મંત્રો.**

ઋગ્વેદમાં નીચેનો મંત્ર છે.

ता वां वास्तून्युश्मसि गमध्यै यत्र गावो भूरिशृंगा अयासः ॥
अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरि ॥

આનો અર્થ એવો છે કે તમારા બેના એટલે શ્રીકૃષ્ણ અને બલભદ્રના અથવા શ્રીકૃષ્ણ અને ગોપીઓના તે પ્રસિદ્ધ ધામો પ્રાપ્ત કરવાને અમે ઇચ્છીએ છીએ કે જ્યાં (જે ધામમાં) મોટા શૃંગોવાળી સારી ગાયો વસે છે, અથવા મોટા શૃંગોવાળા સારા અરણ્યના અથવા ગામમાં રહેનારા રૂરૂ વિગેરે પશુઓ વસે છે. આ સ્થાનમાં અથવા ભૂમિપર ગોપીઓના કામને વરસાવનાર ઘણી કીર્તિવાળા ભગવાનનું તે લોક અને વેદમાં પ્રસિદ્ધ પરમ પદ શ્રીગોકુલ ઘણુંજ પ્રકાશે છે.

અહિં શ્રીગોકુલ 'भूरि' એટલે ઘણુંજ પ્રકાશે છે એમ કહેલ છે, તેથી અનેક પ્રકારના નિકુંજ, ગુફાઓ, શ્રીયમુનાજીના તટો, શ્રીગોવર્ધનનું શિખર વિગેરેમાં ભગવાનની નિરંતર સ્થિતિ છે, અને તેવા પ્રકારનું શ્રીગોકુલ હોઈ તે ઘણુંજ પ્રકાશે છે એવો તાત્પર્યાર્થ છે. 'भूरि' નો અર્થ 'વ્યાપક' (સર્વત્ર હોય તે) પણ થાય છે. તેથી શ્રીગોકુલ પરમ હોવાથી, ભગવાનનું સ્થાન હોવાથી અને ભૂરિ (વ્યાપક) હોવાથી નિત્ય જ છે એમ સિદ્ધ થાય છે.

વળી તૈત્તિરીયકમાં નીચે પ્રમાણે મંત્ર છે:—

ते ते धामान्युश्मसि गमध्यै गावो यत्र भूरिशृंगा अयासः ॥
अत्राह तदुरुगायस्य विष्णोः परमं पदमवभाति भूरेः ॥

આ મંત્ર પહેલાં કહ્યો તેના જેવોજ છે. અલ્પ પાઠભેદ છે. પહેલા મંત્રમાં 'भूरि' પદ હતું તેને બદલે અહિં 'भूरेः' પદ યોજ્યું છે, અને તે ભગવાનનું વિશેષણ છે. 'भूरेः' એટલે બહુરૂપવાળાનું. રાસોત્સવમાં ભગવાન ઘણાં રૂપોથી પ્રકટ થાય છે તેવા બહુરૂપવાળા ભગવાનનું પરમ પદ શ્રીગોકુલ પ્રકાશે છે એવો અર્થ છે. વેદ નિત્ય છે, અને તે 'પ્રકાશે છે'. એમ વર્તમાનકાળનો પ્રયોગ શ્રીગોકુલ માટે કરે છે, તેથી શ્રીગોકુલ પણ નિત્ય છે એમ સિદ્ધ થાય છે. બીજું જે કોઈ અનિત્ય હોય તે 'આ પ્રકાશે છે' એમ કહે, તો તે એમ કહેતું હોય ત્યારે એ પ્રકાશે છે એમ સમજાય, પણ વેદ નિત્ય હોવાથી તે 'શ્રીગોકુલ પ્રકાશે છે' એમ કહે છે તેથી શ્રીગોકુલ નિત્ય પ્રકાશે છે અથવા નિત્ય છે એમ સિદ્ધ થાય છે.

ઉપરના મંત્ર પછી નીચેના બે મંત્રો છે:—

विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे ॥
इन्द्रस्य युज्यः सखा ॥ १ ॥
तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः ॥
दिवीव चक्षुराततम् ॥ २ ॥

આ બે પૈકી પહેલા મંત્રમાં ભગવાનના કર્મો કહેલાં છે, અને બીજા મંત્રમાં પહેલા એટલે આ બે મંત્ર ઉપરના મંત્રમાં જે લીલાસ્થાન શ્રીગોકુલનું વર્ણન કર્યું તે વિષ્ણુનું પરમ પદ છે

એમ કહી, 'તે નિત્ય છે' એમ જણાવવા 'सदा पश्यन्ति सूरयः,' 'સૂરિઓ એટલે વિદ્વાનો અથવા ભક્તો તેના સદા દર્શન કરે છે' એમ વેદ કહે છે. શ્રીગોકુલ નિત્ય હોય તો જ ભક્તોને તેના દર્શન સદા થાય. તેથી તે નિત્ય છે એમજ કહેવાનો વેદનો આશય છે.

શ્રીગોકુલમાં તો ગોવર્ધન, શ્રીયમુના, નિકુંજ વિગેરે છે; આવા ઉદ્‌ભૂતરૂપવાળા ગોકુલના તો સર્વને દર્શન થવા જોઇએ છતાં ભક્તોનેજ તેના દર્શન કેમ થાય છે. બીજાને કેમ થતા નથી ? ' એવી શંકા થાય તેનો નિરાસ કરવા 'दिवीव चक्षुराततम्' કહેલું છે, જેમ (दिवि) સ્વર્ગમાં (आ) ચારે તરફ (ततम्) વ્યાપી રહેલ સુખનું સાધન અથવા સુખકારક પદાર્થોનું દર્શન ત્યાં રહેનારનાજ ચક્ષુને થાય છે, બીજાને થતું નથી, તેમ ભગવાનના નિત્ય પરમધામ શ્રીગોકુલના દર્શન લીલામાં જે ભક્તો હોય તેમનેજ થાય છે, બીજાને થતાં નથી.

અથવા જેમ પહેલાં ભૂમિપર રહેનારને સ્વર્ગના પદાર્થો દેખાય નહિ, પરંતુ યોગ સિદ્ધ કરી તેમનું ચક્ષુ: આતત એટલે સર્વત્ર વ્યાપિ રહેનાર અથવા સર્વગ્રહણ કરી શકે તેવું કરવાથી ભૂમિપર રહીને જ સ્વર્ગના પદાર્થો તે જોઇ શકે. તેવી રીતે શ્રીગોકુલના પ્રથમ દર્શન ન થતાં હોય તેવો પુરૂષ પણ ભગવાનની ભક્તિ કરી અધિકાર પ્રાપ્ત કરી ભગવાનની કૃપા મેળવે તો ભૂતલ ઉપર રહીને જ તેને પણ શ્રીગોકુલના દર્શન થય એમ અહિં કહેલ છે.

'विष्णोः कर्माणि पश्यत' મંત્રનો અર્થ નીચે પ્રમાણે છેઃ—ભગવાને શ્રીગોકુલમાં કરેલાં કર્મો જેવાં કે યશોદાનું સ્તનપાન, પૂતનાના અસુરૂપી પયનું પાન, રિંગણ (ઢીંચણોથી ચાલવું) વિગેરે જુઓ, (यतः) જે કર્મોને લીધે (व्रतानि) કાત્યાયની અર્ચન વિગેરે વ્રતોનો (पस्पशे) ભગવાને સ્પર્શ કર્યો, એટલે તે વ્રતોના ફલ તરીકે આવિર્ભૂત થઇ વ્રત કરનારીઓ સાથે સર્વ લીલા કરી, અથવા पस्पशे એટલે બાધ કર્યો. જે કર્મોને લીધે લોકમર્યાદા પાતિવ્રત્ય વિગેરે વ્રતોનો ભગવાને બાધ કર્યો. આ મંત્રમાં ભગવાનના કર્મો માટે 'यतः' અવ્યય યોજેલો છે, તેથી એમ જણાવ્યું છે કે ભગવાનના કર્મો અવિકારી અને દોષરહિત છે. ભગવાનનાં આવા કર્મોના દર્શન કરવાનું સાધન કરો, એમ કહેવાનો આ મંત્રનો આશય છે. તેથી ભગવાનનાં કર્મ પણ નિત્ય જ સિદ્ધ થાય છે, કારણકે કર્મો નિત્ય ન હોય તો તેના દર્શન કરવાનો ઉપદેશ સંભવતો નથી. વળી ભગવાન (इन्द्रस्य) ઇંદ્રના (युज्यः) યોગ્ય અથવા અનુકૂલ (सखा) મિત્ર છે. શ્રીગોકુલવાસીઓ ઇંદ્રનો યાગ કરતા હતા તે ભગવાને બંધ કરાવ્યો, તેથી કોપ કરી ઇંદ્રે વ્રજનો નાશ કરવા સાત દિવસ અખંડ વૃષ્ટિ કરી, છતાં ભગવાને તેનો મદ જ દૂર કર્યો, પરંતુ તેને કાંઇ શિક્ષા કરી નહિ, તેથી ભગવાન ઇંદ્રને અનુકૂલ છે. પછી ભગવાનનો અભિષેક થયો, અને તે ગાયોના ઇંદ્ર 'ગોવિંદ' થયા. એ પ્રમાણે ભગવાને ઇંદ્રના ધર્મ ઇંદ્રાભિષેકનો અંગીકાર કર્યો, તેથી તે ઇંદ્રના યોગ્ય મિત્ર પણ થયા. અપકારી ઉપર પણ ઉપકાર કરવાનું આવું કાર્ય ભગવાન વિના બીજું કોઇ કરે નહિ, તેથી ભગવાન ઘણા કૃપાળુ છે એમ અહિં સૂચવેલું છે.

આ બે મંત્રો પછી નીચેનો મંત્ર છેઃ—

तद्विद्वांसो विपण्यवो जागृवांसः समिन्धते ॥
विष्णोर्यत्परमं पदम् ॥

આનો અર્થ એવો છે કે વિષ્ણુના પરમ પદનું નિરૂપણ કરેલું છે તે પરમ પદને (विद्वांसः)

બુદ્ધિવાળા, (विपण्यवः) સારી રીતે ભગવાનની સ્તુતિ કરનારા અને (जागृवांसः) શબ્દ તથા અર્થમાં કાંઇપણ પ્રમાદ કર્યા વિના જાગ્રત રહેનારાઓ (समिन्धते) સારી રીતે દીપાવે છે અથવા પ્રકાશે છે તેઓ 'બુદ્ધિવાળા' હોવાથી ઉપર જણાવી તેવી ભગવાનની લીલા, ભગવાનનુ સ્વરૂપ વિગેરેનુ તેમને અનુસધાન રહે છે. તેઓ શબ્દ અને અર્થમાં પ્રમાદ વગરના હોય છે, એટલે વાચ્ય ભગવાનનુ રૂપ અને વાચક ભગવાનનુ નામ નિત્ય છે એમ જાણી નિરંતર કીર્તનરૂપ સ્તોત્ર વિગેરે કરી તેમને પ્રકટ કરે છે, અને દુષ્ટ તર્કથી પોતાની મતિને ભમવા દેતા નથી. આવી રીતે તેઓ સાધન કરે છે તેથી તેમને તે ભગવાનના પરમ પદનુ દર્શન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થતાં તેઓ તેના દર્શન કરે છે. તેથી જે ભગવાનનુ પરમ પદ હતું તેનેજ તેઓ સ્તોત્ર વિગેરેથી પ્રકાશે છે, એટલે ભગવાનનુ પરમ પદ વન, પશુ, પક્ષિ, ગોપો વિગેરેવાળુ તથા તેમના સબધવાળી ભગવાનની સર્વ લીલા નિત્યજ છે એમ આ મત્રથી પણ સિદ્ધ થાય છે

વળી છાંદોગ્ય ઉપનિષદમાં 'अथ यदिदमस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म' આ બ્રહ્મપુરમાં જે આ દહર (હૃદય) પુડરીક વેશ્મ છે' વિગેરેમા બ્રહ્મપુર' શબ્દ છે તેનો અર્થ બ્રહ્મનુ એટલે ભગવાનનુ પુર અથવા લીલાસ્થાન શ્રીગોકુલ મથુરા વિગેરે કહેલ છે ત્યાં 'एतत्सत्यं ब्रह्मपुरमस्मिन् कामाः समाहिताः'' કહેલ છે આ 'બ્રહ્મપુર સત્ય છે, અને (ભક્તોના) સર્વે કામો ત્યાં સારી રીતે રહેલા છે' અહિં પણ લીલાસ્થાનને સત્ય કહેલ હોવાથી તે નિત્ય છે. વળી તેની જરા તથા નાશની શકા કરી તેનો નિરાસ કરેલ છે. તેથી તે નિત્ય છે એમ સ્પષ્ટ પ્રતિપાદન કરેલું છે.

### શ્રુતિઓની કથા.

બૃહદ્વામન પુરાણના ઉત્તરસ્થાનમા બ્રહ્મા ભૃગુવિગેરેને કહે છે કે ગોપોની સ્ત્રીઓના પાદની રેણુ પ્રાપ્ત કરવા મેં ૬૦૦૦૦ વર્ષ તપ કર્યું છતાં તે મને મળી નથી. ત્યાં ભૃગુના પૂછવાથી આગળ બ્રહ્મા તેમને શ્રુતિઓની કથા કહે છે શ્રુતિઓની ભગવાનના નિર્ગુણ સ્વરૂપના દર્શન કરવાની પ્રાર્થનાથી ભગવાન તેમને પોતાના પ્રકૃતિથી પર લોકના દર્શન કરાવે છે. તેમાં નિકુંજોવાળુ વૃદાવન, રત્નમય ગોવર્ધન, રત્નથી બાંધેલ તટોવાળી કાલિન્દી અને કિશોર આકૃતિવાળા રમણ કરતા ભગવાનનુ તેમને દર્શન થાય છે. ભગવાનના નિર્ગુણ સ્વરૂપના દર્શનનીજ પ્રાર્થના શ્રુતિઓએ કરી, તે ઉપરથી ભગવાને આ સર્વના અને ભગવાનની લીલાના દર્શન કરાવ્યા, તે ઉપરથી આ સર્વ નિત્ય છે એમ સિદ્ધ થાય છે માત્ર ભગવાનનુ સ્વરૂપજ નિત્ય હોય તો વૃંદાવન, ગોવર્ધન, લીલા વિગેરેનાં દર્શનની પ્રાર્થના:નહિ હોવા છતાં તેમના દર્શન કરાવ્યા તે વ્યર્થ ગણાય તેથી વૃદાવનવિગેરે સામગ્રીવાળુજ સદા ભગવાનનું સ્વરૂપ છે એમ માનવુંજ જોઇએ.

તેથી જ ભગવાનની આ સર્વ લીલા નીચેના ઋગ્વેદના મંત્રમાં પણ કહેલી છે.

जज्ञान एव व्यबाधत स्पृधः प्रापश्यद्वीरो अभिपौंस्यं रणम् ॥

अवृश्चदद्रिमव सः सदस्रजदस्तभ्नान्नाकं स्वपस्यया पृथुम् ॥

(जज्ञान एव) શ્રીગોકુલમાં પ્રકટ થતાં તરતજ (स्पृधः) પૂતના તૃણાવર્ત વિગેરે શત્રુઓને (व्यबाधत) વિવિધ પ્રકારે (ભગવાને) હણ્યા પછી (वीरः) પરાક્રમી ભગવાને મથુરા, દ્વારકા વિગેરેમાં (अभिपौंस्यम्) પોતાના પુરૂષાતનને અનુરૂપ (रणम्) દૈત્યો સાથેના સગ્રામનો (प्रापश्यत्) અનુભવ કર્યો. એ પ્રમાણે ભૂમિ ઉપરના દૈત્યોને ભગવાને હણ્યા એમ કહી હવે દેવેંદ્રના મદનો નાશ કર્યો

એમ કહે છે. (अद्रिम्) ગોવર્ધન પર્વતને (अवृश्चत्) ઉપાડ્યો (सः) તેમણે (स्यत्) ઇંદ્રે વરસાવેલા જલનું (अवासृजत्) નિવારણ કર્યું. આ પોતાની (स्वपस्यया) ગોકુલમાં સ્થિતિ કરવાના કર્મની ઈચ્છાથી (पृथुम्) વિસ્તારવાળા (नाकम्) સ્વર્ગનો (अस्तभ्नात्) પ્રતિબંધ કર્યો, ઇંદ્ર વિગેરે સ્વર્ગના દેવોનો મદ ઉતાર્યો એવો અર્થ છે.

### રમણની રાત્રિઓ પણ નિત્ય છે.

વળી દશમસ્કંધમાં કુમારિકાઓએ કાત્યાયનીનું વ્રત કર્યા પછી ભગવાન પધારે છે ત્યાં मया इमा रंस्यथ क्षपाः' 'મારી સાથે આ રાત્રિઓમાં રમણ કરશો' એવું ભગવાન તેમને વરદાન આપે છે. અહિં 'આ રાત્રિઓ' કહેલ હોવાથી રમણની રાત્રિઓ પાસે રાખી કુમારીઓને દર્શાવેલી હોવી જોઇએ. તેમ ન કર્યું હોય તો 'આ રાત્રિઓ' કહે નહિ,પણ 'તે રાત્રિઓ' એમજ કહે. વળી આ વરદાન જો રાત્રે આપ્યું હોય તો 'આ રાત્રિઓ' એટલે 'આના જેવી રાત્રિ' એવો કોઈ અર્થ લેવા પ્રયાસ કરે, પરંતુ આ વરદાન તેમને ભગવાને સવારે આપેલું છે, અને 'રાત્રિઓ' શબ્દ પણ બહુવચનમાં યોજેલો છે. ભગવાને પોતાના મનમાં રમણની રાત્રિઓ રાખી 'આ રાત્રિઓ' શબ્દ કુમારિઓને કહ્યા એમ પણ ન કહેવાય; કારણ કે ભગવાન જે કહે છે તે કુમારીઓને જણાવવા કહે છે, અને તેવી રીતે કહેવાથી કુમારીઓને રાત્રિઓનો બોધ ન થાય, 'તો પછી ભવિષ્યમાં જે રાત્રિઓમાં રમણ કરવાનું છે તે રાત્રિઓ તે સમયે હાજર કેવી રીતે હોઈ શકે?' એ શંકા પણ યોગ્ય નથી, કારણ કે ભગવાન સત્યસંકલ્પ છે. ભગવાને રમણની રાત્રિઓને આ રાત્રિઓ' કહી ત્યારે તેમને દેખાડવાનો સંકલ્પ કર્યો, તે સમયે તે રમણની રાત્રિઓ હાજર થાય જ. તેમ ન થાય તો ભગવાનનું સત્યસંકલ્પપણું ન રહે. (રમણની રાત્રિઓ પણ નિત્ય હોય તોજ તે તે સમયે હાજર થઈ શકે; તેથી લીલાના સર્વ પદાર્થો નિત્ય છે અને લીલા પણ નિત્ય છે એમ સિદ્ધ થાય છે.) /

પૂ:—'હે સુભ્રુ ! હું તારે ઘેર આવીશ', 'હું આવીશ દૂતદ્વારા', 'તમો સગાઓને મળવા આવીશું',* એમ ભગવાન કહે છે. આ ભગવાનનું આગમન પણ ભગવાનની લીલા હોવાથી જો તે આ વચનો બોલતી વખતે પણ હોય તો ભવિષ્યકાળનો ઉપયોગ છે. તેથી આ આગમનલીલા નિત્ય નથી.

સિ:—ભગવાનની લીલામાત્ર નિત્ય છે; પણ તેનો આવિર્ભાવ ક્રમે ક્રમે થાય છે એમ પ્રથમ કહ્યું છે. આ વચનો ભગવાને ઉચ્ચાર્યાં ત્યારે પણ ભગવાનનુ આગમન હતુ જ, પરંતુ તે તિરોહિત હોઈ, જેમને ભગવાને આ વચનો કહ્યાં તેમને જણાતું ન હતું; પરતુ સર્વજ્ઞ ભગવાનને તો જણાતું જ હતું. તેથી ભગવાનના અનુભવ પ્રમાણે આ ભગવાનનું આગમન નિત્ય છે. ભક્તોના અનુભવ પ્રમાણે આ વાકયો અર્થવાળાં છે, કારણ કે આગમન તેમને તે સમયે પ્રકટ ન હતું.

### આધુનિક ભક્તોનો ભગવાનની લીલામાં પ્રવેશ થઇ શકે છે.

હજારો જન્મો સુધી તપ ધ્યાન વિગેરે ભક્તિનાં સાધનો કરી જેણે ભકિત પ્રાપ્ત કરી હોય, જે મહાપુરૂષના ચરણની રજથી અભિષિક્ત હોય, અને જે ભગવાનના અનુગ્રહનું પાત્ર હોય, તે નિત્યલીલાના ભક્તો જેવો ભાવ રાખી નિત્યલીલામાં પ્રવેશ કરવા અભિલાષા રાખે, અને તેમાટે ભજન કરે, તો તેનો પણ નિત્યલીલામાં પ્રવેશ થાય છે.

પૂ:—તેનો નિત્યલીલામાં હવે પ્રવેશ થવાનો સંભવ નથી, કારણકે તેવો પ્રવેશ જન્ય (ઉત્પન્ન થએલ) હોવાથી તેની સાથે ભગવાન જે લીલા કરે તે નિત્ય હોઇ શકે જ નહિ.

*શ્રીમદ્ભાગવત. ૧૦-૩૯-૧૨; ૧૦-૩૬-૩૫; ૧૦-૪૨-૨૩.

સિ.—તેવા હાલના ભક્તનો પણ નિત્યલીલામાં પ્રવેશ થઈ શકે. જેમ ન્યાયશાસ્ત્રમાં ઈશ્વર સર્વજ્ઞ છે. તેથી તેમને સર્વ પદાર્થોનું જ્ઞાન હોવું જ જોઇએ. જે પદાર્થ ભવિષ્યમાં ઉત્પન્ન થવાનો છે તેનું પણ જ્ઞાન ઈશ્વરને અત્યારે પણ છે જ. તેથી પદાર્થ ભલે હવે પછી ઉત્પન્ન થવાનો હોય છતાં ઈશ્વરનું તે પદાર્થનું જ્ઞાન હાલ પણ છે જ. તેજ પ્રમાણે અમુક ભક્તનો નિત્યલીલામાં ભલે પ્રવેશ પછી થવાનો હોય, છતાં તેના સબંધની ઈશ્વરની લીલા હાલ પણ છે જ.

પાછલ બૃહદ્વામનપુરાણનો શ્રુતિઓનો પ્રસગ આવ્યો તે જ અહિં પ્રમાણ છે. એ શ્રુતિઓને ભગવાને પોતાના લોકનું દર્શન કરાવ્યુ, ત્યારે તેમને ભગવાન સાથે રમણ કરવાનો મનોરથ થયો. ભગવાને તે મનોરથ દુર્લભ અને દુર્ઘટ છે એમ જણાવી તે વરદાન આપ્યું, અને પછી શ્રુતિઓ વર્ણવેલા સમયે ગોપીઓ થઇ ભગવાનને પામી એમ બ્રહ્માએ કહેલુ છે. જેમ તે સમયે એ શ્રુતિઓનો નિત્યલીલામાં પ્રવેશ થયો, તેમ હાલના ભક્તનો પણ હવે નિત્યલીલામાં પ્રવેશ થઇ શકે છે. ભગવાન જેનો અગીકાર કરે તેનો નિત્યલીલામાં પ્રવેશ થાય છે, અને જો ભગવાનનુ સર્વાત્મભાવથી ભજન કરવામાં આવે તો ભગવાન અંગીકાર કરે છે જ. નિત્ય લીલાના ભક્તોના સબધવાળી લીલા પણ ક્રમે ક્રમે આવિર્ભાવ પામે છે, તેમ હાલના ભક્તના સબધની લીલા પણ એ પ્રમાણે ક્રમે ક્રમે આવિર્ભાવ પામે એમાં કાંઇ અયોગ્યતા નથી

વળી નીચેની ઋગ્વેદની શ્રુતિમાં જેમનો લીલામાં પ્રવેશ થાય તેઓને નિત્ય કહેલા છે.

विचक्रमे पृथिवीमेष एता क्षेत्राय विष्णुर्मनुषे दशस्यन् ।

ध्रुवासोऽस्य कीरयो जनास उरुक्षितिं सुजनिमा चकार ॥

(एष विष्णु॰) આ વિષ્ણુ (मनुषे) તેમની સ્તુતિ કરનાર દેવોના સમૂહને (दशस्यन्) અસુરો પાસેથી હરણ કરી આપતાં (एता पृथिवीम्) આ સર્વ પૃથ્વી (विचक्रमे) ફર્યા (अस्य) આમના (कीरय) સ્તુતિ કરનાર (जनास) ભક્તો (ध्रुवासः) નિત્ય છે (सुजनिमा) જેમના નામનુ કીર્તન સ્મરણ વિગેરે સારાં છે તેવા વિષ્ણુએ (પૃથ્વીને) (उरुक्षितिम्) વિસ્તીર્ણ નિવાસવાળી (चकार) કરી.

અહિં વિષ્ણુના ભક્તો નિત્ય છે એમ કહેલુ છે ભક્તોએ સ્તોત્ર કરી ભગવાનને સંતુષ્ટ કર્યા, અને ભગવાને તેમના સ્તોત્રોથી સતુષ્ટ થઇ પૂર્ણ નિત્યલીલાનું નિરૂપણ કરેલુ છે તેમાં તેમનો પ્રવેશ કરાવ્યો. એ લીલામાં પ્રવેશ થવાથી જ ભક્તોને નિત્ય કહેલા છે, તેમ ન હોય તો જીવમાત્ર નિત્ય હોવાથી અને ભક્તો પણ જીવ હોઈ નિત્ય હોવાથી 'ભગવાનના ભક્તો નિત્ય છે' એમ કહેવાનુ કાંઇ પણ પ્રયોજન સભવતું નથી તેથી લીલામાં તેમનો પ્રવેશ થવાથી જ તેમને નિત્ય કહ્યા છે એમ સિદ્ધ થાય છે. અહિં 'નિત્ય' માટે 'ध्रुवासः' શબ્દ યોજ્યો છે, તેનો વાચ્ય અર્થ જ નિત્ય છે. 'ध्रुवास.' એટલે લાંબા સમય સુધી રહેનારા એવો સકુચિત અર્થ કરવો યોગ્ય નથી.

લીલાનિત્યત્વમાં યુક્તિ.

ધ્વસનો પ્રતિયોગી હોય એટલે જેનો ધ્વસ થવાનો (સંભવ) હોય તે અનિત્ય, લીલા તેવી નથી, તેથી નિત્ય છે.

પૂ—લીલા જન્ય (ઉત્પન્ન થતી) હોવાથી, તે ધ્વસનો પ્રતિયોગી છે, કારણકે જે જે જન્ય છે તેનો ધ્વસ (નાશ) થાય છે.

સિ—લીલા ઉત્પન્ન થતી નથી, પરતુ જે લીલા નિત્ય છે તેનો જ ક્રમે ક્રમે આવિર્ભાવ થાય છે, તે ક્રમે ક્રમે પ્રકટ જ થાય છે. તેથી તે જન્ય નહિ હોવાથી, તમે તે અનિત્ય હોવાનો 'જન્યત્વ' હેતુ કહો તે તેમાં નથી. તેથી તમારો હેતુ સ્વરૂપાસિદ્ધ છે.

પૂઃ—હાલ થાય છે તે લીલા પહેલાં હતી જ, અને ક્રમે ક્રમે માત્ર તેનો આવિર્ભાવ થાય છે એ હું માનતો નથી.

સિઃ—લીલા જન્ય અને અનિત્ય હોય તો તમારા મત પ્રમાણે ઈશ્વર પણ અનિત્ય હોવા જોઇએ; કારણકે પૃથ્વી બનાવનાર કોઈ હોવો જોઇએ એ પ્રમાણે તમે ઈશ્વર સિદ્ધ કરો છો...તેથી તે ક્ષિતિના કર્તા થયા. કર્તા અનિત્ય હોય છે, જેમકે ઘટકર્તા કુંભાર. તે પ્રમાણે ક્ષિતિના કર્તા ઈશ્વર પણ અનિત્ય હોવા જોઇએ.

પૂઃ—વેદ વિગેરે પ્રમાણોથી ઈશ્વર નિત્ય છે એમ સિદ્ધ થાય છે.

સિઃ—વેદ વિગેરે ઉપર જણાવેલાં પ્રમાણોથી ભગવાનની લીલા પણ નિત્ય સિદ્ધ થાય છે, તેથી તે પણ નિત્ય છે એમ માનો.

પૂઃ—પણ પ્રાતઃકાળની લીલા સાયંકાળે પણ હોય છે, અથવા બાલ્યની લીલા પૌગંડવયમાં પણ હોય છે એવું ક્યાંય કહેલું નથી, તેથી તે નિત્ય કેમ કહેવાય?

સિઃ—એ પ્રમાણે કહ્યું નથી તેનું કારણ એ છે કે એ બાબતમાં ઉદાસીન રહી, જેમ જેમ લીલાનો આવિર્ભાવ થાય છે તેમ તેમ તેનું નિરૂપણ કરેલું છે. છતાં ઉપર કહેલ બધાં પ્રમાણોથી લીલા નિત્ય છે એમ સિદ્ધ થાય છે, તેથી તેને નિત્ય માનવી જોઇએ.

પૂઃ—લીલા એટલે ભગવાનની અમુક પ્રકારની ક્રિયા અથવા કર્મ. કર્મમાત્ર ત્રણ ક્ષણ સુધી જ ટકે તેવું હોઈ નિત્ય હોઈ શકે જ નહિ. તેથી લીલા નિત્ય નથી.

સિઃ—ત્યારે જ્ઞાન પણ ત્રણ ક્ષણ સુધી જ ટકે તેવું હોઈ, ભગવાનના જ્ઞાનને પણ અનિત્ય માનવું પડશે.

પૂઃ—પણ ભગવાનનું જ્ઞાન તો ધર્મિગ્રાહક પ્રમાણથી નિત્ય સિદ્ધ થાય છે તેથી તે નિત્ય માનવું જ જોઇએ.

સિઃ—તો ભગવાનની લીલા પણ ધર્મિગ્રાહક પ્રમાણથી નિત્ય સિદ્ધ થાય છે તેથી તે પણ નિત્ય માનવી જોઇએ. જેમ લૌકિક જ્ઞાનથી ભગવાનનું જ્ઞાન જુદા પ્રકારનું હોઈ નિત્ય છે, તેમજ લૌકિક ક્રિયાથી ભગવાનની ક્રિયા (લીલા) જુદા પ્રકારની હોય નિત્ય છે.

### પ્રભાસમાં કરેલી લીલા આધિક છે.

પૂઃ—ભગવાનની સર્વ લીલા નિત્ય છે, તો ભગવાને પ્રભાસમાં આસુરવ્યામોહ લીલા કરી તેથી સર્વ યાદવોનો નાશ થયો. લીલાના જીવોનો નાશ થાય ત્યારે તેઓ તથા લીલા નિત્ય છે એમ કેમ સંભવે ?

સિઃ—ભગવાન સદા સર્વ લીલાઓવાળા (લીલાઓ કરતા) પ્રકટ છે. જેમ સત્પુરૂષોની રક્ષા, દેવોનુ કાર્ય કરવું, ધર્મરક્ષા, ભૂમિનો ભાર હરવો વિગેરે લીલા છે, તેવી જ આસુરવ્યામોહ પણ લીલા છે. આ લીલા લૌકિક છે, ભગવાન પણ લૌકિક છે, અને યાદવો સર્વનો નાશ થયો એવું જ્ઞાન અસુરોને એ લીલાથી થાય છે. દૈવીજીવોને તેવું જ્ઞાન થતું નથી. દૈવી જીવો તો ભગવદ્‌ગીતા ૯–૧૧ થી ૧૩, તથા ૮–૧૧ થી ૨૦–૨૨ વિગેરે પ્રમાણો પ્રમાણે શ્રીકૃષ્ણના વિગ્રહને ભગવાન જ જાણે છે. મૃત્સ્નાભક્ષણ (ભગવાને માટી ખાધી તે પ્રસંગ શ્રીમદ્ભાગવત. ૧૦–૮–૩૧ થી ૪૫), જૃંભણ (ભગવાને બગાસું ખાધુ તે પ્રસંગ શ્રીમદ્ભાગવત. ૧૦–૭–૩૫ થી ૩૭) દામોદરલીલા (ભગવાનને દોરડાથી બાંધ્યા તે પ્રસંગ શ્રીમદ્ભાગવત ૧૦–૯–૧૨થી ૨૧) વિગેરે સ્થલે શ્રીકૃષ્ણભગવાનનો વિગ્રહ બ્રહ્મ છે તેમ દર્શાવેલ છે. તેથી વિરૂદ્ધ ધર્મો (અનિત્યત્વ, નાશવત્ત્વ) જે ભગવાનમાં નથી તેવા ધર્મો પોતામાં હોવાનું ભગવાન દેખાડે તે અસુરોને વ્યામોહ કરવા જ દેખાડે છે એવો

નિશ્ચય છે. ભગવાન આવા ધર્મો પોતામાં દેખાડે છે. તે અસુરોને વ્યામોહ કરવા જ દેખાડે છે એમ બ્રહ્માંડપુરાણ, બ્રહ્મપુરાણ વિગેરેમાં સ્પષ્ટ છે.

અહિં લોકમાં પણ નટો રમે છે તેમાં નટ પોતે સ્વર્ગમાં જાય છે, ત્યાં યુદ્ધ થાય છે તેમાં નટનું મરણ થાય છે, પછી તેની સ્ત્રી તેની સાથે બળી સતી થાય છે એ બધું આપણને ઇંદ્રજાલવિદ્યાથી દેખાડે છે, પણ પછી એ નટ અને તેની સ્ત્રી પાછાં દેખાય છે, તેથી એ બધું માયિક હતું એવો નિશ્ચય થાય છે. તેમ ભગવાન પણ પોતાનામાં નથી તેવા ધર્મો અસુરોને મોહ કરવા પોતામાં દેખાડે છે. તેથી આ આસુરવ્યામોહલીલા માયિક છે, અને અસુરોને વ્યામોહ કરવા જ ભગવાને કરેલી છે. વળી એકાદશ સ્કંધના પહેલા અધ્યાયનો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરવાથી જણાશે કે ભગવાનની લીલામાં દ્વારકામાં વસતા યાદવો હતા, તે પ્રભાસ ગએલ યાદવોથી જૂદા હતા. માયિક લીલાના જીવો પ્રભાસના યાદવો હતા. દ્વારકાના યાદવો ભગવાનની નિત્યલીલાના ભક્તો છે. તેથી ભગવાને પ્રભાસમાં જે લીલા કરી તે અસુરોનો વ્યામોહ કરાવવા માટે જ કરેલી માયિક લીલા છે.

### પ્રપંચ નિત્ય છે.

ઉપર ભગવાનની સર્વલીલા નિત્ય છે એમ જણાવ્યું છે. સર્વ લીલાઓનો મુખ્ય દશ લીલાઓમાં સમાવેશ થાય છે. આ દશ લીલાઓનાં નામ શ્રીમદ્ભાગવત ૨–૧૦–૧માં આપેલાં છે, અને શ્રીમદ્ભાગવતના તૃતીય સ્કંધથી બારમા સ્કંધ સુધીના દશ સ્કંધોમાં તે દરેક લીલાનું નિરૂપણ કરેલ છે. આ પૈકી સર્ગલીલામાં પ્રપંચ (આ સર્વ જગત) નો સમાવેશ થતો હોવાથી પ્રપંચ પણ નિત્ય જ છે.

## આ સેવાભાવનાનો વિષય.

સાંખ્યશાસ્ત્રમાં કહ્યું છે કે નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક કરવો, અનિત્યનો ત્યાગ કરવો, અને નિત્ય આત્મામાં ચિત્ત પરોવવું. પરિણામ એ આવે કે સંસારના સર્વ વિષય, તેમ જ દેહ, ઇન્દ્રિય, મન, અંતઃકરણ વગેરે સર્વનો ત્યાગ કરી આત્મરૂપ થઈ જવું. પણ જ્યાં સુધી દેહ વગેરે છે ત્યાં સુધી તેનો ત્યાગ કેવી રીતે કરવો? એ સર્વે દુશ્મનની માફક વળગી રહ્યા છે તેના ત્યાગનુ સાધન જડતું નથી. યોગશાસ્ત્રમાં ચિત્તવૃત્તિનો નિરોધ કરવાને યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિરૂપી સાધનો બતાવે છે, પણ એ અત્યંત કઠિન છે, અને ઘણીવાર તે સાધવા જતાં નવનું તેર થઈ જાય છે. જ્ઞાનમાં ઘટપટની દલીલોમાં જ મગજમારી થાય છે, અને ખરૂં શું, અને ખોટું શું, તે તારવી કાઢવું બહુ જ અઘરૂં પડે છે, એટલું જ નહિ, પણ વેદ કહે છે કે જે એમ માને છે કે હું બ્રહ્મને સમજ્યો તે સમજ્યો જ નથી, यस्यामतं तस्य मतं, मतं यस्य न वेद सः । ચકલી થોડે ઉંચે ઉડી આકાશ આટલું જ છે એમ સમજે, ગરુડ બહુ ઉંચે ઉડે, પણ જે આકાશની ઉંચાઇની હદજ નથી, તેનો પાર કેમ પમાય? તેમ જ જ્ઞાનનું પણ છે. ભક્તિમાં દીનતા છે, પ્રેમ છે,'અનન્ય ભક્તિથી મને પમાય છે' એમ સ્વયં કૃષ્ણ અર્જુનને કહે છે. "નિર્માનમોહવાળા, જેમણે સંગદોષ જીત્યા છે, નિત્ય આત્મામાં રતિવાળા, કામ જેમણે વિનિવૃત્ત કર્યા છે, સુખ દુખ વગેરે દ્વંદ્વથી વિમુક્ત છે, તે મારા પદને પામે છે, તે સ્થાનમાં સૂર્ય ચંદ્ર કે પાવક પ્રકાશતા નથી, અને ત્યાંથી કોઈ પાછું આવવું નથી, એવું તે મારૂં પરમ ધામ છે." જેઓ શાસ્ત્રદ્વારા ભક્તિ કરી ભગવાન પાસે જાય છે, તેમને આ પ્રાપ્ત થાય છે. પણ સ્ત્રી, શૂદ્ર, બામણભાઈ, અને જનોઇ વગરના પતિત વૈશ્ય–આ સર્વનું શું થાય? તે સર્વનો ઉદ્ધાર ભગવાન પોતાના પ્રમેયબલથી ... અને કહે છે કે તમે સર્વ ધર્મનો ત્યાગ કરી મારે શરણે આવો,

અને શાસ્ત્રીય ભક્તને ન મળે એવા, અલૌકિક બ્રહ્મદેહથી પોતાની સાથે રમણના ઉચ્ચતમ આનંદનું દાન ક્વચિત્ તેમને કરે છે. આ દાન કૃપાસાધ્ય જ છે. તેથી જ એ માર્ગનું નામ પુષ્ટિમાર્ગ. એ નિઃસાધન માર્ગ છે. વૈદિક સાધન તેમાં ખપ લાગતાં નથી. પ્રાતઃકાલથી ઉઠી ભગવાનનું પ્રેમથી જ ચિંતન કરો, તેનું સ્મરણ, ચિંતન, સેવા કરો, અને ભક્તનું લૌકિક વૈદિક તે જ સિદ્ધ કરશે. જ્ઞાન જોઈશું તો તે પણ આપશે, ભરણ પોષણ પણ કરશે, એટલે ધંધો કરવાની પણ જરૂર નહિ, કેમકે योगक्षेमं वहाम्यहम् એમ સ્વમુખથી કહ્યું છે. દોષ તો આપણામાં ઘણા છે, जीवाः स्वभावतो दुष्टाः, પણ હું ભગવાનનો દાસ છું, જેવો તેવો પણ ભગવાનનો છું, એવું મનમાં દૃઢ થયું કે ब्रह्मसंबंध થયો. એ ब्रह्मसंबंध શ્રીમદ્વલ્લભાચાર્યજી પોતે કરાવે છે. ત્યાર પછી એનું સદા અનુસંધાન રહે તો સહજ દોષ, દેશ, કાલના દોષ, સંયોગના અને સ્પર્શના દોષ, લોક-વેદના દોષ, બાધ કરતા નથી. સર્વદા ભગવચ્ચિંતનથી સાંખ્યોને દુશ્મનની માફક પીડતા દેહ, ઇંદ્રિય વગેરે પ્રસન્ન રહી, ભક્તને આનંદ આપી, ભગવાન સાથે આનંદ ભોગવાવે છે, યોગની પ્રાણાયામ વગેરે ક્લેશદાયક પ્રક્રિયાની જરૂર પડતી નથી, જ્ઞાનીનું अहं ब्रह्मास्मि નું મિથ્યા અભિમાન થતું નથી, માટે પ્રાતઃકાલથી ઉઠી, ભગવાનની લીલાનું 'અનુસંધાન કરવું, તેજ આ સેવાભાવના નો વિષય છે. એમાં અંબરીષ, ધ્રુવ, પ્રહ્લાદ વગેરેની શાસ્ત્રીય ભક્તિ નથી, પણ દાનમાત્રથી ક્વચિત જ પ્રાપ્ત થતી અવિહિત, અશાસ્ત્રીય ભક્તિ છે. ભક્તોનો નિરોધ કરવાને માટે જ તેમના પર કૃપા કરી ભગવાને આ લીલા કરી છે એ લીલામાં જો કે ભગવાનનું "એક એક રોમ (રવાડું) વિરાટ કોટિ સમ" છે તે છતાં, ભગવાન શ્રીયશોદાજીના ખોળામાં સર્વ બ્રહ્માંડોસહિત બાલકરૂપે બિરાજે છે ! યોગીઓને અણિમા, મહિમા, લઘિમા વગેરે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તો તે ભગવાનમાં નિત્ય હોય તેમાં શું આશ્ચર્ય ? મુખમાં બ્રહ્માંડના દર્શન કરાવે છે ! કરોડો બ્રહ્માંડ જેના ઉદરની અદર છે, અને જેની હદ જ નથી, એવા ભગવાન દોરડાથી બધાઇ દામોદર ! થઈ જાય છે, ત્રણ પગલામાં આકાશ પાતાલ ભરી લેનાર પ્રભુ યશો-દાના ઘરમાં ઘુટણીયાં તાણતાં ઉમરો પણ ઓળંગી શકતા નથી ! ચિંતામણિ, લક્ષ્મી, કામધેનુ સર્વ વાંછિત આપવાને ઉત્સુક છતાં યશોદાનું સ્તનપાન કરે છે ! યજ્ઞોમાં દ્રવ્ય, મંત્ર વગેરેમાં કાંઈ પણ લેશમાત્ર અપવિત્ર હોય તો કર્મ વિફલ કરનાર પ્રભુ હસી હસીને ગોપો સાથે ખેલતાં તેમનું જૂઠણ ખાય છે ! ઘણાં કષ્ટ વેઠી પવિત્ર કરેલા યોગીઓના અંતરહૃદયમાં ક્વચિત જ ઉભા રહેતા પ્રભુ યમુનાકિનારે ગોપીજનની પરિષદ્માં તેમના કુચકુંકુમથી અંકિત ઉત્તરીય વસ્ત્રની ગાદીપર આનંદથી બિરાજી તેમનો ઠપકો સાંભળે છે કે "હે ચતુર, ભજન કરનારને ન ભજે એવા કોઇ તમે સાંભળ્યા છે?" આ લ્હાવો અલભ્ય છે, વેદથી આજદીન સુધીમાં કોઇ કોઈ પ્રેમઅશ ભક્તોને જ તેનો લાભ થયો છે; પુરાવા પુષ્કલ છે, મનોમન સાક્ષી છે. માટે પ્રિય વાચક, સંસારમાં આવીને જે કર્તવ્ય કરવાનું છે તે આ જ ભાવનાનું અનુસંધાન કરવાનું છે. એ જ રસ છે. બીજા સર્વ રસાભાસ છે. આથી જ આધિભૌતિક દેહ, ઇન્દ્રિય, મન, અંતઃક-રણના સર્વ દોષનો નાશ થાય છે, કેમકે એવો શાસ્ત્રનો નિયમ છે કે દરેક દોષના આધિભૌતિક સ્વરૂપનો નાશ તેનું આધિદૈવિક સ્વરૂપ કરે છે, તેથી જ રાસપંચાધ્યાયીને અંતે શ્રીશુકે કહ્યું છે કે આ રાસલીલાનું શ્રવણ કરનારના હૃદયનો રોગ, કામ, તરત નાશ પામે છે.

તૈત્તિરીય ઉપનિષદ્માં કહ્યું છે કે ભગવાન રસરૂપ છે, ત્યાં આનંદની ગણના કરી છે.

વળી કહ્યું છે કે બ્રહ્મ, સત્ય, જ્ઞાન, અનંત છે; જે તેને જાણે છે તે ચતુર બ્રહ્મની સાથે સર્વ કામનો ભોગ કરે છે. શ્રુતિઓને નિત્ય ગોપીજનની માફક ભગવાનની સાથે રમણની ઇચ્છા થઈ, ત્યારે તેમને સારસ્વત કલ્પમાં ગોપીઓ થવાનું વરદાન મળ્યું, એ વાત બૃહદ્‌વામન પુરાણમાં પ્રસિદ્ધ છે, તેથી શ્રીમદ્‌ભાગવતમાં તેમને શ્રુતિરૂપા ગોપીજન કહ્યા છે, અને જે અગ્નિકુમારોને રામચંદ્રજીએ વરદાન આપ્યું તેમને ઋષિરૂપા કુમારિકા કહ્યા છે. આ સર્વને અનુકૂલ રૂપે વિષ્ણુપુરાણ, હરિવંશ,અને વિસ્તારથી શ્રીમદ્‌ભાગવતમાં વર્ણવ્યા પ્રમાણે પરબ્રહ્મ વ્રજમાં અવતર્યા, અને શ્રીગોપીજન સાથે વિહાર કર્યો. એમના દેહ આધિભૌતિક નહિ, પણ બ્રહ્મસૂત્રમાં કહ્યા પ્રમાણે બ્રાહ્મ. પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રંથમાં તે સ્પષ્ટ સમજાવ્યું છે. કૃષ્ણને તો દેહ, ઇન્દ્રિય, અંતઃકરણ નિરાળા છે જ નહિ, પણ સ્વરૂપ જ તે તે રૂપે સર્વ લીલા કરે છે, નહિ તો લૌકિક બાલકથી પૂતનાસુપયઃપાન, શકટભંજન, અઘાસુર, બકાસુર, તૃણાવર્તને મારવું, દાવાનલપાન, કાલીયદમન, યમલાર્જુનભંગ, મુખમાં બ્રહ્માંડનું દર્શન વગેરે લીલા થઈ શકે જ નહિ. આ સર્વ રસ છે, લીલા છે, નાટ્ય છે, એનો અનુભવ કૃષ્ણચૈતન્ય, જયદેવ, લીલાશુક, નરસિંહ, મીરાં, અષ્ટસખા વગેરેએ કર્યો છે; એ જ પરબ્રહ્મની વ્રજ વૃંદાવનની પ્રાતઃકાલથી રાત્રિપર્યંતની રસિકલીલાની ભાવના આ ગ્રંથનો વિષય છે.

રાત્રિના વિહાર પછી પોઢેલા શ્રીકૃષ્ણને યશોદા જગાડવા પ્રયત્ન કરે છે, પણ જાગતા નથી, તેથી ગોપીજનને જગાડવા કહે છે, તેઓ પ્રયત્નથી જગાડે છે, તેનું રસમય વર્ણન ૭૭ શ્લોક સુધી છે, યશોદા મંગલભોગ આરોગાવે છે તેનું રસમય વર્ણન ૧૧૬ શ્લોક સુધી છે, સ્નાન કરાવી શૃંગાર ધરાવે છે તેનુ વર્ણન ૧૪૯ શ્લોક સુધી છે, ગોપીવલ્લભ ભોગનું વર્ણન ૧૭૪ શ્લોક સુધી છે, ગ્વાલસહિત ગોચારણ કરવા પધારતા બાલકને શિખામણ ૧૮૪ શ્લોક સુધી છે, ગોદોહન કરી ધૈયા આરોગી, વનમાં પધારી લીલા કરે છે તે ૧૯૮ શ્લોક સુધી છે, નંદરાયજી ભોજન માટે વનમાંથી બોલાવવા મોકલે છે, પ્રભુ પધારે છે, વ્રજભક્તો ચોરી કરવા પધારવા પ્રાર્થના કરે છે, તે ૨૧૭ શ્લોક સુધી છે, વ્રજભક્તોને આપેલો આનંદ, તેમનો ઉરાહનો (ઠપકો) નંદાલયમાં રાજભોગ ૨૩૨ શ્લોક સુધી છે, પછી વ્રજભક્તોને ઘેર બીજે પ્રકારે રાજભોગનું વર્ણન ૨૬૫ શ્લોક સુધી છે, પછી ત્રીજા પ્રકારના રાજભોગનું વર્ણન ચોરીથી વ્રજભક્તને ત્યાં, ઉરાહનો, યશોદાની શિખામણ, ૩૨૫½ શ્લોક સુધી છે, પછી ચોથા પ્રકારની રાજભોગની લીલા ૩૮૫ શ્લોક સુધી છે, કુંજભવનમાં સિંહાસન, શય્યા, સામગ્રી, પ્રભુની વાટ જોવી, અને નિકુંજલીલા ૪૯૮ શ્લોક સુધી, ઉત્થાપન ભોગની લીલા ૫૨૫ શ્લોક સુધી, વ્રજનો વિચાર, વ્રજરત્નોના વિયોગનું અનુસધાન, પ્રભુનું પધારવું, ગોપીજનનું સામે જવું ૬૮૭ શ્લોક સુધી, સંધ્યાભોગ આરોગવો ૭૧૯½ સુધી, યશોદાનું સામે જવું, વિકલતા, દર્શનથી હર્ષ, સંધ્યા આર્તિ, રાઇલૂણ, આભૂષણ વડાં કરવાં, ક્રીડા વિષે પ્રશ્નો, ઉત્તર, ૮૨૦ શ્લોક સુધી, ગોપોનું તેડવા આવવુ, માતાનું વારવું, પ્રભુનું નીડરપણું, આજ્ઞા લઇ જવુ, ગોદોહન, દર્શનથી વ્રજભક્તોની અવસ્થા, તેમની યશોદાને વિનંતિ, ધૈયા આરોગવું, ગાયોની સરાહના ૯૪૩½ શ્લોક સુધી, સેનભોગ માટે માતાનું બોલાવવું, પ્રભુનું પધારવું, આરોગવુ ૯૯૦ શ્લોક સુધી, કૃષ્ણની રક્ષા માટે માતાની બલદેવને શિખામણ, બલદેવનો ઉત્તર, શ્રીઅંગવસ્ત્ર કરી બીડી આરોગાવવી, ચર્વિત દાન, ૧૦૨૩½ શ્લોક સુધી, નિજમંદિરમાં શય્યા બિછાવવી, સામગ્રી ધરવી, માતાની ઉંઘવાની પ્રાર્થના, પ્રભુનું નિદ્રાવશ થવું, સખીઓનું તેડવા આવવુ, સ્વામિનીની વિરહાવસ્થાનું વર્ણન, પ્રભુનું પધારવું, જૂદે જૂદે રૂપે સર્વને ઘેર પધારી તેમના મનોરથ પૂર્ણ કરવા, ૧૦૯૬ શ્લોક સુધી.

---

# पाठान्तराः, शुद्धपाठाश्च ।

९ उत्तमासनसंविष्ट–, यशोदोत्संगभूषणम् । १२ दुर्ललित १३ विमोचनः
१५ एवंविधस्वजननीवचनैः १६ –थोद्ग्रीवः १७ सव्यात्तजलभाजनः ।
२० –कावधि । २१ प्रातरुत्थानभावना २२ मलीमसं समभूत्
५५ कुमुदत्ता ५६ भावी ७२ ततः सभगवत्संगां
८८ सुंदरपाकं ९८ सार्द्रत ११० –मितियोग्यं
१२६ कलशस्थापितः १३६ गोपिकः १४८ मालार्गल–
१५५ –श्रयो दृशि १५९ –कृततज्जडः १६२ –त्संगसंविष्टः, –त्संगसंस्थायी
१६२ निर्यद्वदन– १८६ –युक्तगोप– १८७ लीलार्थविचार–
१९४ जगत्त्रयः । २०१ लीलासक्तसुतासक्तयशोदानंदसेवितः ।
२०२ मार्गावलोकनात्यार्तमित्रादिपरिशोभितः । (परिवारितः परिपालितः, इत्यपिपाठौ।
वात्सल्यस्मरणत्यक्तबालक्रीडः समागतः । २१८ रक्षार्थबाल–
२२१ गमनस्वगृहागतः । २२३ भीत–; स्फूर्तिसंकोच– २२४ भाजनः ।
२२९ जननीभुज– २३० धौताखिलांगकः !; प्रोंछितमुखादिकः ।
२३१ वक्त्रतांबूल–; श्रीनन्दयशोदादि बहुधा– २३७ –संविष्टः निजतातांतरुद्गतः ।
उत्तमासनसंविष्टबलदेवसमन्वितः । २३८–युतस्थितः । २३९ ससंघः परिपूजितः।
२४३ दर्शनार्थगः, इत्यपिपाठः । २४९ रोहिणीसह–, रोहिणीहस्त–, इत्यपि पाठौ ।
२५२ कणिक–; –चाचमनसेवकः । २५९ दिवसस्थितिकाल–
२७० वस्त्रादिरूपितं । २७१ स्वस्थिति– २७६ नेत्रांतपाव–
२८९ दध्ना यदा तक्रं २९१ शिखरिण्यौ गृहाण इति सर्वत्रादर्शेषु, तच्चिन्त्यम् ।
२९६ गोपनार्थंकृत– २९७ बाल्यमौग्ध्य– २९९ निजचौर्य–
३०१ हृतिकृत– ३०६ स्वप्रनु(स्नुत)चरितश्रुत्यानंदमातृ– ३१६ एवंविधा–
३२० रामं तानप्याकार्य । ३२९ –थौदन–३३० स्वादु ३४० समाहूय कृष्णं वा
३४१ क्रीडावेशं परित्यज्य ३४७ स्वरोद्गीति– ३५५ भोः ३६८ सरोंतिके।
३७२ आचरंतः ३७६ महद्द्रोणेषु ३८१ रसान्वितम् । ३८२ कराम्बुज–
३८५ पूर्वक्रीडया ३८६ स्वसखी (स्वस्वस्त्री) वृन्दसहितस्वामिनी–
३८७ यत्र सर्वर्तु– ३९१ श्रवणप्रदं ३९७ संस्थितम् ३९८ मालाविचित्रितम्
४०७ –पद्यनत्वतः । ४११ –मध्यनिहितं ४१८ लीलां च ४२० नरवरःश्यामं
४२८ धृतांगदः ४४० प्रकटोद्भट– ४४७ व्रजावास ४५८ कुमारक
४६५ भूयप्रदेशे–इत्यपिपाठः ४८२ –छाया–स्वर्वर्णिणः ४८४ सकामवृषभ–
४८६ –दोर्दंडस्थिति(त)प्रचित– ४८९ गृहीतवलयः ४९२–वेत्ताऽतः

५०३ –प्रियाशृंगार–     ५०८ फालाशकं, पालाशकं, इत्यपिपाठौ
५१० सखीजने भावैर्वदति प्रणयाकुलः ।     ५२५ फलरूपयुतः फलम् ।   ५३० पथं
५३३ –श्रुतिपरश्रुतयः     ५४३ मम रुचिर्याता     ५५० –चरणकंकणम्
५५२ –स्निग्धकंचुकी–     ५५३ कंठलग्नतनुस्त्रीय–     ५५५ –जटितकंकणा–
५५८ –त्रितयमौक्तिका–     ५५९ –सिंदूरमौक्तिकं     ५६७ –विक्रीतश्च तथा
५७२ क्रीडद्भिर्गीतनर्तनैः ।, क्रीडद्भिर्गाननर्तनैः ।, क्रीडार्हैर्गीतनर्तनैः ।, क्रीडाद्रेगीतनर्तनैः । इतिपाठाः
५८२ व्रजदेशास्थिता   ५८३ दूरस्थिते     ५८७ –वेशरति–     ५९६ –लसत्पर्णा–
५९७ –मणिमयस्वर्ण–     ६१८ भावनानन्द–     ६२० –छुरितालकः
६२६ अनंतभेदभिन्नस्वहस्तकैक–,     अनंतभेदसंभिन्नस्वहस्तैक–, इत्यपिपाठौ
६४० स्प्रष्टुं   ६४३ –मेवं   ६६३ गोकुलजनीकरिणा   ६७१ सदोदयोयं तदनुदया–
६७६ प्राणिमि वनेपि याते प्राणपतौ तन्न वै चित्रम् ।
६७८ क्लिष्टाः सः   ६८७ मनसानुगतम्   ६९४ –भूषणाः   ६९९ सिता सार्द्रफला–
७१८ वर्हपिच्छ इत्यपि पाठः     ७२४ –रिव कुटिलै–     ७३२ लकुटं इतिपा.
७३७ हुंकृतीः इति पाठः   ७४३ –रजो लग्नं मुखाम्बुजे ।     ७५२ वर्ह इति पाठः
७७० वरमस्तकान्     ७७३ निर्मथितधनं     ७७८ कर्पूरेणमद–
७८१ वक्रचन्द्रिकम् शु. पा.     ७८४ कंठमाला च मौक्तिकी शु. पा.
७८५ सूक्ष्मकच्छपटं शु. पा.   ७९३ भाषणेन च शु. पा.   ७९७ के प्रजा– शु. पा.
७९८ तव लीला– शु. पा.     ८०२ भुक्तानि शु. पा.     ८०९ नृत्यं, पा.
८१३ स्वसजातिभिः, शु. पा.     ८१५ विटपा शु. पा.   ८३५ पात्रेण सीत्कृतैः, पा.
८३७ दूरस्थिते शु. पा.   ८४९ –प्रविष्ट स्वधेनु शु. पा.   ८५५ विरहिव्रजभूषणम् शु.पा.
८५६ कामसुंदरः, पा.     ८६० ताते शु. पा.     ८६६ समचलत् पा.
८६७ पीतांशु– शु. पा.     ८७४ विविधैः, पा.     ८७६ –दागतः शु. पा.
८९७ –दावृतगोपीश, पा. ९०९ –लाङ्गिकाः, पा. ९११ स्वामिनः. स्वामिन्याः, इति पाठौ
९१३ गमयामः कथं,     ९२५ हृच्छयेणांत– ९२६ कर्मणे, कर्मणः, इति पाठौ
९२८ विनोदसहितहरिणा, पा.   ९३१ करिष्यामः शु. पा.   ९३६ गोष्ठस्थितैः, पा.
९४३ हन्यन्ते शु. पा.     ९४६ तत उत्थाय, इति श्लोकः, ९४७ भावयंतीतिश्लोकः,
९५२ रसौषधम्, पाठः     ९५७ चपल चपलं शु. पा.     ९७२ चोपवेशायत्
९७८ भवविवशावलोक्य   १०४२ मदुत्संगवरस्थित, पाठः   १०४७ मालावलंबि, पा.
१०६४ प्रिय इति पाठः १०७५ –चतुष्ट्याः संचितांतिके; –युक्ताश्चतुष्टयः
१०८२ मूर्च्छते १०९१ व्रजांगना इति पा. १०९५ पतिं, पा.     ११००निरूप्यै
११०१ भावं ११०२ कार्यैः

———*———

# શુદ્ધિપત્રક.



| શ્લો. | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- |
| ૧૭ | सखिदत्तजलां-जलिः | सख्यादत्तजल-भाजनः |
| | જલની અંજલિ આપે છે. | સખી જલપાત્ર લાવે છે. |
| ૨૧ | प्रातरुत्थाय भावेनैवं | प्रातरुत्थान-भावनैवं |
| શ્લોક ૬૩ પછી જે ઉત્થાનિકા છે તે શ્લોક ૬૨ પછી વાંચવી. | | |
| શ્લોક ૭૫ પછી જે ઉત્થાનિકા છે તે શ્લોક ૭૩ પછી વાંચવી. | | |
| ૮૯ | મરચાં. | મરી. |
| ૯૮ | હુરભરા. | બાફેલા ચણા. |
| ૧૦૦ | કાચી કેરીના. | કાચી કેરીના બાફેલા. |
| ૧૦૨ | ચણાના લોટના. | ચણાના લોટને બાફીને. |
| ૧૦૫ | જલેબી. | ચકુલી. |
| ૧૦૬ | મૂકેલી. | ખોસેલી. |
| ૧૩૬ | ઘુઘરીઓથી. | કટિમેખલાથી. |
| ૧૪૯ | मालागण | भालार्गल |
| | સુંદર માલાઓનો સમૂહ. | વાંકે લલાટ પર |
| ૨૮૯ | સાથે. | તથા છાશ. |
| ૩૩૧ | મીઠાં લીંબુ મોસંબી. | લીંબુ, બીજોરાં. |
| ૪૨૭ | ફર કંજના (નાળીએરના) | એ શબ્દો કાઢી નાખવા. |
| ૬૦૩ | ભૂમિ પરનાં | ,, |
| ૬૭૧ | માથા વગરના. | ધડ વગરના. |
| ૬૯૫ | આર્દ્રક વિગેરે ફલ. | લીલાં ફલ વગેરે |
| ૮૦૦ | મસાલા. | શાક, ભુંજાણા, રાયતા વગેરે મસાલાના |
| ૮૮૧ | ઉત્કંઠિત. | ઉત્કૃષ્ટ. |
| ૮૯૭ | ઢગલા. | ઠગાયલા. |
| ૯૨૩ | સુદામાને. | શ્રીદામાને. |
| ૯૩૧ | દૂધનું મંથન વગેરે. | દૂધનું મંથન કરીશું તેનું કીધું તું સુવર્ણના પાત્રોમાં ભોજન કરજે. |
| ૯૭૨ | તે પર પુત્રને. | તે પર બેસીને પુત્રને. |
| ૯૮૬ | ઉપયોગી. | ઉદ્યોગી. |
| ૧૦૧૪ | થયું છે. | કર્યું છે. |

## શેઠ જેઠાનંદ આસનમલ.



જન્મઃ સંવત્ ૧૯૨૮ ના ફાલ્ગુન વદી ૧૧.

અવસાન—સંવત્ ૧૯૮૫ પોષ વદી ૧૨,
ઇ સ ૧૯૨૯ તા ૬ ઠી ફેબ્રુઆરી

જગદીશ્વર પ્રેસ, મુંબઈ—૪

श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।

# श्रीहरिरायजीकृता सहस्रीभावना ।



श्रीमदाचार्यचरणं शरणं सर्वदेहिनाम् ।
समस्तदोषदहनं मस्तके राजतां मम ॥१॥

શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું ચરણ સર્વ જીવોના આશ્રયરૂપ છે, સર્વ દોષોને બાળી નાખે છે, એ ચરણ મારા મસ્તક ઉપર બિરાજો. (૧)

प्रातरारभ्य भगवद्भावना विनिरूप्यते ।
सेवनायां यतः सिध्येन् मानसी सा स्वतः सदा ॥२॥

સેવામાં ભગવાનની જે ભાવના કરવામાં આવે છે, તેનું પ્રાતઃકાલથી આરંભીને નિરૂપણ કરવામાં આવે છે. એ ભાવના કરવાથી માનસી સેવા એની મેળે સદા સિદ્ધ થઈ જાય છે. (૨)

હવે શ્રીઠાકોરજીને પ્રાતઃકાલમાં જગાડવાનો પ્રકાર, તે સમયે ભગવાનની સ્થિતિ, અને જાગ્યા પછી મંગલભોગ આરોગે તેનો પ્રકાર આઠ શ્લોકથી કહે છે.

प्रातः शयनसंविष्टः केलिश्रान्तः प्रियायुतः । आलस्यमुद्रनयनश्चिकुरावृतभालकः ॥३॥
दरश्वासोन्नमन्नासः कृतहासः प्रियाजनैः । प्रियास्कन्धन्यस्तभुजो जागरालससंयुतः ॥४॥

પ્રાતઃકાલમાં પ્રભુ શયનમાં બિરાજીને પોઢ્યા છે, રમણકેલિથી શ્રમિત થયા છે, શ્રીસ્વામિનીજી સાથેજ પોઢ્યા છે, આલસ્યથી નયન મીંચેલા છે, લલાટ પર વાળની લટ આવી રહી છે. (૩) મંદ મંદ શ્વાસ લઈ રહ્યા છે, નાસિકા કાંઈક ઉંચી થાય છે, પ્રિયાઓની સાથે હાસ્ય કરી રહ્યા છે, પ્રિયાના સ્કંધ ઉપર સ્વહસ્ત ધર્યા છે, જાગરણથી આલસ્યયુક્ત છે. (૪)

रतचिह्नांकिताकारः कङ्कणाङ्कितपृष्ठकः । जृम्भणारंभवदनो मदनाधिकसुंदरः ॥५॥
अनेकयुवतीवृन्दस्थितो व्रजपुरन्दरः । संगोपितरहोलीलः श्रीयशोदाप्रबोधितः ॥६॥

રમણના ચિહ્નથી શરીર અંકિત છે, કંકણના ચિહ્ન પીઠપર લાગ્યાં છે, મુખમાં બગાસા આવવા માંડ્યા છે, મદનથી અધિક સુંદર છે. (૫) અનેક યુવતિઓના યૂથમાં બિરાજે છે, વ્રજના ઇંદ્ર છે, (જેમ ઇંદ્રને ભોગ પ્રિય છે તેમ આપને વ્રજમાં ભોગ પ્રિય છે). રહસ્ય-લીલાનું પોતે સારી રીતે ગોપન કર્યું છે, શ્રીયશોદાજી પ્રભુને જગાડે છે. (૬)

जनन्युत्संगसंलग्नः प्रदर्शितमुखांबुजः । यशोदाचुम्बितमुखो नन्दाद्युत्संगलालितः ॥७॥
स्वबालमित्रगोपालसंगीतगुणसागरः । व्रजस्त्रीवृन्दसरसकटाक्षपरिपूजितः ॥८॥

માતૃચરણના ઉત્સગમાં પોતે બિરાજે છે, મુખકમલનુ દર્શન કરાવે છે, શ્રીયશોદાજી પ્રભુના મુખારવિંદનું ચુંબન કરે છે, નંદરાયજી વગેરે પોતાના ઉત્સંગમાં પ્રભુને લઈ લાડ લડાવે છે. (૭) પોતાના બાલમિત્રો, ગોપાલો, પ્રભુના નિરવધિ ગુણોનું ગાન કરે છે, વ્રજસ્રીઓના યૂથ રસમય કટાક્ષથી પ્રભુનું પૂજન કરે છે. (૮)

**सुखासनसमाविष्टयशोदोत्संगसंस्थितः । समानीतपयोयद्धदध्यादिरसभोगभुक् ॥९॥**
**सितायुतस्वच्छसद्योनवनीतयुताननः । बालक्रीडादत्तचित्तो जनन्यादिप्रशंसितः ॥१०॥**

સુખથી આસન પર બિરાજેલા શ્રીયશોદાજીના ઉત્સંગમાં પ્રભુ બિરાજે છે, દૂધ, બાંધેલું દહિં, વગેરે રસ આણીને રાખ્યા છે, તેનો ભોગ પ્રભુ કરે છે. (૯) મિશ્રીયુક્ત સ્વચ્છ તાજું નવનીત મુખારવિંદમાં આવી રહ્યું છે, બાલક્રીડામાં ચિત્ત લાગી રહ્યું છે, માતૃચરણ વગેરે પ્રભુની પ્રશંસા કરી રહ્યા છે. (૧૦)

પ્રભુને આરોગવામાં રુચિ વધે તેને માટે શ્રીયશોદાજી રુચિકારક વચનથી પ્રભુની પ્રશંસા કરે છે, તેનું વર્ણન પાંચ શ્લોકથી કરે છે.

**मदीयराजपुत्रोऽसौ मदीयगृहदीपकः । मदीयनयनानंदो निर्धनाया धनं मम ॥११॥**
**गोकुलाखिलशृङ्गारः स्वतातसुखदायकः । मुग्धलीलादिललितो वेणुनाकलितः करे ॥१२॥**

આ મારો રાજપુત્ર છે, મારા ઘરનો દીપક છે, મારી આંખોને ઠારનાર છે, મારી ગરીબડીનું ધન આજ છે (૧૧) અખિલ ગોકુલનો શૃંગાર છે, પોતાના પિતા શ્રીનંદરાયજીને સુખ આપનાર છે, મુગ્ધ લીલા વગેરેને લીધે સુંદર છે, એણે વેણુ શ્રીહસ્તમાં ધારણ કર્યોછે. (૧૨)

**मदाज्ञापालनपरः सरसीरुहलोचनः । अनेकविधलीलाभिः स्वीयशोकविमोचकः ॥१३॥**
**जननीजीवनः सर्वगर्वस्तंभविनाशनः । कंसादिशत्रुहृदयकृष्णवर्त्मा कृपानिधिः ॥१४॥**
**जननीजन्मसाफल्यं प्राणाधिकरतिप्रियः । इत्यादिमातृचरणवचनैः कृतभोजनः ॥१५॥**

મારી આજ્ઞા સર્વદા પાળે છે, કમલનયનથી મને ઠારે છે, અનેક પ્રકારની લીલાથી નિજજનના શોક દૂર કરે છે. (૧૩) જનનીનું જીવન છે, સર્વના ગર્વના સ્તંભનો નાશ કરનાર છે, કસ વગેરે શત્રુના હૃદયને બાળનાર અગ્નિરૂપ છે, કૃપાનિધિ છે. (૧૪) જનનીના જન્મને સફલ કરનાર છે, રમણ એમને પ્રાણથી પણ અધિક પ્રિય છે. આવા પ્રકારના પોતાના માતૃચરણના વચનોથી પ્રભુ ભોજન કરે છે. (૧૫)

ભોજન સમયે પ્રભુની ચંચલ સ્થિતિ અને ભોજન કર્યા પછી મુખપ્રક્ષાલન પ્રોંચ્છન કરીને બીડી આરોગે છે, પછી મંગલાઆરતિ થાય છે, તેનું વર્ણન પાંચ શ્લોકથી કરે છે.

**मातृप्रोक्तकथादत्तकर्णश्चकितलोचनः । मुहुर्मुहुरधोग्रीवः क्षणक्षणसमुत्थितः ॥१६॥**
**यथाकथंचिदत्यन्तप्रतारणसुभोजितः । नंदभोग्यस्वजननीसखिदत्तजलांजलिः ॥१७॥**

માતૃચરણ જે વાર્તા કહે છે, તે કાન દઈ સાંભળે છે, લોચન ચકિત છે, જરાજરામાં ઉંચી ડોક કરીને જુએ છે, ક્ષણે ક્ષણે ઉભા થાય છે (૧૬) કોઇ પણ પ્રકારે શ્રીયશોદાજીના પટાવવાથી સમજાવવાથી, છેતરવાથી, ભોજન કરે છે, પછી શ્રીનંદરાયજીના ભોગ્ય, સ્વમાતૃચરણના સખીઓ ...જલની અંજલિ આપે છે. (૧૭)

तदुदत्ताचमनीयश्च तत्प्रोंच्छितमुखाम्बुजः । तद्दत्तताम्बूलयुगचर्वणानंददायकः ॥१८॥
अधरवदत्यन्तताम्बूलरसशोभितः । समानीतसखीवृन्दनीराजनसुराजितः ॥ १९ ॥
दर्शनानंदसंदाता दीपालोकहसन्मुखः । एवं विभाव्यतां नित्यं मंगलारात्रिकावधिः ॥२०॥

પ્રભુને આચમન કરાવે છે, પ્રભુનું મુખકમલ લછી નાંખે છે. તેઓએ આપેલા બે પાનનાં બીડાં આરોગતાં આનંદ આપે છે. (૧૮) અધર ઉપર તાંબૂલનો રસ બહુજ સ્રવે છે, તેથી પોતે શોભી રહે છે, એટલામાં સખીઓનું યૂથ આરતિ કરે છે, તેથી પોતે બહુજ શોભે છે. (૧૯) પ્રભુ સર્વને દર્શનનો આનંદ સારી રીતે આપે છે, આરતિના દીવાઓને જોઇને પ્રભુનુ મુખકમલ હાસ્ય-યુક્ત થાય છે, આપ્રમાણે નિત્ય મંગલા આરતિ સુધીની ભાવના કરવી. (૨૦)

હવે પ્રભુને જાગવાનો અને મંગલાભોગનો પ્રકાર બીજી રીતે કહે છે, તેમાં પ્રથમ શ્રીયશોદાજી પ્રભુને જગાડે છે તે આઠ શ્લોકથી કહે છે.

अथवा प्रातरुत्थाय भावेनैवं विधीयताम् । प्रबोधयति जननी प्रातः पुत्रं प्रियं स्वयम् ॥२१॥

उदितः सहस्रभानुर्दीपज्योतिर्मलीमसञ्जातम् ।
दर्शय मुखारविंदं शयनादुत्थाय गोकुलाधीश ॥२२॥
क्षुधितोसि वत्स मंचं मुंच मदीयं वचो बाल ।
विमतं कदापि नहि ते साम्प्रतमलसः कथं जातः ॥२३॥

અથવા પ્રાતઃકાલમાં ઉઠીને ભાવના આ પ્રમાણે કરવી. માતૃચરણ પ્રાતઃકાલમાં પ્રિય પુત્રને પોતે જગાડે છે. (૨૧) સૂર્ય ઉગ્યો, દીપજ્યોતિ ઝાંખી થઇ ગઇ, હે ગોકુલાધીશ શયનમાંથી ઉઠીને મુખારવિંદના દર્શન આપો. (૨૨) હે વત્સ, આપ ભૂખ્યા થયા છો, પલંગ પરથી ઉઠો હે બાલ, મારૂં વચન તમે કદાપિ ઉથાપ્યું નથી, હમણાં આવા આળસુ કેમ થઈ ગયા છો ? (૨૩)

आवर्तितबहुदुग्धं दधि बद्धं मुग्धनवनीतं । सुंदर संपादितमिह राजतसौवर्णपात्रेषु ॥२४॥

तदिदं त्वदेकभोग्यं स्पृशतु न जातु त्वदन्योपि ।
पूरय मनोरथं मे निजवदने संगमेनास्य ॥२५॥

બહુ કઢેલુ દૂધ, બાંધેલુ દહિં કોમલ નવનીત અહીં સુવર્ણના અને ચાંદીના પાત્રમાં હે સુંદર, સાજીને રાખ્યું છે (૨૪) તે સર્વ આપનાજ ભોજનને માટે છે. આપવિના બીજું કોઈ એને અડકશે નહિ. આ સર્વ આપના મુખારવિંદમાં ધરો, અને મારા મનોરથ પૂર્ણ કરો. (૨૫)

जागृहि जागृहि तूर्णं ललितं त्वां द्रष्टुमागता गोप्यः ।
निजवदनं सुत दर्शय शिशिरीकुरु दीननेत्राणि ॥२६॥
निजगृहकृत्यं हित्वा तात समस्तास्त्वदास्यकमलस्य ।
सफलं मनोरथं कुरु तासां वा आगता दृष्ट्यै ॥२७॥
इति वचनं निजमातुः श्रुत्वा मत्स्वामिनीसुहितं ।
विकसन्मीलन्नयनः पुनश्च सुष्वाप गोकुलाधीशः ॥२८॥

જાગો, જાગો, ઝડપ કરો, આપની લલિત આકૃતિના દર્શન કરવાને ગોપીજન આવ્યા છે. હે સુત, આપના વદનકમલના દર્શન આપો અને એ સર્વના દીન નેત્રોને ઠારો. (૨૬) હે તાત પોતાના ગૃહકૃત્યો છોડીને આ સર્વ આપના મુખકમલના દર્શન કરવાને માટે આવ્યા છે, તેમનો મનોરથ સફલ કરો. (૨૭) પોતાના સ્વામિનીઓને હિતકારી આવાં નિજ માતૃચરણનાં વચન સાંભળીને શ્રીગોકુલાધીશ નયન ઉઘાડીને પાછા મીંચીને પોઢી ગયા. (૨૮)

**શ્રીયશોદાજી પોતાના જગાડવાથી પ્રભુ જાગ્યા નહિ, ત્યારે દર્શનને માટે આવેલા વ્રજભક્તોને પ્રભુને જગાડવાની આજ્ઞા કરે છે તે આગળના શ્લોકમાં કહે છે.**

**सख्यो मत्कृतयत्नान्नायं जागर्ति किं कुर्वे ।**
**आगच्छन्तु भवत्यो यदि प्रयत्नेन भवतीनां ॥२९॥**

હે સખિઓ, મેં બહુ પ્રયત્ન કર્યો, પણ આ બાલક જાગતા નથી હું શું કરૂં ? તમે આવો, જો તમારા પ્રયત્નથી જાગે તો જગાડો. (૨૯).

**શ્રીયશોદાજીના કહેવાથી વ્રજભક્તો હર્ષિત થઇને પ્રભુને જગાડવાનો પ્રયત્ન કરે છે, તે સમયની ભક્તોની સ્થિતિ, ભાવ, અને જગાડતી વખતે પ્રભુની સાથે વિનોદના વાક્યથી સંવાદ, પ્રભુની પ્રાર્થના વગેરે વીશ શ્લોકથી કહે છે.**

**इति वचनं ताः श्रुत्वा हृष्टाः स्वस्वामिना दृष्टाः ।**
**आकृष्टा रतिपतिनाकुर्वंश्चिरमीप्सितं मनसि ॥३०॥ -**
**भुजयुगेन हरिं परिरभ्य तत्करयुगं निजकंठगतं व्यधात् ।**
**अलसतैव घृतेति वदंत्यसौ सखि चुचुंब कपोलयुगं हरेः ॥३१॥**

શ્રીયશોદાજીના આ વચન સાંભળીને તે સખીઓ બહુ પ્રસન્ન થયા તેમના સ્વામી પ્રભુએ પણ તેમને નિહાળ્યા રતિપતિ કામદેવથી આકર્ષાઇ લાંબા વખતથી મનમા જે મનોરથ કર્યા હતા તે પૂર્ણ કર્યા. (૩૦) પોતાના ભુજયુગથી ભગવાનને આલિંગન કર્યું પ્રભુના બેઉ હસ્તકમલ પોતાના કંઠની આસપાસ ધર્યા અને હે સખિ, પ્રભુને બહુ આળસ આવે છે એમ પરસ્પર કહેતા પ્રભુના બને ગાલ ઉપર ચુંબન કર્યું (૩૧)

**मृदुलं कपोलयुग्मं सततं कथमद्य मक्षतं जातं ।**
**नैव वयस्तारुण्यं बाल्ये कथमीदृशोऽनर्थः ॥३२॥**

(પ્રભુને પૂછવા લાગ્યા કે) આ બને કપોલ તો હમેશાં મૃદુ, કોમલ, રહેતા, હમણાં એ સક્ષત કેમ થયાં ? હજુ તરુણ વય તો થઈ નથી, બાલ્યાવસ્થામાં આનો અનર્થ ક્યાંથી થયો ? (૩૨)

**सत्यं क्षतमेवैतत् सख्यो भवदीयबाहुसंस्पर्शात् ।**
**निद्रालुना मयेदं न ज्ञातं किं कृतं सपदि ॥३३॥**

(પ્રભુ ઉત્તર આપે છે.) તમે ખરૂં કહો છો, તમારા બાહુના સ્પર્શથી કપોલપર ચિહ્ન થયાં, તે મેં નિદ્રામાં જાણ્યું નહિ, કે તમોએ હમણાં મને આ શું કર્યું. (૩૩)

नाथ नखक्षतमेतन्नास्त्येवायं तु रदनसंदंशः ।
जानंति तद्भवत्यः किं किं मयि निद्रिते विहितम् ॥३४॥

(સખિઓ કહે છે) હે નાથ, એ નખક્ષત નથી, પરન્તુ દંતક્ષત છે. (પ્રભુએ ઉત્તર આપ્યો) હું નિદ્રામાં હતો, તે વખતે તમે મને શુ શું કર્યું તે તો તમે જાણો. (૩૪)

असद्रचितं स्याद्यदि नूनं दृश्येत सार्द्रता तत्र ।
एतद् व्रणं त्वनार्द्रं विद्धि हरे रात्रिसंजातम् ॥३५॥

(વ્રજભક્તો બોલ્યા). જો આ ચિહ્ન અમોએ કપોલમાં હમણાંજ કર્યાં હોય તો તેમાં આર્દ્રતા જણાય, પરંતુ હે હરિ, આ આર્દ્ર નથી આ તો રાત્રિમાંજ થયાં છે. જાણ્યુ ? (૩૫)

सख्यः कुत्र विभातं विभावरी वर्तते निविडा ।
नोचेद्वद मद्धस्ते कति रेखाः सांप्रतं संति ॥३६॥

(પ્રભુએ ઉત્તર આપ્યો) હે સખિઓ, હજુ સવાર કયાં થયુ છે, હજુ તો ગાઢ રાત્રી છે, (જો તમે આ ચિહ્ન નહિ કર્યા હોય તો આ અધારી રાત્રિમાં તમને કેવી રીતે દેખાયાં ? માટે તમેજ કર્યા છે) જો તમને અધારામા આ ચિહ્ન દેખાય છે તો કહો, મારા હાથમા હમણાં કેટલી રેખા છે ? (૩૬)

तिष्ठ कुहक विदितं नश्चातुर्यं चारुवाचस्ते ।
शृण्वत्सु सर्वलोकेष्वेवं वाक्यं कुलांगनाऽयोग्यम् ॥३७॥

( લજ્જિત થઈને ગોપીજન બોલ્યા) હે કપટી હવે રહો, રહો, તમારી ચતુરાઈ જાણી, તમારી મીઠી મીઠી વાક્ચતુરાઇ પણ અમે જાણી, બધા લોકના સાભળતાં કુલાંગનાઆગળ આવુ બોલવુ તમને યોગ્ય નથી (૩૭)

रहस्येव मया वाच्यं साधुभावः प्रकाशितः ।
अज्ञातत्वन्मानसेन मयाभिहितमंगने ॥३८॥

(પ્રભુ બોલ્યા) મેં તો ભોલપણમાંજ કહ્યુ હે અંગના, તારૂ હદય મેં જાણ્યુ નહિ, તેથી મેં કહ્યુ હવે એકાંતમાંજ હુ કહીશ. (૩૮)

अपरं स्वकीयचरितं शृणु मन्मुखतोद्य गोकुलाधीश ।
येनाऽखिलवृत्तांतो विशदीभविता कृतश्चौर्यात् ॥३९॥
अधरेंजनसंयोगो नयने तांबूलरागिता किमिति ।
प्रकटं कपोलयुग्मे चक्राकारं च दृश्यते चिह्नम् ॥४०॥

વ્રજભક્ત બોલ્યા, હે ગોકુલાધીશ, બીજુ એક આપનુ ચરિત્ર મારા મુખથી કહુ છુ તે સાંભળો, કે જેથી અમારા છાનાછાના તમે કરેલી બધી લીલાનો વૃત્તાંત પ્રકટ થઇ જશે (૩૯) આપના અધરમાં અન્જનનો સયોગ તથા નેત્રમા તાંબૂલનો રગ દેખાય છે, તે કયાંથી ? વળી બન્ને કપોલપર ચક્રાકાર ચિહ્ન પ્રકટ જણાય છે, તે કયાંથી ? (૪૦)

मत्यं मखि भवदुक्तं यो ह्यधरस्तस्य कालिमा युक्तः ।
यदि ते तादृगसह्यं स्वाधररागेण रंजितं रचय ॥४१॥
तदुदाहरणं भवती सख्या यदि नीयते प्रेष्ठं ।
तद्दत्तैस्तांबूलैः सरागिता जायते वदने ॥४२॥

(પ્રભુ જવાબ આપે છે,) હે સખિ, તું કહે છે તે ખરૂ છે અધર (નીચ) માં કાળાસ હોય જ. જો તને આવુ કાળુ છે તેથી અસહ્ય લાગતુ હોય તો તારા અધરના રંગથી તેને તુ રંગ. (૪૧) નયનમાં તાંબૂલની રતાશનુ ઉદાહરણ તુજ છે. તને જ્યારે સખી પ્રેષ્ઠની પાસે લઇ જાય છે, ત્યારે પ્રિયે આપેલા તામ્બૂલથી તારૂ મુખ રગાઇ જાય છે. (૪૨)

उक्तं यदतिचतुरया चक्राकारं कपोलचिह्नं मे ।
युक्तं रथाङ्गपाणेः कपोलहस्तेन शयनेन ॥४३॥

અતિ ચતુર એવી જે તુ તેણે મારા કપોલ ઉપર ચક્રાકાર ચિહ્ન હોવાનુ કહ્યુ તે પણ વ્યાજબી છે, કારણ કે હુ ચક્રપાણિ છું, તેથી મારા હાથમાં ચક્ર સદા રહે છે, તેથી નિદ્રામા મારો હસ્ત કપોલપર રહી ગયો હોય તેથી ચક્રનુ ચિહ્ન થવાનો સભવ છે (૪૩)

सख्यः पश्यत पुनरपि चित्रं हृदयेस्ति मालिका विगुणा ।
सगुणैव तत्र चास्तां विगुणायाः किं प्रयोजनं तस्याः ॥४४॥

(શ્રીગોપીજન કહે છે) હે સખિઓ, બીજુ પણ એક આશ્ચર્ય જુઓ પ્રભુના હૃદય ઉપર દોરાવગરની માલાનુ ચિહ્ન જણાય છે તે માલા તો ગુણવાળી હોવી જોઇએ, તો આ ગુણવગરની માલાનુ ત્યાં શુ પ્રયોજન છે ? (૪૪)

नैवं समुचितमधुनासूया मयि गोपिकाः क्रियते ।
निजभर्तरि सकलंके रजनी चन्द्रेनुरक्तैव ॥४५॥

(પ્રભુ બોલ્યા) હે ગોપિકાઓ અત્યારે આપ્રમાણે મારી ઇર્ષ્યા કરો તે યોગ્ય ન ગણાય, કેમકે જો કે ચદ્ર સકલક છે તોપણ રાત્રિ પોતાના ભર્તાઉપર અનુરાગવાળી જ રહે છે (૪૫)

सा तु स्वयमपि मलिना मलिनं भर्तारमुत्तमं मनुते ।
वयमिह कथमनुरागं कुलाङ्गनास्त्वादृशे कुर्मः ॥४६॥

(ગોપીજનોએ ઉત્તર આપ્યો) એ રાત્રિ તો પોતે પણ મલિન છે, તેથી કલકિત ભર્તા ચદ્રને ઉત્તમ માને છે, પરન્તુ અમે તો કુલાગના છીએ, તે આપ જેવા કલકિતની ઉપર અનુરાગ કેવી રીતે કરીએ ? (૪૬)

सख्यो न मयि कलंको यदि भविता युष्मदीयः सः ।
कृत्वा मां सकलंकं कुलांगना एव किं यूयं ॥४७॥

(પ્રભુ બોલ્યા) હે સખિઓ, મારામા તો કાંઇ કલક નથી જો હોય તો તે તમારો કરેલો છે મને કલકિત કરીને તમે કુલાગના કેવી રીતે રહી શકો ? (૪૭)

**तिष्ठतु सर्वा वार्ता तूर्णं शयनात्समुत्तिष्ठ । आर्ता इव ते पदवीं पश्यंति प्रेष्ठ नंदाद्याः ॥४८॥**

(ગોપીજન બોલ્યા) હવે એ બધી વાતો જવા દો, શય્યામાંથી જલ્દી ઉઠો, હે પ્રેષ્ઠ, નંદરાયજી વગેરે સર્વે આર્ત થઈને આપની વાટ જુએ છે (૪૮)

**उत्थापयितुं शक्ता यदि मां कुर्वंतु सामर्थ्यं ।**
**अथवा शयनं कुरुत भवतीरहमुत्थिताः कुर्वे ॥४९॥**

(પ્રભુ બોલ્યા) જો તમારામા મને ઉઠાડવાનુ સામર્થ્ય હોય તો તમે મને ઉઠાડો નહિ તો તમે શયન કરો, હુ તમને ઉઠાડુ (૪૯)

**એ પ્રમાણે પ્રભુને જગાડવાને વ્રજભક્ત પણ સમર્થ થયા નહિ, એટલામાં એક ભક્ત ભાવાવિષ્ટ થઈને પ્રભુ કયા ઉપાયથી જાગશે એમ સખિઓને પ્રશ્ન કરે છે. ત્યારે બીજા ભક્તો તેને ઉત્તર આપીને ઉપાય બતાવે છે, તેનું વર્ણન તેર શ્લોકથી કરે છે.**

**काचित् समुदितभावा प्राह सखीं सादरं वाक्यं ।**
**संगोपितात्मभावा संशांत्यै विप्रयोगाग्नेः ॥५०॥**
**उत्थापितोऽपि बहुधा किं कुर्वे नैव जागर्ति ।**
**किंचित् विकसितनेत्रः पुनरपि दृग्मुद्रणं कुरुते ॥५१॥**

ત્યાં કોઈક સખી, જેનો ભાવ સારી રીતે વધી ગયો છે, તે પોતાનો ભાવ ગુપ્ત રાખીને વિયોગાગ્નિની શાંતિને માટે સહિયરને આદરસહિત કહેવા લાગી (૫૦) શુ કરૂ ? ઘણી ઘણી રીતે ઉઠાડવાની મહેનત કરવા છતાં હજુ જાગ્યા નહિ નેત્ર કંઈક ઉઘાડીને પાછા મીંચી દે છે (૫૧)

**जानासि नैव हृदयं हरेर्दृशो यन्निमीलयति ।**
**ज्ञापयति मे विकाशो नयनांबुजयोर्न सूरेण ॥५२॥**

(ત્યારે એક સખી બોલી ) તુ હરિના હૃદયને જાણતી નથી કે તે પોતાના નેત્રને શા માટે મીંચી દે છે, એ તો એમ જણાવે છે કે આ લૌકિક સૂર્યથી મારા નેત્રકમલ ખુલશે નહિ (૫૨)

**केन विकाशो भविता वद नयनांभोजयोरधुना ।**
**सखि तमुपायं कथय प्रयोजयिष्ये भवेत्साध्यः ॥५३॥**

(ત્યારે તે સખી પૂછે છે ) કઈ રીતે પ્રભુના નેત્રકમલનો વિકાસ થાય તે તુ જાણતી હોય તો હે સખિ. કહે મારાથી બનશે તો તે હુ કરીશ, જેથી આપણુ કામ સિદ્ધ થાય. (૫૩)

**यदि शुश्रूषा मत्तः सुतनु तवास्ते मयोदितं सुहितं ।**
**आकर्णयाधुना तं यदि भविता ते तदादरो दिष्ट्या ॥५४॥**
**सखि मुखचंद्रं दर्शय कुमुदद्वयमेव को वेद ।**
**कुत्र कुमुदिता मुग्धे दिवा विकाशोपि दृश्यते नित्यं ॥५५॥**

હે સુતનુ, જો તારે મારી પાસેથી સાંભળવાની ઇચ્છા હોય, અને જો તુ મારા કથનમાં પોતાનુ હિત સમજતી હોય, તો હવે આ ઉપાય કહુ છુ તે સાંભળ ભાગ્યવશાત્ હમણાજ તારી રુચિનો આદર થશે (૫૪) હે સખિ, તુ તારા મુખચંદ્રનુ દર્શન કરાવ કોણ જાણે, આ બને નેત્ર

કુમુદજ હોય. જો કુમુદજ હશે તો તારા મુખચંદ્રના દર્શનથી તેમનો વિકાશ થશે. (ત્યારે સખીએ કહ્યું) હે મુગ્ધે, એ કુમુદ ક્યાંથી હોય, એ તો સદા દિવસે વિકાસતા જણાય છે. (૫૫)

अन्यमुपायं जाने ताटंकद्वैतसूरेण।
संपर्को यदि भविता तदा विकाशो दृशोर्भावि ॥५६॥

(ત્યારે ફરીથી સખી બોલી) એનો બીજો ઉપાય પણ હું જાણું છું. તારા કહેવા પ્રમાણે જો એ (નેત્ર) કમલ છે, તો તારા બે કાનની ટોટી(કુંડલ)રૂપ સૂર્યનો જો એને સંપર્ક થશે, તો એ નેત્રોનો વિકાસ થશે. (૫૬)

सखि समुदितमपि तदुभयमधुना किं न प्रकाशयति।
नयनद्वयमिति बहुधा व्यभिचारात् कारणं नैतत् ॥५७॥

(ત્યારે એ સખી બોલી) હે સખિ, તારા કહેવાથી મેં એ બન્ને ઉપાય કર્યા, તો પણ પ્રભુના નેત્રકમલનો વિકાસ કેમ થયો નહિ; તેથી એ બન્ને ઉપાય વિકાસમાં યોગ્ય કારણ નથી, એમ જણાય છે. (૫૭)

शृणु मदुदितमधुना त्वं कुर्वे व्यभिचारवारणं सपदि।
रविरपि जलधिनिमग्नस्तद्गतवस्तु प्रकाशयति ॥५८॥
तथा मुखाब्जलावण्यजलधिस्थितमेव ते।
तद्द्वयं तत्स्थितौ नेत्रमीनौ भासयति क्षणात् ॥५९॥

(ત્યારે બીજી સખીએ ઉત્તર આપ્યો) સાંભળ. મેં કહેલા વિકાસના કારણમાં તેં જે વાંધો બતાવ્યો, તેનુ નિવારણ હું તરત કરૂં છું. સૂર્ય પણ સમુદ્રમાં ડૂબ્યો હોય તો સમુદ્રની વસ્તુનો પ્રકાશ કરે છે, (૫૮) તેજ પ્રમાણે તારા ટોટી(કુંડલ)રૂપ સૂર્ય છે તે તારા મુખના લાવણ્યરૂપી સમુદ્રમાં નિમગ્ન થયો છે. તે મુખકમલના લાવણ્યરૂપ સમુદ્રમાં રહેલાં તે નેત્રરૂપ મીનદ્વયને એક ક્ષણમાત્રમાં પ્રકાશ કરશે. (૫૯)

लौकिककमलान्यपि सखि स यदाकाशे समायाति।
भासयति तद्वदिदमपि कपोलगगने समायातु ॥६०॥
त्रपामपास्य संमुखं मुखं कुरु प्रियस्य तद्रसं चिरेण संचितं निजाधरेण तं पिब।
श्रवोविभूषणद्वयं तदा कपोलसंस्थितं भविष्यति प्रभोस्तदा दृशोर्विकाश उत्तमः॥६१॥
तदा संभूय पश्यामः सर्वा मदनसुन्दरं। सर्वांगशिथिलं किंचिन्निद्राघूर्णितलोचनं ॥६२॥

હે સખિ લૌકિક સૂર્ય પણ જ્યારે આકાશમાં આવે છે ત્યારે લૌકિક કમલનો વિકાસ કરે છે, તેમ તારા તાટંકરૂપ સૂર્ય પ્રભુના કપોલરૂપી ગગન ઉપર આવો. (૬૦) માટે લાજને છોડીને પોતાના પ્રિયના મુખની સન્મુખ તારૂ મુખ કર. બહુ કાલથી એકઠાં થયલાં પ્રિયના અધરરસનું તારા અધરથી પાન કર તે સમયે તારા કર્ણના બન્ને આભરણ પ્રભુના કપોલ ઉપર સ્થિત થશે. ત્યારે પ્રભુના નેત્રકમલનો ઉત્તમ પ્રકારે વિકાસ થશે. (૬૧) ત્યારે અમે બધાં એકઠાં થઇને નિદ્રાથી ઘૂર્ણિત થયલાં નેત્રવાળા, સર્વ અંગે શિથિલ થયલાં, કામદેવથી પણ વિશેષ સુંદર પ્રભુનું દર્શન કરીશું. (૬૨)

इति निजसहचरिवचनं श्रुत्वारचयत्तथैव चतुरा सा।
पूर्णो मनोरथोभूत्सकलोऽपि स्वांतसंबद्धः ॥ ६३ ॥

આવા પોતાની સહચરીના વચન સાંભળીને અત્યન્ત ચતુર શ્રીસ્વામિનીજીએ તેજ પ્રમાણે કર્યું, ત્યારે તેમના અન્તઃકરણમાં રહેલો સર્વ મનોરથ પૂર્ણ થયો. (૬૩)

ઉપર કહ્યા પ્રમાણે પ્રભુ જાગ્યા, અને સર્વે વ્રજભક્તોએ પ્રભુના દર્શન કર્યા, તેમાં એક ભાવના આવેશવાળા વ્રજભક્તે પ્રભુને પોતાની ગોદમાં લીધા, અને સર્વે વ્રજભક્તાને વિનોદવાક્ય કહેતા પ્રભુની સાથે વિલાસ કરવા લાગ્યા, તેનું વર્ણન કરવાની અયોગ્યતા વગેરે પ્રકાર અગીયાર શ્લોકથી કહે છે.

निजप्राणनाथे प्रबुद्धे समस्ताः समागत्य वक्त्रामृतं दीननेत्रैः।
पिबंत्यो हरंत्यः प्रियस्यापि चित्तं जहुस्तद्वियोगार्तितापं क्षणेन ॥६४॥

પોતાના પ્રાણનાથ જાગ્યા ત્યારે સર્વ વ્રજભક્તોએ આવીને દીનતાયુક્ત નેત્રથી પ્રભુના વદનરૂપ અમૃતનું પાન કર્યું, અને પોતાના પ્રિય પ્રભુના ચિત્તનું હરણ કર્યું, અને પ્રભુના વિયોગની આર્તિના તાપનો એક ક્ષણમાં ત્યાગ કર્યો (૬૪)

यद्यत्सुखमनुभूतं तासामभवत्प्रियस्य संगेन।
कथमपि वक्तुमशक्यं मनसो वचसो यतोऽगम्यं ॥६५॥

પોતાના પ્રિયના સંગમથી તે વ્રજભક્તોને જેજે સુખનો અનુભવ થયો તે અમે (શ્રીહરિરાયજી) કહી શકતા નથી, કેમકે અમારા મનને વાણિને તે અગમ્ય છે, (૬૫)

काचिद् बहुवियोगार्ता तूर्णमागत्य संमुखं। परिरभ्य निजोत्संगे गोविन्दमकोरन्मुदा॥

કોઈક વ્રજભક્ત જે વિયોગથી બહુ આર્ત થયલા તેમણે જલદી સન્મુખ આવીને પ્રભુને આલિંગન કરીને હર્ષથી પોતાની ગોદમાં પધરાવ્યા. (૬૬)

ततः सर्वा गर्वादिकमपि परित्यज्य मिलिता मुकुंदोत्संगां तां सपदि परितः प्राणपतिना।
स्फुरद्भावं दृष्ट्वा परमभिनिविष्टा मुररिपोर्गुणे रात्रिक्लिष्टाः किमपि जगदुर्दीनवचनं ॥६७॥

ત્યારે સર્વ સખિયો પોતાના ગર્વ વગેરેનો ત્યાગ કરીને એકઠા થયા, અને જેના ઉત્સંગમાં મુકુન્દ ભગવાન બિરાજતા હતા તેની ચારે તરફ વિંટલાઈને તેના વૃદ્ધિ પામેલા ભાવને જોઈને મુરારિ પ્રભુના ગુણમાં પ્રવેશ કરીને રાત્રિભર વિયોગના ક્લેશવાળા કંઈક દીન વચન બોલવા લાગ્યા.

सुंदरि तवैव भाग्यं यत्प्राप्तो गोकुलाधीशः। मधुपं नीरजमिव सखि छादय बाहुद्वयेनेमं ॥
रुचिरे सखि हरिरूपे निपततु मा पश्यतां दृष्टिः।
इति निजचैलांचलतो विमुच्य सिद्धार्थविभ्रमं वितनु ॥६९॥

હે સુન્દરિ, તારું ભાગ્ય છે કે તને ગોકુલાધીશ પ્રાપ્ત થયા. હવે જેમ કમલ ભ્રમરને પ્રાપ્ત કરીને તેને ઢાંકી દે છે, તેમ તું તારા બન્ને ભુજથી એને આચ્છાદિત કરી દે. (૬૮) હે સખિ, હરિના સુન્દર રૂપની ઉપર કોઈ જોનારની દૃષ્ટિ ન પડે તેને માટે તારા કપડાના છેડામાં

બાંધેલા સરસવ પ્રભુના ઉપર વારીને ચારે તરફ ફેંકી દે. અથવા હરિના અત્યન્ત સુંદર સ્વરૂપ પર કોઇ જોનારની દૃષ્ટિ ન પડે તેમ તારા વસ્ત્રના છેડાથી તું તેને ઢાંકી દે. હવે તારો સર્વ મનોરથ સિદ્ધ થયો. હવે મનના વિભ્રમને છોડીને પ્રભુની સાથે વિલાસ કર. (૬૯)

काचित् समुदितमदना दुःसहतद्विप्रयोगाग्निं सोढुमशक्ता किंचिच्चकार गोपीपतौ सपदि ॥
तदिदं वक्तुमशक्यं तदाभवत्स्वामिनीप्रभ्वोः ।
कश्चिद्रमणविशेषो मनोवचोऽगोचरः सुमुखि ॥७१॥

કોઈક સખી જેને પુષ્કલ કામનો ઉદય થયો હતો, અને પ્રભુના વિયોગના અગ્નિને સહન નહિ કરી શકતી હતી, તેણે જલદી આવીને ગોપીપતિ પ્રભુને કાંઈક કર્યું, (૭૦) તે કહી શકાય તેમ નથી ત્યારે હે સુમુખિ, શ્રીસ્વામિનીજી તથા પ્રભુનો કોઇક રમણનો મન અને વાણીને અગોચર પ્રકાર થયો (૭૧)

ततस्ता भगवत्संगं मिलिताः पर्यवारयन् । द्विरेफमिव पाथोजदलानि स्वांतरागतं ॥७२॥
वाताहतमिव कमलं तदाभवन्मत्प्रभोर्नेत्रं । भृङ्गैरिव पीतस्तन्मकरंदः स्वामिनीनेत्रैः ॥७३॥

પછી સર્વેનો ભગવાનની સાથે સંગ થયો. જેમ કમલની પાંખડીઓ પોતાની અંદર આવેલા ભ્રમરને ચારે તરફથી ઘેરી લેછે, તેમ સર્વેએ મળીને પ્રભુને ઘેરી લીધા. (૭૨) જેમ વાયુથી કમલ કમ્પે છે, તેમ વ્રજભક્તને જોઈને મારા પ્રભુનું નેત્ર કમલ ચંચલ થયું. અને જેમ ભ્રમર કમલના મકરન્દનુ પાન કરે છે, તેમ શ્રીસ્વામિનીના નેત્રરૂપ ભ્રમરોએ પ્રભુના નેત્ર-કમલના મકરન્દનુ પાન કર્યું. (૭૩)

आगत्य मातृचरणांतिके वदंति स्म ताः किंचित् । बालोप्ययं प्रबुद्धो ग्राह्यः संभोजनीयश्च ॥
मातर्बहुधास्माभिः प्रलोभनं ते कृतं सूनोः । सोयं तदा कथंचित् स्वांके कृष्णांबुजो नीतः ॥

માતૃચરણની પાસે જઇને કહેવા લાગ્યાકે તમારો લાલા બાલક છે, તોપણ અમે એને જગાડ્યા છે. એને આપ લો, અને એને સારી રીતે ભોજન કરાવો. (૭૪) હે માતા, અમે એને બહુ લાલચ આપી ત્યારે જાગ્યા છે. જેમ તેમ કરીને આ કૃષ્ણકમલને તમારા ઉત્સંગમાં લાવ્યા છીએ.

હવે સર્વ ભક્ત પ્રભુને લઈને શ્રીયશોદાજીની પાસે જાય છે અને પોતે પ્રભુને જગાડ્યા તેનો પ્રકાર યશોદાજીને કહે છે, અને પ્રભુને માતાની પાસે પધરાવે છે, તેનું ચાર શ્લોકથી વર્ણન કરે છે.

निद्रालुता तवास्ते सूनोर्जाते प्रभातेपि । वदति मया नोत्थेयं परः शतैस्त्वत्कृतैः यत्नैः ॥
प्रार्थनया बहुविधया पादग्रहणेन मस्तके धृत्वा ।
कथमपि संप्रति निकटे तव बालोयं समानीतः ॥७७॥

જોકે પ્રાતઃકાલ થઈ ગયો તોપણ તમારા પુત્ર તો નિદ્રાલુજ છે, અને કહેવા લાગ્યા કે તુ સેંકડો પ્રયત્ન કરશે તોપણ હું ઉઠવાનો નથી, (૭૬) અમે બહુ પ્રકારે પ્રાર્થના કરી, એમના ચરણ ગ્રહણ કર્યા, મસ્તક પર ધર્યા. આપ્રમાણે જેમ તેમ કરીને તમારા બાલને તમારી પાસે લાવ્યા છીએ. (૭૭)

હવે પ્રભુ માતાને પૂછે છે કે મારા ભોજનને માટે શું શું કર્યું છે ? ત્યારે માતા મંગલભોગને માટે કરેલી સામગ્રીનું વર્ણન કરીને આરોગવાની પ્રાર્થના કરે છે. તે પાંત્રીશ શ્લોકથી કહે છે,

ततः पृच्छति गोविंदो मातः किं मत्कृते कृतं । यद्यत् स्वादु तवामीष्टं तात पूर्वं पयः पिब ॥
पयो वयो वर्धयति केशानपि च मेचकान् । पयसा गोपबालेषु बलं ते बलवद्भवेत् ॥७९॥

પછી ગોવિંદ પૂછે છે કે હે માતા, તેં મારે માટે શું શું કર્યું છે ? ત્યારે માતા કહે છે કે હે બાલ, તને જે જે સ્વાદિષ્ટ વસ્તુઓ ગમે છે, તે બધી કરી છે, પહેલાં દૂધ પીજા. (૭૮), દૂધ ઉંમરને વધારે છે, વાળને પણ સુંદર કાળા કરે છે, અને દૂધ પીવાથી ગોપબાલકોમાં બલદેવના જેવો બલવાન તું થશે. (૭૯)

तदनु नवं नवनीतं चूर्णितसितयापि संयुक्तं दुर्ललितमुग्धसूनो कुरु मुखकमले मदुक्तेन ॥

તે પછી મિશ્રીની ભૂકીવાળું તાજું નવનીત, હે ચંચલ અને મુગ્ધ બાલ, મારૂં કહ્યું માનીને મુખકમલમાં મૂકો. (૮૦)

दधि बद्धं शर्करया सहितं सुहितं घनीभूतं ।
कुरु सुंदर निजवदने सफलं सद्यो मनोरथं वितनु ॥८१॥

माहिषपयःशरोऽयं निहितः सौवर्णपात्रेषु । ग्राह्यो गोकुलपालक कुरु सफलं मे श्रमं सद्यः ॥

બાંધેલુ ગાઢું દહીં મિશ્રીસહિત હિતકર છે, તે તારા સુંદર વદનમાં મૂક; અને મારો મનોરથ તરત સફલ કર. (૮૧) આ સુવર્ણના પાત્રોમાં ભેંસના દૂધની મલાઇ ધરી છે, તે આરોગીને હે ગોકુલપાલક, મારો શ્રમ જલદી સફલ કરો. (૮૨)

गोधूमचूर्णरचिता मृदुरोटिकेयमत्यच्छमुग्धनवनीतसिताविमिश्रा ।
वांछत्यलं तव मुखाम्बुजसंगमं सा पूर्णं मनोरथचयं कुरु गोकुलेश ॥८३॥

ઘઉંના લોટની બનાવેલી કુમળી રોટલી અતિસ્વચ્છ નવનીત અને મિશ્રી મેળવેલી, તમારા મુખમાં જવાને ઇચ્છે છે, તેથી હે ગોકુલેશ, એને મુખકમલમાં મૂકીને એના મનોરથના સમૂહને પૂર્ણ કરો.

अत्यंतपाकशाली शालिनामोदनो दध्ना । मिश्रः संधितसहितस्त्वास्यसंगं म कांक्षति प्रायः ॥

સારી રીતે ચઢી ગયેલો, દહીં મેળવેલો શાલનો ભાત સંધાણાની સાથે તમારા મુખમાં જવાની ઇચ્છા કરે છે. (૮૪)

आवर्तितबहुपयसा परिपाचितशालिभी रचितं ।
पायसमुत्तमसितया सहितं योग्यं त्वदास्येंदोः ॥८५॥

ઓટેલાં બહુ દૂધમાં પકાવેલી, ચોખા નાંખેલી, મિશ્રીવાળી ખીર તૈયાર કરી છે તે પણ તમારા મુખચંદ્રને લાયક છે. (૮૫)

पूर्वप्रदेशसंभवतंदुलविहितं विभेदयुग्मक्तं ।
तन्निकटे गोकुलनृप परिपक्वाः स्थापिता मुद्गाः ॥८६॥

પૂર્વદેશમાં ઉત્પન્ન થયેલા ચોખાનો ખીલેલો ભાત અને તેની પાસે હે ગોકુલનાથ, પરિપક્વ મગ પણ ધર્યા છે. (૮૬).

तन्निकटरूप्यपात्रे स्थापितमत्युत्तमं शाकं ।
कांचनशकलनिचय इव यत्सूरणकंदसंभवं कृष्ण ॥८७॥
तन्निकटे नवमृदुतरशकलं यत् पेचुकीरचितं ।
शाकं बहु परिपाकं सुन्दरपात्रे त्वदाश्रये निहितं ॥८८॥

હે કૃષ્ણ, તેની પાસે રૂપાના પાત્રમાં અતિ ઉત્તમ શાક ધર્યું છે, તે સુરણના કંદનું બનાવેલું છે, અને સુવર્ણના કટકાના ઢગલા જેવું દેખાય છે. (૮૭) તેની પાસે નવા, કોમલ અરવીના ટુક (કટકા)નું બનાવેલું શાક બહુ પકાવીને સિદ્ધ કરીને સુંદર પાત્રમાં તમારે અંગીકાર કરવાને માટે ધર્યું છે. (૮૮)

मरिचार्द्रकादियुक्तं रामठलवणादिसंयुक्तं । निहितं सुवर्णपात्रे वृंताकैर्निर्मितं शाकं ॥८९॥
तन्निकटे सुकुमारक निहितं सौवर्णपात्रेषु । कोशातकीविरचितं शाकं वदनारविंदार्हम् ॥

મરચાં, આદ્રક (આદુ), હિંગ, લોણ, વગેરે મેળવેલું વેંગણનું બનાવેલું શાક સુવર્ણના પાત્રોમાં ધર્યું છે. (૮૯) તેની પાસે હે સુકુમાર, સુવર્ણના પાત્રોમાં પરોલનું બનાવેલું શાક આપના મુખકમલને લાયક ધર્યું છે. (૯૦)

रम्ये राजतपात्रे द्विविधं वास्तूकनामकं शाकं ।
स्थापितमतिरोचकमिह हरेर्मुखांभोजसंगमाकांक्षि ॥९१॥
तन्निकटे कांस्यपात्रे निहितं काष्ठारुकंदस्य ।
शाकं बहु परिपाकं सफलं तत्कृत्य विश्रमं वितनु ॥९२॥

સુંદર ચાંદીના પાત્રમાં નાના મોટા બે જાતના બથવાનું અતિ રૂચિકર શાક અહીં ધર્યું છે. હે હરિ, એ તમારા મુખકમલમાં જવાને તલપી રહ્યું છે. (૯૧) તેની પાસે કાંસાનાં પાત્રમા કાષ્ઠરૂકંદ (સકરકંદ) નું સારીરીતે પકાવેલું શાક ધર્યું છે, તે આરોગીને તે તૈયાર કરવાનો મારો શ્રમ સફલ કરો. (૯૨)

नूतनमृण्मयपात्रे दधिभक्तं हिंगुजीरकैर्युक्तं ।
सलवणमार्द्रकसंधितसहितं योग्यं त्वदास्येंदोः ॥९३॥
संरजनिसिद्धार्थकनवहिंगुहरिद्राविमिश्रितः सुभृतः ।
सुन्दरतक्रकषायः पक्ववटीमिश्रितश्चास्ते ॥९४॥

નવા માટીના પાત્રમાં હિંગ, જીરુ, લવણ મેળવેલો દહીંભાત આદ્રકના સંધાણાસહિત ધર્યો છે, તે તમારા મુખચંદ્રને યોગ્ય છે, (૯૩) છાશની, રાઇ નાંખેલી, નવી હિંગ, હળદર મેળવેલી, સારીરીતે ઓટેલી, પકોડી નાંખેલી, કઢી ધરી છે, તે બહુ સુંદર છે. (૯૪)

---

१ पेंठा. पीळु कोळु. २ बथवो. चंदन बथवो.

आवर्तितजलमिश्रितमरिचवटीनिर्मितः स रसः।
कांचनपात्रे निहितः रासीत्कृर्ति तेन भोजनं वितनु ॥९५॥
धौतमाषकृतपक्ववटीको हिंगुजीरकदलैः समन्वितः।
स्थापितः सलवणोद्भुतपात्रे सुंदरास्य तव तक्ररसोऽयं ॥९६॥

સારીરીતે ઓરેલો, જલ મેળવેલો, મરી અને વડી મેળવેલો રસ સિદ્ધ કરીને સુવર્ણના પાત્રમાં ધર્યો છે, તે સીત્કાર સહિત ભોજન કરો. (૯૫) હે સુંદર મુખવાળા, તારે માટે ધોયલી અડદની દાળની બનાવેલી પકોડી, અને હિંગ જીરુ નાંખેલો લોણ મેળવેલો, છાશનો બનાવેલો આ સાર અદ્દ્ભુત પાત્રમાં ધર્યો છે (૯૬)

पेंचुकिपत्रपुटीकृतमापजशकलैः समंततो युक्तः कपिशतक्ररसोयं भव भोक्ता नंदसूनोस्य॥
सार्द्रकचणकसमेतो मरिचरसो हिंगुसंयुक्तः। निक्षिप्योदनमध्ये कुरु भोजनमंबुजास्य त्वं॥

અરવીના પાનને અડદની દાળનું વેસણ લગાવીને તેની બીડીવાળીને, સરખા કટકા કરીને ઘીમાં પકાવીને પીળી છાશમાં નાંખીને સિદ્ધ કરેલો આ રસ છે. તેનો હે નંદસનુ આપ ભોગ કરો. (૯૭). દરભરા સહિત હિંગ નાંખેલો મરીનો રસ (તિનકુડા) સિદ્ધ કર્યો છે, તેને ભાતમાં નાંખીને હે કમલવદન, તમે ભોજન કરો (૯૮)

केवलतक्रविनिर्मितधवलरसः स्वादुमरिचाक्तः।
मंदाग्निनातिपक्वस्त्वदेकभोग्यो मया विहितः॥९९॥
आमाम्रफलनिर्मितशकलविमिश्रोति[3]जिकामहितः।
कश्चित् सुभगरसोऽयं ग्रीष्मकृतं तापमाहंति ॥१००॥

એકલી છાશની બનાવેલી, મરી નાંખેલી સ્વાદદાર સફેદ કઢી, મંદઅગ્નિથી મેં તમારે ભોજન કરવાને માટેજ બનાવી છે, (૯૯). કાચી કેરીના કટકા જલમાં મિશ્રણ કરી, રાંઈનાંખીને કોઇક સુંદર રસ સિદ્ધ કર્યો છે, તે ગ્રીષ્મ ઋતુના તાપને દૂર કરે છે. (૧૦૦)

चणकचूर्णविनिर्मितवट्टिकासहित एष हितस्तव सुन्दर।
समरिचः सरसोतिविलक्षणस्तव विशेपरुचिं प्रसमीक्षते ॥१०१॥
चतुरस्रचणकचूर्णप्रयुक्तखंडैर्विमिश्रितो दध्ना।
अत्यंतरोचकस्ते गोकुलनृप राजिकायुक्तोऽयं ॥१०२॥

હે સુંદર, તમારા હિતને માટે ચણાના લોટની બનાવેલી વડી, મરી મેળવીને છાશમાં નાંખીને રસ તૈયાર કર્યો છે, તે બહુ વિલક્ષણ છે; અને તે તમારી રુચિની વાટ જુએ છે. (૧૦૧) હે ગોકુલના રાજા, ચણાના લોટના બનાવેલા ચોખંડા કટકા નાંખીને દહીં વડે, રાઈ મેળવીને, આ રસ તૈયાર કર્યો છે, તે અત્યંત રોચક છે, (૧૦૨)

हैयङ्गवीनमुत्तममद्भुतं ते नैचिकीजातं।
राजति कांचनपात्रे निहितं काश्मीरनीरमिव ॥१०३॥

---

१ अरवी. २ तिनकुडा. ३ राई.

गोधूमचणकचूर्णैः पक्वान्नान्यद्य निर्मितानीह ।
संति समस्तान्यादरभरतो निहितानि पात्रेषु ॥१०४॥

બહુજ સુંદર ગાયના દૂધમાંથી બનાવેલું અતિ અદ્‌ભુત, ઉત્તમ માખણ સોનાના પાત્રમાં ધર્યું છે, તે કેશરના જલના જેવું શોભે છે, (૧૦૩). ઘઉંના તથા ચણાના લોટના આજેજ બનાવેલા પકવાન્ન છે, તે સર્વે આદરપૂર્વક પાત્રોમાં ધર્યાં છે. (૧૦૪)

चूर्णिततंदुलरचिता मया कृता शष्कुली मृदुला ।
मिलिता मनोरथं मे पूरयतु त्वन्मुखाम्बुजेन ॥१०५॥
भरिताः सुंदर सितया कोणचतुष्के लवंगसंबद्धाः ।
कर्पूरनाडिकास्ताः कुथाः कृपालो मुखांभोजे ॥१०६॥

ચોખાના લોટની મેં બનાવેલી કોમલ જલેબી તમારા મુખકમલમાં મૂકીને મારો મનોરથ પૂર્ણ કરો, (૧૦૫) સુંદર મિશ્રી ભરેલી ચારે ખુણે લવંગ મૂકેલી કપૂરનાડીઓને હે કૃપાલુ, તમારા મુખકમલમાં ધારણ કરો. (૧૦૬)

दधिबद्धपिष्टनिर्मितदधिवटकाः संदूघृते पक्वाः ।
गोकुलजीवन नव्या जयंतु ते त्वन्मुखांभोजे॥१०७॥
गोधूमचूर्णनिर्मितचक्राकाराः करंजिका मिष्टाः ।
इष्टास्त्वदास्यपद्मे संतु मया निर्मिताः संति ॥१०८॥

બાંધેલા દહીંમાં લોટ મેળવીને બનાવેલા થોડા ઘીમાં પકવેલા નવા દહિંવડા, હે ગોકુલજીવન, આપના મુખારવિંદમા વિજય કરો. (૧૦૭) ઘઉંના લોટની બનાવેલી ચક્રના આકારની મીઠી ચંદ્રકળા મે બનાવી છે, તે આપના મુખકમલમાં બિરાજવા યોગ્ય છે (૧૦૮)

चणकचूर्णरसाहितबिंदुनिर्मिहितसुंदरबिन्दुजलड्डुकं ।
सुत मयाखिलबद्धमथो सिताकृतरसेन मुखे तव तिष्ठतु ॥१०९॥
निजकरयुग्मविनिर्मितसेवितलड्डुकमुत्तमं ।
सुघृते पक्वं सितानिबद्धमतियोग्यं त्वन्मुखे भातु ॥११०॥

ચણાના લોટના રસની બુંદી કરીને મિશ્રીના રસમાં નાંખીને ગાઢી ચાસણીથી સુદર બુંદીના લાડુ, હે સુત, મેં તૈયાર કર્યા છે, તે તમારા મુખમાં મૂકો. (૧૦૯) મારા બન્ને હાથથી બનાવેલી સેવનો સુદર ઘીમાં પકાવેલો, મિશ્રીની ચાસણીથી બાંધેલો, ઉત્તમ લાડુ અતિ યોગ્ય છે, તે આપના મુખમાં શોભે. (૧૧૦).

मर्दितचूर्णविरचिताश्चंद्राकारा घृते पक्वाः । माठा मनोरथानां पूरणयोग्या मुखे कार्याः ॥
एवंभूतानि वस्तूनि स्थापितानि प्रियार्भक । यद्यद्रुचिकरं तात तत्त्वया क्रियतां मुखे ॥

લોટને ગુંદીને બનાવેલા ઘીમાં પકવેલા ચદ્રના આકારના માટ (ઠોર) છે, તે મનોરથ પૂર્ણ કરવા યોગ્ય છે; તેમને મુખમાં ધરો. (૧૧૧) હે પ્રિય બાલ, આ પ્રકારની સર્વ વસ્તુ ધરી

રાખી છે, તેમાં જે આપને રુચિકર હોય તે, હે તાત, આપના મુખમાં ધરો. (૧૧૨).

ततो मन्नाथेन प्रणयभरमाकर्ण्य गदितं स्वमातुः स्वाकांक्षाकृतमिति कृपापूर्णमनसा।
यदेव स्वामीष्टं रुचिकरमुत स्वादु मृदुलं लसन्मुग्धस्मेराननकमलमध्ये तदकरोत् ॥११३॥

પછી મારા નાથ શ્રીકૃષ્ણચંદ્રે પ્રેમથી ભરેલાં પોતાની માતાનાં વચન સાંભળીને, તેમણે બહુજ આકાંક્ષાથી કર્યું છે એમ જાણીને, પૂર્ણ મનથી પોતાને જે અભીષ્ટ રુચિકર સ્વાદુ અને કોમલ લાગ્યું, તે મંદ હાસ્યયુક્ત પોતાના સુંદર મુખકમલમાં ધર્યું. (૧૧૩)

આ પ્રકારે માતાની પ્રાર્થનાથી ભગવાન આરોગ્યા. પછી આચમન મુખવસ્ત્ર લઇને, બીડી લઇને માતાની ગોદમાં બિરાજીને મંગલાઆરતિ કરાવી, તેનું ચાર શ્લોકથી વર્ણન કરે છે.

कथाः कथयंतीभिर्वीजयन्तीभिरच्युतम् । सखीभिः सहितो भुंक्ते कृष्णः कमललोचनः ॥
तत आचम्य ताम्बूलं प्रगृह्य करयोर्द्वयोः । जनन्युत्संगोपविष्टः सालकाननचंद्रमाः ॥
ततश्चारात्रिकं मातृसखिभिरखिलेश्वरः । हरिरुत्तारयामास लसद्वदनपंकजः ॥११६॥

અનેક પ્રકારની કથાઓ કહેતી અચ્યુત ભગવાનને પંખા કરતી સખિયોની સાથે કમલનયન શ્રીકૃષ્ણ ભોજન કરતા હતા. (૧૧૪) પછી આચમન કરીને મુખપ્રક્ષાલન કરીને બંને હાથમાં તાંબૂલ લઇને મુખચંદ્ર ઉપર આવેલા વાળથી શોભતા શ્રીકૃષ્ણ માતાની ગોદમાં બેઠા. (૧૧૫) માતાની સખિયોની પાસે અખિલ વિશ્વના ઇશ્વર હરિએ આરતિ ઉતરાવી ત્યારે આપનું મુખારવિંદ અત્યંત શોભવા લાગ્યું. (૧૧૬).

હવે માતા શ્રીઠાકોરજીને ઉબટનો કરાવીને સ્નાન કરાવીને શૃંગાર કરે છે, તેનો પ્રકાર પાંત્રીશ શ્લોકથી કહે છે,

तदनंतरमेवं हि भावनात्र विधीयतां । सखीसमीकृतस्थानः सूक्ष्मचैलार्पितासनः ॥११७॥
समानीतलसत्तैलसर्वांगकृतलेपनः । सूक्ष्मकंकतिकायत्नप्रसाधितकचांतरः ॥११८॥
जननीहस्तनखरसमीकृतमुखालकः । करद्वयतलस्थायितैललिप्तमुखांबुजः ॥११९॥

તે પછી અહિં એવી ભાવના કરવી કે સખીયોએ સ્થાનને ઠીક કરીને ઝીણા વસ્ત્રોથી આસન બિછાવ્યું (૧૧૭) સુન્દર ફુલેલથી પ્રભુના સર્વાંગ ઉપર લેપન કર્યું, નાની કાંસકીથી બહુ સારી રીતે યત્ન કરીને પ્રભુના વાળ ઓળ્યા (૧૧૮) માતાએ હાથના નખથી મુખ ઉપર આવેલા અલક સરખા કર્યા. બન્ને હાથમાં તેલ લઈને પ્રભુના મુખકમલને લેપન કર્યું. (૧૧૯)

नयनद्वितयप्रांतप्रोंछनप्राप्तसीत्कृतिः । गृहीतलकुटो वामकरस्थनवनीतकः ॥१२०॥
अनेकदीनवचनानुनीतः साधुवत्स्थितः । सुगंधोद्वर्तनोद्वर्तिरुचिरस्वांगसुंदरः ॥१२१॥

બન્ને નેત્રના છેડાના ભાગને લુછ્યા, ત્યારે પ્રભુ સીત્કાર કરવા લાગ્યા. લકુટી લીધી, અને ડાબા હસ્તમાં માખણ ધર્યું. (૧૨૦) અનેક રીતે કાલાવાલા કરવાથી પોતે માની ગયા અને થઈ ને ઉભા. રૂચિર શ્રીઅંગને સુગન્ધયુક્ત ઉબટનો લગાડ્યો. (૧૨૧)

चंदनालिप्तवदनः सुषमासदनोऽस्थिरः । पीताम्बर इव स्वांगशोभासीमानमाश्रयः ॥१२२॥
स्वगवगमसुरयापी प्रार्थनाप्यापितः स्वके । कोष्णनीरस्नुन्स्ने रयौ रहोमरुगात्रकः ॥१२३॥

મુખ ઉપર ચંદન ચોપડાવ્યું, શોભાના સ્થાનરૂપ થયા. અતિ ચંચલ થયા, ચંદનના લેપથી શ્રીઅંગ પીતામ્બર ધારણ કર્યું હોય એમ શોભાની પરિસીમાને પ્રાપ્ત થયું. (૧૨૨) એક એક ક્ષણમાં એકદમ ઉઠે છે, શ્રીયશોદાજી કાલાવાલા કરી પાછા ઠેકાણે બેસાડે છે, પછી સુહાતા ગરમ જલથી કોમલ શ્રીઅંગને સ્નાન કરાવે છે. (૧૨૩)

गोपीजनसमाकीर्णः परिहासमुखाम्बुजः अनेकभावसंसूचिसर्वांगकृतिचंचलः ॥१२४॥
गोपीजनमुखामोदसमाघ्राणपरायणः। गोपीजनकरस्पर्शजातरोमांचपुष्पितः ॥१२५॥

ગોપીજન એમને વિંટલાઈ વળે છે, મુખકમલપર હાસ્ય આવી રહ્યું છે, અનેક ભાવને સૂચન કરનાર સર્વાઙ્ગની ચેષ્ટાથી ચચલ છે. (૧૨૪) ગોપીજનના મુખની સુગંધને સુંઘવામાં પોતે પરાયણ છે. ગોપીજનના હાથના સ્પર્શથી ઉત્પન્ન થતા રોમાંચથી અંગેઅંગ ફુલે છે.

रणत्कंकणहस्तस्थकलशः स्थापितः पुनः। इतस्ततः समायातयुवतीवृंदवेष्टितः ॥१२६॥
शनैः सूक्ष्मांशुकैः सम्यक्प्रोंच्छितांगविराजितः। उत्तमाच्छादनास्तीर्णमृदुलासनसंस्थितः ॥
अंतिकस्थापितानेकवस्त्राभरणपेटिकः। श्रीमातृचरणांकस्थो गोपीमंडलमंडितः ॥१२८॥

કંકણના રણકારયુક્ત હાથમાં રહેલા કળશને એક બાજુપર મુકે છે, અને આમ તેમથી આવેલા યુવતિઓના સમૂહથી પ્રભુ વિંટલાઈ જાય છે. (૧૨૬) ઝીણા વસ્ત્રથી ધીમેધીમે સારી રીતે શ્રીઅગને લુછાવીને પ્રભુ બિરાજે છે. ઉત્તમ વસ્ત્ર બિછાવેલા કોમલ આસનપર પ્રભુને બેસાડે છે. (૧૨૭) પાસે અનેક વસ્ત્ર ને આભૂષણની પેટી મુકેલી છે. શ્રીમાતૃચરણની ગોદમાં પ્રભુ બિરાજે છે, ગોપીજનના મંડલથી શોભાયમાન છે. (૧૨૮)

बालभावाग्रहस्वांतिस्थापितप्रियराधिकः। बालभावानुकरणसहजस्नेहसूचकः ॥१२९॥
तन्नित्यनिजमाहित्यमहजस्नेहसूचकः। बालभावातिमौग्ध्येन निर्दोषगुणविग्रहः ॥१३०॥
तत्संमुखकृतस्वास्यो निजशृङ्गारकारकः। समवस्त्राभरणधृक् प्रवर्तितनिजाग्रहः ॥१३१॥

બાલભાવના આગ્રહથી પોતાની પાસે પ્રિય રાધિકાને બેસાડ્યા છે બાલ ભાવના અનુકરણથી તેમને સહજ સ્નેહનુ સૂચન કરે છે. (૧૨૯) પોતાના નિત્યના સાહિત્યમાં સહજ સ્નેહ સૂચન કરે છે, બાલભાવથી અત્યન્ત મુગ્ધ દેખાય છે, પરન્તુ નિર્દોષપૂર્ણગુણવિગ્રહવાળા પોતે છે. (૧૩૦) પ્રિયાજીની સન્મુખ પોતાનુ મુખ કરીને પોતાને શૃગાર કરાવે છે, વસ્ત્ર અને આભૂષણ પોતાને પ્રિયાજીના સમાન ધારણ કરાવવાને પ્રભુ પોતાનો આગ્રહ જણાવે છે. (૧૩૧)

पार्श्वस्थवेणुवेत्रादिः करधारितलड्डुकः। आरक्तकच्छपटकपरिधानविराजितः ॥१३२॥
हीरकादिविनिर्माणनखभूषणभूषितः। चरणांगुलिमध्यस्थवृश्चिकाकृतिभूषणः ॥१३३॥
पदमध्यस्थरत्नाढ्यपुष्पभूषणभूषितः। मंजुमंजीरनिनदः पदकंकणमंडितः ॥१३४॥
कंजकेसरसंकाशकच्छवासोविभूषितः। सुवर्णपट्टिकायुक्तजानुप्रांतातिसुन्दरः ॥१३५॥

વેણુ વેત્ર વગેરે પાસે ધર્યા છે. શ્રીહસ્તમાં લડું ધર્યો છે કસુંબી તનિયો ધારણ કરવાથી શોભાયમાન દેખાય છે (૧૩૨) હીરા વગેરેથી જડેલા નખભૂષણથી પોતે ભૂષિત થયા છે. ચર-

१ सर्ववस्तुकृपापरः। २ मौग्ध्येन।

ષુની આંગળિઓમાં વીંછિયાના ભૂષણ ધર્યાં છે. (૧૩૩) ચરણમાં રત્નખચિત ફુલ અથવા પગપાનનું ભૂષણ ધર્યું છે. ઉપરના ભાગમાં મંજુલ નાદ કરતાં નૂપુર ધર્યાં છે, ચરણમાં કંકણ શોભે છે. (૧૩૪) કમલના કેશરના સમાન પીળી કાછની ધારણ કરવાથી શોભે છે. સુવર્ણની કિનારીને લીધે ઘુંટણનો ભાગ અતિ સુંદર દેખાય છે. (૧૩૫)

पट्टगुच्छलसत्प्रांतकिंकिणीकटिभूषितः। रणत्कृतिचमत्कारमोहिताखिलगोपिकाः ॥१३६॥
दशांगुलिदलस्थायिराजद्रुचिरमुद्रिकः। करोपरिस्थभागीयशृङ्खलापुष्पभूषणः ॥१३७॥
करमूलकृतामूल्यरत्ननिर्मितकंकणः। लंबमानासितस्वच्छगुच्छशोभितबाहुकः ॥१३८॥

રેશમના ગુચ્છાથી જેના છેડા શોભી રહ્યા છે એવી ઘુઘરીઓથી કટીનો ભાગ શોભાયમાન છે. એના રણત્કારના ચમત્કારથી સર્વે ગોપીજન મોહિત થઈ ગયા છે. (૧૩૬) હાથની દશે આંગળિયોમાં ધરેલી રુચિર મુદ્રિકાઓથી પોતે શોભી રહ્યા છે. હાથના ઉપરના ભાગમાં સાંકળા તથા હાથફુલ ધર્યાં છે. (૧૩૭) હસ્તના મૂલમાં અમૂલ્ય રત્નથી નિર્મિત કંકણ ધર્યાં છે. પહોંચીના શ્યામ લાંબા સ્વચ્છ ગુચ્છાથી બાહુ શોભાયમાન છે (૧૩૮)

करमध्यांगदद्वंद्वरसयुग्मविबोधकः। अनेकरत्नजटितपदकोरःस्थलोदयः ॥१३९॥
आनाभिमुक्तिकामालालंबनोदरशोभनः। रत्नव्यवहितस्थूलमुक्ताहारविभूषितः ॥१४०॥
सुवर्णकृत्रिममणिमालाबहुविराजितः। रत्नमुक्तामणिव्रातवैजयंतीजिताखिलः ॥१४१॥
अनेकपुष्पभृंगाढ्यवनमालातिलालितः। सुवर्णशृंखलामालारंजितस्वपदांबुजः ॥१४२॥

બન્ને ભુજામાં બાજુબંધ ધર્યા છે. તે સંયોગ અને વિપ્રયોગ બંને રસનો બોધ આપે છે. અનેક રત્નજટિત પદકથી ઉરઃસ્થલ શોભે છે (૧૩૯) નાભિપર્યંત લાંબી મોતીની માલાથી ઉદર શોભી રહ્યું છે. વચ્ચે રત્ન પરોવેલા મોટા મોતીઓના હારથી પોતે અત્યંત શોભે છે. (૧૪૦) સોનાની કૃત્રિમ મણિમાલાથી બહુ શોભાયમાન છે. રત્ન, મોતી, અને મણિના સમૂહવાળી વૈજયંતી માલાથી અખિલ વિશ્વને જીતી લીધું છે. (૧૪૧) અનેક પુષ્પ અને તેના ઉપર આવેલા ભ્રમરવાળી વનમાલાથી પોતે બહુ સુંદર દેખાય છે. સુવર્ણની સાંકળીની માલાથી આપના ચરણકમલ રંજીત દેખાય છે. (૧૪૨)

मनोजरूपबोधार्थमकराकृतिकुंडलः। चंद्रलक्षणसंसिद्ध्यै चिबुकाभरणान्वितः ॥१४३॥
यथाकथंचिदुररीकृतकोमलकज्जलः। बहुधाजननीवाक्यमुग्धभावप्रलोभितः ॥१४४॥

પોતે અલૌકિક કામદેવ છે, તે જણાવવાને મકરાકૃતિ કુંડલ ધારણ કર્યાં છે. ચંદ્રના લક્ષણ પોતામાં સિદ્ધ કરવાને માટે ચંદ્ર જેવુ પ્રકાશિત ચિબુક આભરણ ધારણ કર્યું છે. (૧૪૩) માતાએ બહુ પ્રકારે લોભ બતાવવાથી મુગ્ધભાવથી જેમ તેમ કરીને કોમલ કાજલ અંજાવ્યુ છે. (૧૪૪)

नेत्रद्वयांजनाधानबहुधाकृतसीत्कृतिः। दृगंतांजनरेखा[1]चपुष्पबाणसमाकृतिः ॥१४५॥
भूतटस्थमशीबिन्दुदृष्टिदोषनिवर्तकः मीनकेतुधनूस्थायिमधुलिट्सुपमालयः ॥१४६॥

બને નેત્રમાં અંજન કરાવતા બહુ પ્રકારે સીત્કાર કરે છે. નેત્રના છેડાના ભાગમાં અંજનની

१ दृकमान्तांजन।

રેખાથી કામદેવના સમાન આકૃતિ થઈ રહી છે. (૧૪૫) ભ્રુકુટિ પાસે મેશનું ટપકું કર્યું છે, તે નજરનો દોષ નિવારણ કરે છે. અને તે ધ્વજાના ઉપર મીનવાળા કામદેવના ધનુષ ઉપર ભ્રમર બેઠા હોય એવી શોભાનુ સ્થાન બની રહ્યું છે. (૧૪૬)

भाले कपोलयुगले कस्तूरीकृतचित्रकः । अलकांतसमालंबिमुक्तामालातिशोभितः ॥१४७॥
मणिमुक्तातिजटिततिलकांतरभूषितः । हेमत्रिरेखरुचिरमालागणविभूषितः ॥१४८॥
केशपाशसमाबद्धशिखिपिच्छविभूषणः । अनेकपुष्पमृदुलपल्लवादिविचित्रितः ॥१४९॥

લલાટના ઉપર અને બન્ને કપોલ પર માતાએ કસ્તુરીના ચિત્ર કર્યા છે. અલકના છેડાના ભાગ સુધી લાંબી મોતીની માલાથી આપ બહુ શોભે છે. (૧૪૭) મણિ અને મોતીથી જડિત બીજું તિલક કર્યું છે, તેથી પોતે શોભે છે. સુવર્ણની ત્રણ રેખાવાળો સુંદર માલાનો સમૂહ ધર્યો છે, તેથી શોભાયમાન છે. (૧૪૮) કેશપાશ સરખો કરીને બાંધ્યો છે તેમાં મોરપિચ્છ શોભી રહ્યું છે, અને અનેક પુષ્પ તથા કોમલ પલ્લવ વગેરે ધર્યાં છે. તેથી વિચિત્રિત થઇ રહ્યા છે. (૧૪૯)

પછી વ્રજભક્તો દર્શન કરવાને આવે છે. તે સમયની પ્રભુની શોભા, વ્રજભક્તોનો ભાવ, અને તે સમયે પ્રભુ વેણુ વગાડે છે તેથી વ્રજના સ્થાવર જંગમની જે અવસ્થા થાય છે, તેનું વર્ણન દશ શ્લોકથી કરે છે.

कदाचित् कुंजशृङ्गारे स्वामिनीभूषणान्वितः । निजाग्रहेण तत्प्रेष्ठनासामौक्तिकभूषणः ॥१५०॥
विविधस्वामिनीभावतरंगपरिभावुकः । विहितस्वच्छशृङ्गारराधिकासंगसंस्थितः ॥१५१॥

કોઈકવાર નિકુંજમાં શૃંગાર કરે છે ત્યારે શ્રીસ્વામિનીના ભૂષણો ધારણ કરે છે, અને શ્રીસ્વામિનીજીના આગ્રહથી તેમને બહુ પ્રિય મોતીનું નકવેસર ધારણ કરે છે. (૧૫૦) શ્રીસ્વામિનીજીના અનેક ભાવના તરંગની પોતે ભાવના કરે છે. શ્રીસ્વામિનીજીના કરેલા સ્વચ્છ શૃંગાર સહિત આપ શ્રીસ્વામિનીજી સાથે બિરાજે છે (૧૫૧)

समागतनिजप्रेष्ठगोपिकाकृतदर्शनः । गोपिकाबाहुयुगलदृष्टचैलविभूषणः ॥१५२॥
बाहुयुग्मकृतस्वीयधनप्राणादिवारणः । निर्मंछितस्वसर्वस्वगोपिकादृष्टितत्परः ॥१५३॥

પોતાના પ્રેષ્ઠ ગોપીજન આપના દર્શન કરવાને ઉભા રહે છે, તે વખતે તેમના (બલૈયા લેવાને) ઉંચા કરેલા બન્ને હાથ તથા તેમાં ધરેલા વસ્ત્ર તથા તે પર ધરેલા આભૂષણની તરફ પોતે દૃષ્ટિ કરે છે. (૧૫૨) આ ગોપીજન પોતાના બન્ને હાથથી પોતાના ધન પ્રાણ વગેરે સર્વ પ્રભુપર વારી દે છે. જેમણે પોતાનુ સર્વસ્વ નોછાવર કરેલું છે એવા ગોપીજન તરફ દૃષ્ટિ કરવામાં પોતે તત્પર છે. (૧૫૩)

श्रीमातृचरणोत्संगधृतो रचितकज्जलः । कस्तूरीघनसारादिदलितांजनशोभनः ॥१५४॥
प्रार्थनास्वीकृतस्वीयदृगंजनविचित्रितः । भृंगद्वयनिभात्यंतरुचिरत्वाश्रवोदृशिः ॥१५५॥
दृग्दोषविद्रवोद्युक्तांजनविन्दुमनोहरः । मनोजरुचिरस्वीयरूपमोहितविष्टपः ॥१५६॥
भ्रूवटांतलमद्वृत्तमषीबिंदुविराजितः । जननीदत्तरुचिरचक्षुर्मंडनमंडितः ॥१५७॥

२ विभूषणः । ३ विभूतिभृत् । ४ रुचिर । ५ समाकीर्ण । १ शृंग ।

પોતાના માતૃચરણના ખોળામાં બિરાજ્યા છે; કાજલ લગાડેલું છે; કસ્તુરી બરાસ મેળવીને નેત્રમાં અંજન કર્યું છે. તેથી શોભે છે. બહુ કાલાવાલા કરવાથી નેત્રની અંદર અંજન કરાવ્યું છે તેથી વિચિત્ર દેખાય છે. જાણે બે ભ્રમર હોય તેવા બન્ને નેત્ર કાનસુધી પહોંચતાં સુન્દરતાના સ્થાનરૂપ છે. (૧૫૫) નજરદોષ નિવારણ કરવાને માટે મષીબિન્દુથી મનોહર લાગે છે. કામદેવથી અતિ સુન્દર પોતાના રૂપથી સર્વે જગતને મોહિત કર્યું છે. (૧૫૬) ભ્રૂકુટિના છેડા ઉપર ગોળ કાળો ચાંલ્લો કર્યો છે તેથી શોભે છે. માતાએ સુન્દર અંજન કર્યું છે, તેથી નેત્ર શોભાયમાન છે. (૧૫૭)

**करद्वयधृतप्रेष्ठवेणुवादविचक्षणः। स्तम्भीकृतनदीनीरश्चेतनीकृतपादपः ॥१५८॥**
**जडीकृतचलज्जंतुर्जंगमीकृतमानसः। मौनीकृतद्विजगणः सरसीकृतकाश्यपिः ॥१५९॥**
**चिह्नाङ्कितव्रजधरस्त्रिभंगललिताकृतिः। इक्षुदंड इव स्वीयस्फुटसारसमूचकः ॥१६०॥**
**राधासहचरो रासलीलातत्परचेतनः। स्वबालमुग्धभावातिगोपितस्वरसक्रियः ॥१६१॥**

બન્ને હાથમાં ધારણ કરેલા અતિપ્રિય વેણુ વગાડવામાં વિચક્ષણ છે, એ વેણુનાદથી નદીના નીર સ્થિર થઇ જાય છે, અને વૃક્ષો ચૈતન્યયુક્ત થઇ જાય છે. (૧૫૮) હાલતા ચાલતા જન્તુઓ જડ થઈ જાય છે, અને તેઓના મન અસ્થિર કર્યાં છે, પક્ષિગણો મૌન યુક્ત થાય છે. અને પૃથ્વિ રસાર્દ્ર થઈ જાય છે. (૧૫૯) નાનાપ્રકારના ચિહ્નવાળા ચરણ વ્રજભૂમિપર ધરે છે, તેથી વ્રજભૂમિ તે ચિહ્નથી અંકિત થઇ જાય છે. આપ ત્રિભંગલલિતાકૃતિ થઇ જાય છે, એટલે ચરણ કટિ અને ગ્રીવા એ ત્રણેના ભંગથી (વાંકથી) સુન્દર આકૃતિ થઇ જાય છે. શેરડીના સાંઠાની માફક પોતાના અંગમાં સર્વ રસ ભર્યો છે એમ સૂચન કરે છે. (૧૬૦) શ્રીરાધિકાજીની સાથે રહીને નાના પ્રકારની રાસલીલા કરવામાં તત્પર ચિત્તવાળા છે. પોતાના બાલભાવની મુગ્ધતા બતાવીને પોતાની રસિકતાને છુપાવે છે. (૧૬૧)

પ્રભુ શૃંગાર ધરીને માતાની ગોદમાં બિરાજે છે, તેમને વ્રજભક્ત ગોપીવલ્લભ ભોગ આરોગાવવાને પધરાવી જાય છે, ત્યાં સર્વ સામગ્રી આરોગીને આચમન કરી બીડા આરોગીને પછી પધારે છે, તે પ્રકાર તેર શ્લોકથી વર્ણન કરે છે.

**यशोदोत्संगोपविष्टः पार्श्वभागकृतासनः। गोपिकावेष्टितः स्वीयजनन्युदरभूषणः॥१६२॥**
**अनेकगीतवादित्रैः यथास्थानमुपागतः। आस्तीर्णस्वामिनीवृंदोत्तरीयविहितासनः ॥१६३॥**
**गोपिकाभवनानीतभोगभोजनतत्परः। अनेकयुवतीवृंदमंडलीमध्यमंडनः ॥१६४॥**

શ્રીયશોદાજીના ઉત્સંગમાં પોતે બિરાજે છે, એક પડખામાં આસન કર્યું છે. ગોપિકાઓથી આપ વિંટલાયલા છે. પોતાની માતાના ઉદરનુ ભૂષણ છે. (૧૬૨) અનેક વાજીન્ત્ર વાગે છે, ગીતો ગવાય છે, તે સાથે પોતાના સ્થાનમાં આવે છે. શ્રીસ્વામિનીજીના સમૂહે પોતાના ઉત્તરીય વસ્ત્ર બિછાવીને યોગ્ય આસન તૈયાર કર્યું છે. તેના ઉપર બિરાજે છે. (૧૬૩) ગોપિકાઓએ પોતપોતાને ઘેરથી આણેલી સામગ્રીનો ભોગ કરવામાં આપ તત્પર છે. અનેક યુવતિના જૂથની મંડલીઓમાં પોતે ભૂષણરૂપે શોભે છે. (૧૬૪)

**अनेकविधसामग्रीसाद्व्यपरिहासकः। रसशास्त्रकथागीतनृत्यबंधविचक्षणः ॥१६५॥**
**नयनप्रांतसंचारसूचितस्वरसस्थलः। रसग्रहापदेशार्त्तभावनाधरपानकृत् ॥१६६॥**

१ सरस। २ भूषणम्। ३ त्म।

અનેક પ્રકારની સામગ્રીનું સાદૃશ્ય બતાવીને પોતે પરિહાસ કરે છે. રસશાસ્ત્રની વાર્તામાં કહેલાં નૃત્ય બંધ વગેરેમાં આપ વિચક્ષણ છે. (૧૬૫) નેત્રનાં કટાક્ષથી પોતાના રસસ્થલનું સૂચન કરે છે. ભોજનના વિવિધ રસના બહાનાથી શ્રીસ્વામિનીજીના, અધરરસની ભાવના કરતાં પાન કરે છે. (૧૬૬)

क्षणत्कंकणसंशोभिकरव्यजनवीजितः । चलच्चिकुरवदनांबुजशोभाप्रदर्शकः ॥१६७॥
आस्यस्रवत्पयोबिंदुकणशोभिमुखाम्बुजः । स्वामिनीविविधालापगीतकूजितभोजितः ॥१६८॥

ઝણકાર કરતાં કંકણથી શોભાયુક્ત શ્રીસ્વામિનીજીના હસ્તમાં રહેલાં પંખાથી આપને પવન કરવામાં આવે છે. તેના વાયુથી હાલતાં અલકથી મુખકમલની શોભા પ્રદર્શિત કરે છે. (૧૬૭) શ્રીમુખમાંથી પડતા દૂધના બિંદુના કણથી મુખકમલ શોભી રહ્યું છે. શ્રીસ્વામિનીજીના વિવિધ વાર્તાલાપ ગીત તથા કૂજન શ્રવણ કરતાં પોતે ભોજન કરે છે. (૧૬૮)

तिर्यद्वदननिःश्वासवासितान्नप्रसादकृत् । गोपीजनगणांतःस्थस्तत्संगकृतभोजनः ॥१६९॥
मध्यस्थदासिकादत्तजलाचमनकारकः । सुगंधसूक्ष्मचैलातिप्रोंछितस्वाननांबुजः ॥१७०॥
स्वामिनीदत्ततांबूलवीटिकाग्रहणोत्सुकः । दृक्सूचिताधररसग्रहज्ञानात्तचर्वणः ॥१७१॥

વાંકુ મુખ કરીને બિરાજેલા શ્રીસ્વામિનીજીના નિઃશ્વાસથી સુવાસિત થયલાં અન્નનું પોતે ગોપીજનના સમૂહમાં રહીને તેમની સાથે ભોજન કરે છે. (૧૬૯) વચમાં ઉભેલી દાસીએ આપેલા જલથી પોતે આચમન કરે છે. પછી સુગંધિદાર ઝીણા વસ્ત્રથી પોતાનું મુખકમલ લુછે છે. (૧૭૦) શ્રીસ્વામિનીજીએ આપેલી પાનની બીડી લેવાને બહુ ઉત્સુક છે. અધરરસને ગ્રહણ કરવાની સૂચના દૃષ્ટિથી કરાયલી હોવાથી સારી રીતે ચર્વણ કરે છે. (૧૭૧)

तांबूलचर्वणोत्फुल्लगल्लचुंबनदायकः । स्रवद्वदनतांबूलरसवच्चिबुकस्थलः ॥१७२॥
स्वामिनीवदनांभोजचकोरनयनांबुजः । परिहासरसासक्तो युगक्षणकरक्षणः ॥१७३॥
भावनीयः सदैवं हि गोपीवल्लभभोजने । ततो वेत्रविषाणादिवेणुशोभितसत्करः ॥१७४॥

તાંબૂલનું ચર્વણ કરતાં આપના કપોલ ઉત્ફુલ્લ થઈ રહ્યા છે; તેના ઉપર શ્રીસ્વામિનીજી ચુંબન દે છે. વદનમાંથી તાંબૂલનો રસ સ્રવે છે, અને તે ચિબુકના સ્થલ ઉપર આવી રહ્યો છે. (૧૭૨) શ્રીસ્વામિનીજીના મુખકમલને જોવામાં આપના નેત્રકમલ ચકોરરૂપ થઇ રહ્યા છે. પરિહાસના રસમાં પોતે આસક્ત છે. આ સંયોગના યુગ સમાન કાલને પોતે એક ક્ષણ સમાન કરી દે છે. આ પ્રમાણે ગોપીવલ્લભ ભોગની ભાવના સદા કરવી. પછી વેણુ વેત્ર તથા શિંગ વગેરે હસ્તમાં હોવાથી પોતાનો હસ્ત તેનાથી શોભી રહ્યો છે. (૧૭૪)

પછી ગોદોહન કરવાને ગ્વાલમંડલી સહિત બલદેવને બોલાવે છે, અને તેમાં પોતે સામેલ થઈને માતાને નમસ્કાર કરે છે, ત્યારે માતા પ્રભુને શિખામણ દઈને ગદ્‌ગદ્ કંઠવાળા થઈ નોછાવર કરે છે, તેનું વર્ણન દશ શ્લોકથી કરે છે.

गोपालमंडलीयुक्तः समाहूतनिजाग्रजः । गोपालवेशरचनारचितस्वांगसुंदरः ॥१७५॥
स्वमातृचरणांभोजनमस्कृतिविचक्षणः । स्रवन्नयनपानीयसंसिक्तनिजमूर्धजः ॥१७६॥

ગોપાલ મંડલીમાં પોતે આવ્યા. પોતાના મોટાભાઇને બોલાવી લીધા. ગોપાલવેશની રચનાથી શ્રીઅંગ સુન્દર બનાવ્યું. (૧૭૫) પોતાના માતૃના ચરણકમલમાં નમસ્કાર કરવામાં વિચક્ષણ છે. જ્યારે પ્રભુએ નમસ્કાર કર્યા ત્યારે યશોદાજીને નેત્રમાં પાણી આવ્યા, અને જલથી ભગવાનના મસ્તકપરના વાલ ભીંજાઈ ગયા. (૧૭૬)

**वने बाल न गंतव्यं गहने न जलाशये। न कार्यं बालकैर्युद्धं न भूमौ कंटकान्विते ॥१७७॥**
**स्थले न धार्यं चरणं ससत्त्वेंबुजसुंदरं। न गवां संमुखे कार्यं धावंतीनां च धावनं ॥१७८॥**
**न ककुद्मिमहामत्तवृषयुद्धे विधीयतां। स्थितिर्न वानरैः साकं क्रीडा कापि विधीयतां ॥**
**न वृक्षच्छायके देशे स्थेयमेकाकिना त्वया। न घर्मभ्रमणं कार्यं चारयिष्यंति गाः परे ॥१८०॥**

(શ્રીયશોદાજી પ્રભુને શિખામણ આપે છે કે) હે બાલ, ગહન વનમાં જશો નહિ. જલાશયમાં જશો નહિ, બાલકોની સાથે લડાઈ કરશો નહિ, કાંટાવાલી ભૂમિ ઉપર જશો નહિ, જીવજન્તુવાલી જમીન ઉપર સુન્દર કમલ જેવા ચરણ ધરશો નહિ, દોડતી ગાયોની સામે દોડશો નહિ.(૧૭૮) મોટી ખાંધવાલા મહામત્ત વૃષભો લડતા હોય ત્યાં જશો નહિ. વાંદરાઓની સાથે સ્થિતિ કરશો નહિ, અને તેમની સાથે ખેલશો નહિ. (૧૭૯) વૃક્ષની છાયાવાલા સ્થાનમાં એકલા ઉભા રહેશો નહિ, ઘામમાં ફરશો નહિ, બીજા ગોવાલો ગાય ચરાવશે. (૧૮૦)

**गृहाण क्रीडकान्स्वीयान् सर्वान्गोपैः सह स्वयं। क्वचित्स्थितेन भवता विधेयं क्रीडनं परं ॥**
**स्थेयं निजाग्रजाज्ञायां स्नेहं स्थाप्य परस्परं। निवर्त्य गास्ततस्तात शीघ्रमागम्यतां त्वया ॥**
**एवंविधाभिः शिक्षाभिः शिक्षितो रुद्धकंठया। शिक्षिता बलदेवाद्यास्तद्धस्तस्थापितो हृदा ॥**
**राजिकालवणद्रव्यरत्नमौक्तिकमुष्टिभिः। मुहुश्च भरिताभिस्तत्पार्श्वे निर्मंछितः पुनः॥१८४॥**

તમારા રમકડાં સર્વે તમારી સાથે લેજો, ગોપોની સાથે કોઈક સ્થાનમાં બેસીને રમકડાથી રમજો. (૧૮૧) તમારા મોટાભાઇની આજ્ઞામા રહેજો, પરસ્પર સ્નેહ રાખજો, ગાયોને ચરાવીને તેમને પાછા ફેરવીને હે તાત, જલદી ઘેર પાછા આવજો. (૧૮૨) આ પ્રમાણે શિખામણ દેતા માતાનો કણ્ઠ પ્રેમથી રુધાઇ ગયો. બલદેવજી વગેરેને આજ પ્રમાણે શિખામણ આપીને પોતાના હૃદય સાથે લગાવીને તેમના હાથમાં પ્રભુને સોંપ્યા. (૧૮૩) રાઇ, લુણ દ્રવ્ય, રત્ન, અને મોતીની મુઠીઓ વારંવાર ભરીને પ્રભુની ચારે પાસ વારીને નોછાવર કરી (૧૮૪)

પછી પ્રભુ ખિરકમાં પધાર્યા, ગોદોહન કરીને, ધૈયા આરોગ્યા, અને વનમાં જવાની તૈયારી કરી, તેનું વર્ણન છ શ્લોકથી કરે છે

**तत उत्थाय चलितो गृहाद्गोष्ठमुपागतः। स्वधेनुवृंदबोधाय वेणुवादविधायकः ॥१८५॥**
**स्वगोवृंदसमायुक्तः गोपवेष्टितगोष्ठकः। प्रातर्दोहोद्भवदुग्धपानार्थं सखिसंस्तुतः ॥१८६॥**

ત્યાંથી ઉઠીને પ્રભુ ચાલ્યા ઘરમાંથી ખિરકમાં આવ્યા. ત્યાં પોતાની ગાયોના ટોળાને ચેતાવવાને વેણુનાદ કર્યો. (૧૮૫) પોતાની ગાયોનુ ટોળું પાસે આવ્યું ગોપો ખિરકમાં વિટલાઈ વળ્યા, એટલામાં સખાઓએ સહવારે દોહેલુ દુધ પીવાની પ્રાર્થના કરી. (૧૮૬)

**पिब निर्मथितं दुग्धं संमित्रैरेवमर्थितः। वनकर्तव्यलीलार्थं विचारश्रवणोत्सुकः ॥१८७॥**

१ श्रीदामादिभिरर्थितः।

(૨૦૫) આપનું મુખકમલ હાસ્યયુક્ત છે કપોલપર કસ્તુરીનાં ચિત્ર કર્યા છે. ચરણપર નૂપુરના અલંકાર ધર્યા છે, અને ચરણનો અગુઠો આપ ચુસી રહ્યા છે. (૨૦૬) કટિપરની ઘુંઘરીના નાદથી પોતે ચકિત થાય છે. હારથી વક્ષઃસ્થલ શોભી રહ્યું છે. પલનામાં મોતીના ગુચ્છ લટકે છે, તે પોતાના બન્ને હાથથી પકડીને ઉભા થઈ પોતાનું પરાક્રમ જણાવે છે. (૨૦૭) મોતીની લરથી લલાટ શોભાયમાન દેખાય છે. અંજનવાળા નેત્ર હાથથી ચોળે છે, નવનીત મુખપર લાગી રહ્યું છે, તેથી સકલંક ચંદ્રમા જેવી શોભા થઈ રહી છે. (૨૦૮)

विविधाक्रीडनध्वाननिरुद्धश्चालितांगकः। निद्रार्धमीलन्नयनः स्वामिनीप्रार्थनाश्रुतिः ॥२०९॥
वियोगतापविज्वालवह्निनिर्वापणक्षमः। मानिनीमानहरणसमीक्षणविचक्षणः ॥२१०॥
करोत्क्षेपापदेशात्तगोपिकाकुचकुड्मलः। उद्बुद्धभावयुवतिजनोरःस्थलभूषणं ॥२११॥
तदंगसंगसंजातविलक्षणरुचिप्रियः। सर्वांगसंगजनितस्वानंदपरिपोषकः ॥२१२॥

નાનાપ્રકારના ઘુઘરા વગેરે ખેલવણાના અવાજથી ચિત્ત તેમાં પોરવાઈ જાય છે આખા શરીરને આમતેમ હલાવે છે. નિદ્રાથી આંખો અર્ધી મીંચાઈ જાય છે. શ્રીસ્વામિનીજીએ કરેલી અનેક પ્રકારની પ્રાર્થના ધ્યાન દઈને સાંભળે છે (૨૦૯) શ્રીસ્વામિનીજી વગેરેના વિયોગના તાપથી પ્રકાશતા અગ્નિને શાંત કરવાને પોતે સમર્થ છે. માનવાળા શ્રીસ્વામિનીજીનું માન હરણ કરવાને સુંદર રીતે દૃષ્ટિ કરવામાં ચતુર છે. (૨૧૦) હસ્ત ઉંચા કરવાના બહાનાથી શ્રીગોપીજનનાં કુચકુડ્મલ (અર્ધા ખીલેલી કલી)ને ગ્રહણ કરે છે. તેથી જે ગોપીજનનો ભાવ ઉદ્બુદ્ધ પામે છે તે પ્રભુને વક્ષઃસ્થલ ઉપર ધારણ કરે છે, અને તેના વક્ષઃસ્થલના ભૂષણરૂપ પ્રભુ થઇ રહે છે. (૨૧૧) ત્યારે તેના અંગસંગથી ઉત્પન્ન થયલી વિલક્ષણ કાંતિ પ્રભુને પ્રિય છે, અને એ પ્રમાણે સર્વાંગ સંગથી ઉત્પન્ન થતાં આનંદનું પ્રભુ પોષણ કરે છે. (૨૧૨)

नंदांगणलसच्छ्रीमज्जानुनिर्मितरिंगणः। जानुसंघर्षणव्याजकृतदैत्यविमर्दनः ॥२१३॥
स्वकिंकिणीध्वनिश्रुत्या हृष्टमानसमौग्ध्यवान्। मातृसौभाग्यसुखदः पयःपानकृतेक्षणः ॥
परमानंदसंदोहदायको जननीप्रियः। पंकांगरागरुचिरो वत्सपुच्छावलंबनः ॥२१५॥

શ્રીનંદરાયજીના આંગણામાં સુંદર રીતે ઘુટણિયા તાણે છે, અને શોભાયમાન દેખાય છે. અને ઘુટણિયા તાણવાના બહાનાથી દૈત્યનું સારીરીતે મર્દન કરે છે (૨૧૩) પોતાની ઘુઘરીઓના મધુર શબ્દ સાંભળીને મુગ્ધની માફક હર્ષિત મનવાળા થાય છે, અને માતાને સૌભાગ્યનું સુખ આપે છે. તથા માતાનુ સ્તનપાન કરતાં એની તરફ જોયા કરે છે. (૨૧૪) પોતાની માતાને પ્રિય છે, અને તેમને પરમાનંદના સંદોહનુ દાન કરે છે. શ્રીઅંગમાં કાદવ લાગ્યો છે તેથી સુંદર દેખાય છે. અને વાછરડાઓના પૂછડાંને પકડીને ચાલે છે. (૨૧૫)

गोपीजनकरद्वंद्वगृहीतः सुखदायकः। गृहीतोत्संगगोपीभिश्चौर्यार्थं बहुधार्थितः ॥२१६॥
संपाद्य विविधानंतसामग्रीं रहसि प्रियं। निजोत्संगस्थितं प्राप्य यदवोचत् प्रिया पुनः ॥

શ્રીગોપીજન આપના બન્ને હાથ પકડીને ચલાવે છે અને તેમને આપ સુખ આપે છે. વળી એ ગોપીઓ પ્રભુને ખોળામાં લઇ લઇને પોતાને ઘેર ચોરી કરવાના બહાનાથી પધારવાની બહુ બહુ પ્રકારે પ્રાર્થના કરે છે. (૨૧૬) પછી પોતાના ખોળામાં લીધેલા પ્રિય ભગવાનને એકાં-

તમાં લઇ જઇને પોતે જે વિવિધ પ્રકારની અનંત સામગ્રી તૈયાર કરી રાખી છે તે કહી સંભળાવે છે. (૨૧૭)

પછી આપ ચોરીના બહાનાથી વ્રજભક્તને ઘેર પધારીને સામગ્રી આરોગીને અનેક ક્રીડા કરીને તેમને સુખ આપી પાછા પધારે છે, અને ત્યારપછી એ વ્રજભક્તો ઉરાહનો (ઠપકો) દેવા આવે છે. તેનો પ્રકાર સાત શ્લોકથી વર્ણન કરે છે.

तदाकर्ण्य कृपायुक्तश्चौर्योद्योगपरायणः । रक्षार्थं बालसहितः सरामो गोकुलप्रियः ॥२१८॥
वानरैरावृतः प्रायो विविधोपायवेदकः। रहो गोपीगृहस्वामी स्वीयसर्वार्थभोगकृत् ॥२१९॥
नानारसानुभूत्याप्तपरमानंदवृन्दयुक् । स्वायोग्यवस्तुसंयोगिभांडभेदविचक्षणः ॥२२०॥
संगोप्य रामगोपेभ्यो रहोरमणतत्परः । अतिधावनसंशोभिगमनः स्वगृहागतः ॥२२१॥

વ્રજભક્તોએ પ્રાર્થના કરી તે સાંભળીને ગોકુલપ્રિય પ્રભુ કૃપાલુ થઇને રક્ષાને માટે ગોપ બાલકોને તથા બલદેવજીને સાથે લઈને ચોરી કરવાના ઉદ્યોગમાં પરાયણ થાય છે. (૨૧૮) વાંદરાઓથી પોતે વિંટલાઈ જાય છે. ચોરીના વિવિધ ઉપાયોને પોતે જાણે છે. એકાંતમાં ગોપીજનના ઘરના સ્વામી બનીને પોતાને માટે સિદ્ધ કરેલી સર્વ સામગ્રીનો ભોગ કરે છે. (૨૧૯) નાના પ્રકારના રસના ભોગથી આપને પરમાનંદનો સમૂહ મળે છે, અને પોતાને જે જે વસ્તુ અયોગ્ય લાગે તેવી વસ્તુ જે પાત્રમાં હોય તે ચતુરાઇથી ફોડી નાંખે છે. (૨૨૦) બલદેવજી તથા ગોપોથી પોતાને છુપાવીને એકાંતમાં રમણ કરવાને તત્પર થાય છે. ગોપીજન આપને પકડવા આવે છે, તેના બહાનાથી પોતે જલ્દી દોડી જાય છે, અને એ રીતે દોડતાં અત્યંત શોભે છે, અને એમ કરીને પોતાના ઘરમાં પાછા આવે છે. (૨૨૧)

उपालंभमिषस्त्रीयगोपीरमणगोपनः । स्वामिनीहृदयांभोजस्फुरद्भावविभावितः ॥२२२॥
संकोचभीतिनयनो नमद्वदनमंडलः । स्वानंददानरमणस्फुरत्संकोचसुंदरः ॥२२३॥
समाहितव्रजजनजननीमुखदर्शनः । साधुतापरमाधारो मातृविश्वासदायकः ॥२२४॥

ગોપીજન ઉરાહનો દેવા આવે છે તેના બહાનાથી પોતે તેમની સાથે જે રમણ કર્યું છે તે છુપાવે છે. અને શ્રીસ્વામિનીના હૃદયકમલમાં જે ભાવ સ્ફુરે છે તેની ભાવના પોતે કરે છે. (૨૨૨) ગોપીજનના ઠપકાથી પોતે ભયભીત થઈ નેત્રનો સંકોચ કરે છે, અને વદનમંડલ એટલે મસ્તક નીચુ નમાવે છે, અને આપે રમણથી જે આનંદનુ દાન કર્યું છે તેની સ્ફુરણા થવાથી સંકોચયુક્ત સુંદર દેખાય છે. (૨૨૩) માતૃચરણ વ્રજભક્તોનું સમાધાન કરે છે, તેમના મુખ તરફ પોતે જોઇ રહે છે, અને સાધુતા એટલે ભોળાપણાના પરમ આધારરૂપ પોતે બને છે, અને માતાને એવો વિશ્વાસ કરાવે છે કે હુ તો તદ્દન ભોળો છુ. (૨૨૪)

પછી માતાની પ્રાર્થનાથી નન્દાલયમાં રાજભોગ આરોગ્યા, અને શ્રીઅંગ ધોઈ આચમન બીડી લીધા પછી રાજભોગ આરતી થયા, તે લીલાનો પ્રકાર આઠ શ્લોકથી વર્ણન કરે છે.

जननीप्रार्थनादत्ततातभोजनमानसः । तातपार्श्वस्थोच्चपीठस्थितश्चपलनायकः ॥२२५॥
स्वहस्तभोजनकृतिर्लेपितस्वमुखांबुजः । स्वतातकरमध्यस्थकवलग्रहणोत्सुकः ॥२२६॥
कटुतिक्तरसास्वादकृतसीत्कारशोभनः। प्रतिक्षणोत्थितियुतः श्रीनंदप्रार्थनास्थितः ॥२२७॥

निजांतरंगवार्ताकर्ण(न)दत्तस्वकर्णकः । स्वर्णपात्रपयःफेनपानाभ्यसितचुंबनः ॥१८८॥
अत्यंतरंगचरितस्मृतिसोत्साहमानसः । अत्यट्टहास्यसंदत्तस्वमित्रकरतालकः ॥१८९॥
नानानर्मरसाभिज्ञगोपमंडलशोभितः । नेत्रांबुजचलत्प्रांतभक्तसंकेतसूचकः ॥१९०॥

આ દુધ જે હમણાજ મથ્યું છે તેનું પાન કરો એમ પોતાના મિત્રોએ પ્રાર્થના કરી. વનમાં જે લીલાઓ કરવી છે તેનો વિચાર કરવામાં પ્રભુ ઉત્સુક છે. (૧૮૭) પોતાના અન્તરંગ સખાની સાથે વાર્તા કરવાને કાન દઇ રહ્યા છે, અને સુવર્ણના પાત્રમાં ધરેલા ઘૈયાનું પાન કરતા ચુમ્બનનો અભ્યાસ કરે છે. (૧૮૮) પોતાના અતિ અન્તરંગ ભક્તના ચરિત્રને યાદ કરીને મનમા ઉત્સાહવાળા છે, પુષ્કલ અટ્ટહાસ્ય કરીને પોતાના મિત્રના હાથમાં તાલી આપે છે. (૧૮૯) નાનાપ્રકારના નર્મ (મશ્કરી) રસ અભિજ્ઞ ગોપબાલકની મંડલિની વચમાં શોભી રહ્યા છે, અને પોતાના નેત્રકમલના છેડાના કટાક્ષથી પોતાના ભક્તને સંકેતનું સૂચન કરે છે. (૧૯૦)

પછી ગોચારણને માટે વનમાં પધારે છે ત્યાં કરેલી લીલાનું વર્ણન, આઠ શ્લોકથી કરે છે.

गृहीतनिजगोवृंदनामा वेणुप्रपूरकः । गोपालमुखवादित्रशृङ्गध्वनिकृतश्रुतिः ॥१९१॥
चित्रस्थाभिरिव स्वीयगोपीभिरवलोकितः । सर्वात्मभाववद्गोपीवियोगरतिदायकः ॥१९२॥
स्वीयगोपीजनस्वांतसमाकर्षणकारकः । अग्रेकृतस्वगोवृंदो गीतनृत्यादिशोभनः ॥१९३॥
वेणुनादश्रुतिस्तब्धधेनुवृंदावलोकितः । स्वरूपवेणुनादाविजडीकृतजगत्त्रयम् ॥१९४॥

વેણુને સારીરીતે પૂરતા તેના શબ્દમાં પોતાની ગાયોના વૃન્દની પ્રત્યેક ગાયનું નામ લે છે, અને ગોપોનુ મુખવાજીન્ત્ર જે શિંગડી, જે તેઓ બજાવે છે, તેનો અવાજ પોતે સાંભળે છે. (૧૯૧) આપ જ્યારે વનમાં પધારે છે, ત્યારે આપની ગોપીઓ જાણે ચિત્રમાં લખી હોય એમ સ્તબ્ધ થઇને સામુ જોઇ રહી છે, તેમાં જે સર્વાત્મભાવવાલા ગોપી છે તેમને વિયોગમાં રતિનુ દાન કરે છે. (૧૯૨) પોતાના ગોપીજનનાં અત કરણનું આકર્ષણ કરવાવાલા છે. (પોતે જ્યાં પધારવાના હોય ત્યાંનો સકેત જણાવીને ગોપીજનનાં ચિત્ત ત્યાં ખેંચે છે), પોતાની ગાયના ટોળાને આગળ કરીને ગીત અને નૃત્ય વગેરે કરતાં પોતે શોભી રહે છે. (૧૯૩) વેણુનાદ શ્રવણ કરીને સ્તબ્ધ થયલાં ગાયના ટોળાં પ્રભુ તરફ જોઈ રહે છે. પોતાના સ્વરૂપ અને વેણુનાદ વગેરેથી ત્રણે લોકને જડ કરી દે છે.

शृङ्गाररसभावात्मस्वरूपहृतधैर्यकः । मरःसारसहंसादिमौनदृङ्मुद्रणादिकृत् ॥१९५॥
वृंदावनद्रुमलतामधुधाराप्रवर्षकः । लीलागतिव्रजभुवो मर्दनक्लेशहानिकृत् ॥१९६॥
गोवर्धनाद्रिशिखरोपरिवेणुप्रपूरकः । मालास्थमणिसंदोहगणितस्वीयगोगणः ॥१९७॥
कुंददामकृताकल्पो जलक्रीडासमुत्सुकः । स्वादुशीतलपानीयपायितस्वीयगोधनः ॥१९८॥

પોતાના શૃંગારરસના ભાવાત્મક સ્વરૂપથી પોતાના દર્શન કરનાર ગોપીજનના ધૈર્યને હરી લે છે સરોવરમાંના સારસ, હંસ, વગેરે પક્ષીઓ વેણુનાદ શ્રવણ કરીને મૌન ધારણ કરીને નેત્રને મીંચી દે છે. (૧૯૫) વંદાવનના વૃક્ષ અને લતાઓ મધની ધારા વર્ષા કરે છે પોતાની લીલા સહિત ગતિથી વ્રજની ભૂમિના મર્દનનો ક્લેશ દૂર કરે છે. (૧૯૬) ગિરિગોવર્ધનના શિખર ઉપર પધારીને વેણુને સારીરીતે પૂરીને નાદ કરે છે. માલાના મણિના મણકાના સમૂહથી પોતાની

ગાયોના સમૂહની ગણના કરે છે (૧૯૭) કુંદ પુષ્પની માલાના સર્વે આભૂષણ ધર્યાં છે, અને તે વડે નાનાપ્રકારના વેષ કર્યાં છે જલક્રીડા કરવામા સમુત્સુક છે સ્વાદિષ્ટ શીતલ જલ પોતાની ગાયોને પાન કરાવે છે (૧૯૮)

પછી ભોજનને માટે શ્રીનંદરાયજી સખીને મોકલીને શ્રીઠાકોરજીને વનમાંથી બોલાવે છે, તે ત્રણ શ્લોકથી કહે છે

**एवंविधशिशुक्रीडाकरणासक्तमानसः । श्रीनंदभोजनकृतिसमयाकारितः पुनः ॥१९९॥**
**श्रीनंददर्शितपथः प्रेक्षालोलनिजेक्षणः । यशोदादिनिजस्थालीपरिवेषविलंबकृत् ॥२००॥**
**अन्नशीतलताचिंताकुलीकृतनिजप्रसूः । लीलासक्तनिजप्रेष्ठसूनुर्नंदादिसेवितः ॥२०१॥**

આ પ્રમાણે બાલલીલા કરવામા પ્રભુનુ મન આસક્ત છે પછી ભોજનનો સમય થવાથી શ્રીનદરાયજી આપને બોલાવવાને સખીને મોકલે છે (૧૯૯) શ્રીનદરાયજીએ રસ્તો બતાવ્યો છે, પ્રભુ ચપળનેત્રથી સર્વ વસ્તુ જુએ છે યશોદા વગેરેને આપની થાળ પીરસવામા પ્રભુ વિલબ કરાવે છે (૨૦૦) સામગ્રી શીતલ થઈ જશે એવી ચિંતાથી શ્રીયશોદાજી વ્યાકુળ થઈ ગયા છે, કેમકે પોતાનો અત્યત પ્યારો પુત્ર લીલામા આસક્ત થઈ રહ્યા છે નદ વગેરે પણ સેવામાં તત્પર થઈ રહ્યા છે (૨૦૧)

પછી પ્રભુ નંદાલયમાં પધારે છે, માતા પલનામાં ઝુલાવે છે વ્રજભક્તો આવીને દર્શન કરીને, અનેક પ્રકારથી પ્રભુની સાથે વિનોદ કરીને પોતાને ઘેર ચોરી કરવાને પધારવાની પ્રાર્થના કરે છે. આ સર્વ પ્રકારનું સોળ શ્લોકથી વર્ણન કરે છે.

**अवलोकितमार्गस्वपित्रादिपरिभावितः । यथाकथंचिन्मात्रादिवात्सल्यसरणागतः ॥२०२॥**
**वनस्थापितगोगोपवियोगरतिदायकः । गृहद्वारागतस्वीयजनन्युत्संगलालितः ॥२०३॥**
**प्रेंखपर्यंकशयनो नवनीतसिताशनः । द्राक्षासितादिशकलमुखमेलितसत्करः ॥२०४॥**

વાટ જોતાજોતા બહુ દુખી થયેલા પોતાના પિતૃચરણ વગેરેથી પરિપાલન કરાવવા પ્રભુ માતા વગેરેના વાત્સલ્યના સ્મરણથી બાલક્રીડાનો ત્યાગ કરીને જેમતેમ ઘરમા પધાર્યા (૨૦૨) વનમા છોડેલા ગાય અને ગોપોને પોતાના વિયોગમાં પણ રતિનુ દાન કરે છે, એવા પ્રભુ ઘરનાં આંગણામા આવ્યા ત્યારે પોતાની માતાએ તેમને ગોદમા લઈને તેમનુ લાલન કરવા લાગ્યા (૨૦૩) પછી પર્યંકમા ઝુલતાં ઝુલતા માખણ મિશ્રી આરોગવા લાગ્યા, અને દ્રાક્ષ અને મિશ્રીના કટકા સુંદર હસ્તથી મુખમાં મૂકવા લાગ્યા (૨૦૪)

**जननीगीतचरितः स्वामिनीगानसंश्रुतिः । कुंतलावेष्टितमुखो लालाविलमदोष्ठकः ॥२०५॥**
**मदामवदनांभोजः कस्तूरीकृतचित्रकः । नूपुरालंकृतपदस्वरणांगुष्ठचोषकः ॥२०६॥**
**किंकिणीनादचकितो हारोल्लसदुरःस्थलः । करद्वयधृतालंबिमुक्तागुच्छपराक्रमः ॥२०७॥**
**मुक्तावलिलसद्भालः करघृष्टविलोचनः । नवनीतालिप्तमुखः सकलंकितचंद्रमाः ॥२०८॥**

માતા ઝુલાવતા પુત્રના ચરિત્રના ગાન કરે છે, અને સ્વામિનીજી ગીત ગાય છે, તે પોતે શ્રવણ કરે છે વાંકડીયા કેશ મુખ ઉપર આવી રહ્યા છે, અને લ ળથી હોઠ શોભી રહ્યા છે.

इतस्ततःक्षिप्तवस्तुः स्थालीक्रीडापरायणः । क्रीडोपयोगिसामग्रीसमवस्तुविनोदवान् ।२२८।

માતાની પ્રાર્થનાથી પિતાની સાથે ભોજન કરવાનું મન કરે છે, અને ચંચલનાયક પ્રભુ પિતાની પાસે ઉંચા પાટલાપર બિરાજે છે. (૨૨૫) પોતાના હાથથી ભોજન કરે છે, અને પોતાના મુખકમલને લીપી મુકે છે, અને પોતાના પિતાના હાથમાંથી કોળિયો ગ્રહણ કરવાને ઉત્સુક છે. (૨૨૬) તીખા અને કડવા રસની સામગ્રીનો સ્વાદ લેતા સીતકાર કરે છે, તેથી શોભી રહે છે. ક્ષણ ક્ષણમાં ઉઠે છે, પરન્તુ શ્રીનન્દરાયજીની પ્રાર્થનાથી પાછા બેસે છે. (૨૨૭) વસ્તુઓને આમ તેમ ફેંકે છે, અને થાલીમાં ક્રીડા કરવા મંડી જાય છે, અને કોઈક વસ્તુ ખેલવામાં ઉપયોગી માનીને, જેમકે લઈને દડો માનીને, તેને ઉછાળી વિનોદ કરે છે (૨૨૮)

विलंबभोजनपरस्तातदृष्टमुखांबुजः । स्वमातृभुजयुग्मात्तस्तातांगणसमागतः ॥२२९॥
सखीदत्तजलस्वीयमातृधौतवरांगकः । जननीसूक्ष्मवसनसंप्रोञ्छितनिजांगकः ॥२३०॥
जननीमुखताम्बूलग्रहणोद्यमिताननः । स्वतातमातृचरणबहुधालापलालितः ॥२३१॥
निजोत्संगस्थितियुतो दीपनीराजनार्चितः । विद्योतमानसर्वांगमणिशोभितविग्रहः ॥२३२॥

વિલમ્બથી ભોજન કરવામાં, પરાયણ છે. શ્રીનન્દરાયજી આપનું મુખ જોઈ રહ્યા છે, શ્રીયશોદાજી પોતાના બન્ને હાથથી પ્રભુને શ્રીનન્દરાયજીના આંગણામાં લાવે છે. (૨૨૯) સખીએ આપેલા જલથી માતૃચરણ પ્રભુના શ્રીમુખને ધોઈ નાખે છે, અને માતાના ઝીણા વસ્ત્રથી પ્રભુ પોતાના અંગને સારી રીતે લુછાવી નાંખે છે. (૨૩૦) માતાના મુખમાંથી તામ્બૂલ ગ્રહણ કરવાને ઉદ્યમવાળા મુખવાળા છે, એટલે મુખ ઉંચુ કરીને માતાનું ચર્વિત તામ્બૂલ પોતાના મુખમાં લે છે. શ્રીનન્દરાયજી અને માતૃચરણ બહુ પ્રકારની વાર્તા કરી પ્રભુને લાડ લડાવે છે. (૨૩૧) પોતાની ગોદમાં પધરાવીને શ્રીયશોદાજી ગોપીજનની પાસે આરતી ઉતરાવે છે. દીવાના અજ્વાળાના પ્રકાશથી શ્રીઅંગમાં સર્વ મણિ વગેરે શોભી રહે છે. (૨૩૨)

હવે બીજા પ્રકારનો રાજભોગ જે વ્રજભક્ત નોતરૂં દઈને સકુટુંબ પ્રભુને પોતાને ઘેર જમાડે છે તેનો પ્રકાર તેત્રિશ શ્લોકથી કહે છે.

अथवा राजभोगस्य भावनैवं विधीयताम् । निमंत्रितो गोपिकाभिः स्वतातादियुतः सदा ॥
भोजनाय प्रतिगृहं परमानंदसंप्लुतः । स्वतातजननीरामरोहिण्यादिसमन्वितः ॥२३४॥
बालभावाग्रहप्रेष्ठस्वामिनीसहितः सदा । उत्फुल्लवदनांभोजो गोपिकासदनं गतः ॥२३५॥
सुंदरास्तरणास्तीर्णोत्तमासनसमास्थितः । स्वयं स्वजननीप्रेष्ठोत्संगसप्रेमसंस्थितः ॥२३६॥

અથવા રાજભોગની ભાવના આ પ્રમાણે કરવી, શ્રીગોપીજન ભગવાનને પોતાના પિતા શ્રીનંદરાયજી વગેરે સહિત સદા નિમંત્રણ આપે છે; પરમાનંદમાં મગ્ન થયલા પ્રભુ દરેક ગોપીજનના ઘરમાં ભોજનને માટે પોતાના પિતા, માતા, બલદેવજી, રોહિણીજી વગેરે સહિત પધારે છે. (૨૩૪) બાલભાવના આગ્રહથી પોતાને અત્યંત પ્રિય શ્રીસ્વામિનીજી સહિત સદા પ્રફુલ્લિત મુખકમલવાળા પ્રભુ ગોપિકાઓના ગૃહમાં પધારે છે. (૨૩૫) સુંદર બિછાના ઉપર સિદ્ધ કરેલા ઉત્તમ આસન ઉપર સર્વે બિરાજે છે, પોતે પોતાની માતાના અતિપ્રિય ઉત્સંગમાં પ્રેમસહિત બિરાજે છે (૨૩૬)

रोहिण्युत्संगसंविष्टबलदेवसमन्वितः । उत्तमासनसंविष्टनिजतातांतरुद्गतः ॥२३७॥

सर्वोत्तमासनस्थानस्वामिनीपरमादरः । एवमंतर्गृहे स्वीयपरिग्रहयुतः स्थितः ॥२३८॥
धूपितोत्तमवस्त्राभूषणादिभिरलंकृतः । यथायोग्यालंकरणैः ससंघपरिपूजितः ॥२३९॥
कुंकुमागरुकस्तूरीघनसारादिभिः पुनः । अनेकपुष्परचितमालिकाभिरलंकृतः ॥२४०॥

શ્રીરોહિણીની ગોદમાં બેઠેલા બલદેવજી સંગમાં છે. ઉત્તમ આસન ઉપર બિરાજેલાં પોતાના પિતા શ્રીનંદરાયજીની ગોદમાં ભગવાન્ ભાવથી બિરાજે છે. (૨૩૭) સર્વથી ઉત્તમ આસન ઉપર બિરાજેલા શ્રીસ્વામિનીજી ઉપર પોતાનો પરમ આદર છે, એ પ્રમાણે અંતર્ગૃહમાં ભગવાન્ પોતાના પરિકર સહિત બિરાજે છે. (૨૩૮) શ્રીગોપીજન ઉત્તમ સુગંધીઓથી સુગંધયુક્ત કરેલાં વસ્ત્ર તથા આભૂષણથી સર્વને અલંકૃત કરે છે, પછી યથાયોગ્ય અલંકાર કર્યા પછી સર્વ સહિત ભગવાનનું પૂજન એટલે સત્કાર કરે છે. (૨૩૯) વળી કેસર, અગરુ, કસ્તુરી, ઘનસાર (બરાસ) વગેરે સુગધીથી અને અનેક પ્રકારના પુષ્પોની ગુંથેલી માલાઓથી અલંકૃત કરે છે. (૨૪૦)

तत्रागताखिलस्वीयस्वामिनीपरिवारितः । विविधानंतहृद्भावगोपीभावैकभावितः ॥२४१॥
सुगंधतासिद्धिकृतसर्वत्रगृहधूपकः । अनेकरत्नदीपादिप्रकाशपरिशोभितः ॥२४२॥
संपादितस्वीयगोपीसामग्रीदर्शनार्थकः । अनेकशाकपाकादिपक्वान्नादिनिरीक्षकः ॥२४३॥
अत्यन्तप्रियसद्योजनवनीताद्यवेक्षकः । पुनः परावृत्य हरिर्जनन्युत्संगमास्थितः ॥२४४॥

ત્યાં આવેલા પોતાના સર્વ સ્વામિનીઓથી પોતે વિંટલાયલા છે, અને ગોપીજન પોતાના હૃદયના વિવિધ અનંત ભાવોથી ભગવાનની ભાવના કરે છે. (૨૪૧) સુગંધ સર્વત્ર પ્રસરી રહે એવી રીતે સિદ્ધ કરેલો ધૂપ ગૃહમાં કરેલો છે, અનેક રત્ન અને દીપ વગેરેના પ્રકાશથી સર્વત્ર શોભા થઈ રહી છે. (૨૪૨) પોતાના ગોપીજને સિદ્ધ કરેલી સર્વ સામગ્રીના દર્શન કરવાના મનોરથ ભગવાનને છે, અનેક પ્રકારના પક્વાન્ન, શાક, પાક, વગેરેનું આપ નિરીક્ષણ કરે છે. (૨૪૩) પોતાને અત્યંત પ્રિય તાજું નવનીત વગેરે પોતે નિહાળે છે, ત્યાંથી પાછા ફરીને હરિ પોતાની માતાની ગોદમાં આવીને બિરાજે છે. (૨૪૪)

रणत्कंकणहस्ताब्जगोपिकापरिवेषितः । तन्मुखांभोजशुभ्रांशुनिरीक्षणचकोरकः ॥२४५॥
परिविष्टानंतरसव्याजलीलैकसूचकः । दत्तकर्णाकर्णितस्वस्वामिनीकंकणध्वनिः ॥२४६॥
तदुक्तिमात्रश्रवणविहिताखिलभोजनः । गृहीतहस्तसद्वस्तुजननीस्वादुपृच्छकः ॥२४७॥
कया संपादितमितिनामप्रश्नपरायणः । स्वतातपंक्तिसंविष्टजननीसहभोजनः ॥२४८॥

કંકણના રણત્કારવાળા હસ્તકમલથી ગોપીજન પિરસી રહ્યા છે, તેમનાં ચંદ્રસમાન મુખ-કમલના કીરણનુંનિરીક્ષણ કરવાને આપ ચકોરની માફક ઉત્સુક છે. (૨૪૫) અનંત રસવાલી પીરસેલી સામગ્રીના મિષથી આપ અનેક રસલીલાનું સૂચન કરે છે. પોતાના સ્વામિનીના કંકણનો ધ્વનિ કાન દઈસાંભળે છે. (૨૪૬) તેનું કહ્યું માનીને જ પોતે સકલ સામગ્રીનું ભોજન કરે છે, સુંદર વસ્તુઓ હસ્તમાં લઇને પોતાની માતાને "આનો સ્વાદ કેવો છે ?" એમ પુછે છે. (૨૪૭) "આ સામગ્રી કોણે સિદ્ધ કરી" તેનું નામ જાણવાને પ્રશ્ન કરવામાં તત્પર છે, પોતાના પિતાની સાથે બેઠેલા પોતાની માતા સાથે ભોજન કરે છે. (૨૪૮)

रोहिणीसंगसंस्थायिरामभोजनसादरः । कदाचिद् बालहठतः स्वामिनीसहभोजनः ॥२४९॥

एवंविधानंतभावप्राकट्यांगीकृताखिलः । यथायोग्यं हि सर्वत्र गोपिकाद्यैश्च वीजितः ॥
तदुक्तश्लिष्टविविधवार्ताश्रवणतत्परः । अनंतकोटिकंदर्पलावण्यनिजरूपधृक् ॥२५१॥
मुखसंलग्नकणिकानवनीतातिशोभनः । तदुत्तरमतिप्रेष्ठादत्ताचमनकारकः ॥२५२॥

રોહિણીજીની સાથે બેઠેલા બલદેવજીની સાથે આદર સહિત ભોજન કરે છે, અને કોઈકવાર બાલહઠથી શ્રીસ્વામિનીજીની સાથે ભોજન કરે છે. (૨૪૯) આ પ્રમાણે વ્રજમાં સર્વ ઠેકાણે જ્યાં જ્યાં આમંત્રણ મળે ત્યાં પધારે છે, ત્યાં અનંતભાવ પ્રકટ કરે છે, અને યથાયોગ્ય સર્વ સામગ્રી અંગીકાર કરે છે, અને સર્વત્ર ગોપિકાઓ વગેરે પંખા કરે છે. (૨૫૦) શ્રીગોપીજને કહેલી ગૂઢ સંકેતવાળી દ્વિઅર્થી વિવિધ વાર્તા શ્રવણ કરવામાં પોતે તત્પર છે, અનંત કોટિ કામદેવના સૌંદર્ય સમાન પોતે રૂપ ધારણ કરે છે. (૨૫૧) પોતાના શ્રીમુખને લાગેલી ભોજનની કણિકાઓ અને માખણથી પોતે અત્યંત શોભે છે, ભોજન કર્યા પછી અતિપ્રિય સખીએ આપેલા જલથી આચમન કરે છે.

यथायोग्यमतोन्यत्र गोपाद्यैश्च तथाविधः । स्वच्छपर्णातिसुरभितांबूलग्राहकः पुनः॥२५३॥
जननीप्रोंछितमुखो निरभ्रमुखचंद्रमाः। स्वामिनीकरनिष्पन्नवीटिकाग्रहणोत्सुकः ॥२५४॥
एवं सर्वत्र करणं स्वयमूह्यं विशेषतः । सर्वत्रैकांतभवनस्थितशय्याकृतासनः ॥२५५॥
श्रीनंदश्रीयशोदार्थत्रैकशय्यासहस्थितिः । रोहिणीसंगसुप्तस्वभ्रातृदर्शनसादरः ॥२५६॥

ત્યારપછી ગોપો વગેરેને અન્યત્ર તેજ પ્રમાણે યથાયોગ્ય આચમન કરાવ્યું, પછી સ્વચ્છ પાનનાં અતિસુગંધયુક્ત બીડાં સર્વેએ લીધાં. (૨૫૩) માતાએ શ્રીમુખ લુછી નાંખ્યું, ત્યારે વાદળા વિનાના આકાશમાં રહેલા ચંદ્રસમાન મુખની શોભા થઈ, પછી શ્રીસ્વામિનીનાં હસ્તથી કરેલી બીડી ગ્રહણ કરવાને પોતે ઉત્સુક થયા. (૨૫૪) આ પ્રમાણે સર્વના ગૃહમાં પોતે ભોજન કરે છે, એમ ભક્તોએ પોતે સમજી લેવું, પછી સર્વત્ર એકાંત સ્થાનમાં સિદ્ધ કરેલી શય્યા ઉપર પોતે બિરાજે છે. (૨૫૫) શ્રીનંદરાયજી તથા શ્રીયશોદાજીને માટે એક શય્યા બિછાવી છે ત્યાં ભગવાન તેમની સાથે જ બિરાજે છે, અને રોહિણીજીની સાથે સુતેલા પોતાના ભાઈ બલદેવજીનું આદરપૂર્વક દર્શન કરે છે. (૨૫૬)

रहःस्थस्वामिनीशय्यातिगुप्तशयनप्रियः । अनंतरसभावैकलीलारमणतत्परः ॥२५७॥
एवं श्रीस्वामिनीगेहे दिवा शयनकारकः । स्वकुटुम्बसहस्थायी गुप्तलीलाकृतिप्रियः ॥२५८॥
पाश्चात्ययामदिवसोत्थितिकालसमुत्थितः । अनेककंदमूलादिसिताद्राक्षादिभोजितः ॥२५९॥
आवर्तितपयोबद्धलड्डुकप्रियभोजनः । स्वकीयसर्वसहितो यथायोग्यरतिप्रदः ॥२६०॥

એકાંત સ્થાનમાં શ્રીસ્વામિનીજીની શય્યા છે, તેના ઉપર અતિ ગુપ્ત રીતે પોઢવાનું પોતાને બહુ પ્રિય લાગે છે, અનંતરસભાવવાળી લીલાસહિત રમણ કરવામાં પોતે તત્પર છે.(૨૫૭)આ પ્રમાણે શ્રીસ્વામિનીજીના ગૃહમાં દિવસે પોતે શયન કરે છે, પોતાના કુટુંબસહિત પોતે સ્થિતિ કરે છે, ગુપ્ત લીલા કરવી આપને બહુ પ્રિય છે. (૨૫૮) જ્યારે પાછલો પહોર દિવસનો થાય છે તે સમયે પોતે ઉઠે છે, અનેક કંદમૂલ વગેરે, મિશ્રી, દ્રાક્ષ, વગેરે આરોગે છે. (૨૫૯) ખુવાના લાડવા પોતાને બહુ ભાવે છે, અને પોતાના સર્વ સ્વકીય સહિત યથાયોગ્ય આનંદ આપે છે. (૨૬૦)

दत्ताचमनताम्बूलग्रहणोत्सुकमानसः । सायमोदनसंमिश्रपयःप्रकृतभोजनः ॥२६१॥

प्रातर्भोगोत्तराबद्धोष्णीपतातांकरोहणः । गुच्छद्वयातिसंशोभिकटिबंधशिरोदशिः ॥२६२॥
पंक्तिस्थितनिजांत्ताच्छितार्म्बूलकृतचर्वणः । गोपिकाकरसंशोभिनीराजनविराजितः ॥२६३॥
समस्तगोपगोपीभिः सकुटुम्बो नमस्कृतः । स्वीयताता दिसंयुक्तः पुनः स्वगृहमागतः॥२६४॥
वितीर्णपुष्पमालादिप्रसादः पुरुषोत्तमः । एवंसमस्तभवनकृतप्रत्यहसत्क्रियः ॥२६५॥

ભક્તે આપેલા આચમન, તાંબૂલ પોતે ઉત્સાહવાલા મનથી અંગીકાર કરે છે, અને સંધ્યાકાલે દૂધભાતનું ભોજન પોતે કરે છે. (૨૬૧) પ્રાતઃકાલના ભોજન પછી પોતે મસ્તક ઉપર પાઘ ધારણ કરે છે, અને પિતા શ્રીનંદરાયજીની ગોદમાં બિરાજે છે, અને કટિબંધ અને પાઘ એ બેના છેડાપર આવેલા ગુચ્છાઓ શોભાયમાન દેખાય છે. (૨૬૨) પંક્તિમાં બેસીને પોતાના ભક્તે આપેલું સ્વચ્છ તાંબૂલ આરોગે છે, તે સમયે જે ગોપીએ નિમંત્રણ કરીને પધરાવેલા છે તે સુંદર આરતી કરે છે, ત્યારે પોતે શોભી રહે છે. (૨૬૩) પછી સર્વ ગોપ ગોપીઓ ભગવાનના સર્વ કુટુંબને નમસ્કાર કરે છે, અને તે પછી પોતાના પરિકર અને પિતા નંદરાયજી વગેરે સહિત પોતાને ઘેર પધારે છે. (૨૬૪) શ્રીપુરુષોત્તમ પોતાની પુષ્પની માલા વગેરે પ્રસાદ વ્રજભક્તને આપે છે, અને એ પ્રમાણે સર્વ વ્રજભક્તના ઘરમાં પ્રતિદિન પ્રભુનો સત્કાર થાય છે. (૨૬૫)

પછી ત્રીજા પ્રકારનો રાજભોગ ચોરીથી વ્રજભક્તને ઘેર ગુપ્ત રીતે પધારીને આરોગે છે, અને સર્વ સુખ આપે છે, તે લીલાનું વર્ણન સાડીઓગણત્રીસ શ્લોકથી કરે છે.

एवमेकविधा प्रोक्ता भावना राजभोगके । व्रजराजाभिधो भोगः परोक्षेणैवमुच्यते ॥२६६॥
अथवा राजभोगीयभावना त्वन्यथोच्यते । गोपिकानां प्रतिगृहं गृहस्थ इव निर्भयः॥२६७॥
चौर्यव्याजेन संपूर्णं पूरयंस्तन्मनोरथं । तत्संपादितवस्तूनां सर्वेषां षड्रसात्मनां ॥२६८॥
विविधप्रार्थनातुष्टः कुरुते भोगभोजनं । उत्तमासनमास्तीर्य स्वोत्तरीयविनिर्मितं ॥२६९॥
सुगंधागरुसत्त्वादियुक्तवस्त्रादिभूषितं । अनेकभूषणाद्युक्तरुचिरांगविराजितं ॥२७०॥

આ પ્રમાણે એક પ્રકારની રાજભોગની ભાવના કહી. હવે પરોક્ષથી વ્રજરાજ ભોગ કરે છે તે નીચે પ્રમાણે કહું છું. (૨૬૬) અથવા રાજભોગની ભાવના બીજે પ્રકારે કહેવામાં આવે છે. ગોપીજનના દરેક ઘરમાં ઘરના માલિક હોય તેમ નિર્ભય થઇને પધારે છે. (૨૬૭) ચોરીના બહાનાથી ગોપીના સર્વ મનોરથ પૂર્ણ કરે છે, અને તેણે સંપાદન કરેલી સર્વે ષડ્રસાત્મક વસ્તુઓનો ભોગ અને ભોજન તેની વિવિધ પ્રકારની પ્રાર્થનાથી સંતુષ્ટ થઇને કરે છે. (૨૬૮½) એ ગોપીએ પોતાનુ ઉત્તરીય વસ્ત્ર બિછાવીને ઉત્તમ આસન નિર્માણ કર્યું છે, તેના ઉપર અગરુ, સત્ત્વ, વગેરે સુગંધીયુક્ત વસ્ત્ર વગેરેથી ભૂષિત અને અનેક આભૂષણોયુક્ત સુંદર અંગવાલા પ્રભુ તેના પર બિરાજે છે. (૨૭૦)

पुष्पमालाविशेषैस्तु विशेषेण विलासितं । स्वमुख्यस्वामिनीरत्नास्थितिवामांगसुंदरं ॥२७१॥
रक्षार्थस्थापितभ्रातृगोपबालगृहांगणं । तत्रोपवेश्य प्राणानां प्रियं गोकुलनायकं ॥२७२॥
पूर्वोक्तधर्मसहितं सुहितं व्रजजीवनं । स्वसंपादितवस्तूनां चक्रुस्ताः परिवेषणं ॥२७३॥

અત્યંત સુંદર પુષ્પમાલાઓથી આપ વિશેષ પ્રકારે શોભાયમાન છે આપના મુખ્ય સ્વામિનીરત્ન ડાબી બાજુ બિરાજે છે, તેથી પોતે સુંદર દેખાય છે. (૨૭૧) તે ગોપીના ઘરના આંગણામાં

રક્ષાને માટે બલદેવજી અને ગોપબાલકોને રાખ્યા છે. અને પોતાના પ્રાણપ્રિય શ્રીગોકુલનાયકને ભીતર પધરાવે છે. (૨૭૨) પહેલાં કહી ગયા તેવા ધર્મવાલા એટલે બાલ્યાવસ્થામાં કિશોર અવસ્થાની લીલા કરનાર અને કિશોર અવસ્થામાં બાલલીલા કરનાર વિરુદ્ધધર્માશ્રયી વ્રજના જીવન સુંદર હિતકર્તા પ્રભુને પોતાની સિદ્ધ કરેલી સામગ્રી તેઓ પિરસે છે. (૨૭૩)

विविधव्यंजनयुतपाकपक्वान्नसंयुतं । निरीक्षमाणं रमणं रतिचंचललोचनं ॥२७४॥
सर्वांगसुन्दरं गोपीभावभावनतत्परं । आयातवस्तुसादृश्यरतिलीलैकभावुकं ॥२७५॥
नेत्रांतप्रांतविलसत्कटाक्षपरिपूजितं । झणत्कंकणतद्बाहुमूललग्नसुलोचनं ॥२७६॥

વિવિધ પ્રકારના મસાલાવાળી પાક પકવાનવાળી સર્વ સામગ્રીનું નિરીક્ષણ રતિરમણથી ચંચલ નેત્રવાળા પ્રભુ કરે છે. (૨૭૪) સર્વાંગસુંદર પ્રભુ ગોપીના ભાવની ભાવના કરવા તત્પર છે, અને જે જે વસ્તુઓ પિરસી છે તેના સમાન રતિલીલાની ભાવના કરે છે. (૨૭૫) ગોપીજન પોતાના નેત્રમાં વિલાસતાં કટાક્ષથી ભગવાનની પૂજા કરે છે, તેનાં ઝણકાર કરતાં કંકણવાળા બાહુના મૂલમાં પ્રભુના સુંદર નયન લાગી રહ્યા છે. (૨૭૬)

बाललीलाकृतिव्याजसंगोपितनिजक्रियम् । तदाननामृतकरकरशीतलताश्रयं ॥२७७॥
अमंदहृदयोत्साहपरिहासरसार्णवम् । रसोक्तिवक्रतायुक्तिसंभाषणविचक्षणं ॥२७८॥
वदनांबुजसौंदर्यदृष्टिवृष्टिविलक्षणं । हृदयोद्भूततद्भावजातरोमांचविग्रहं ॥२७९॥

બાલલીલા કરવાના બહાનાથી પોતે કરેલી ક્રિયા ગુપ્ત રાખે છે, ગોપીજનના મુખચંદ્રના શીતલ કિરણનો આશ્રય પ્રભુ કરે છે. (૨૭૭) હૃદયના ઉત્કટ ઉત્સાહવાલા હાસ્યરસના સમુદ્રરૂપ પોતે છે, યુક્તિવાળા રસોક્તિથી ભરપૂર વક્રોક્તિ વચનોમાં પોતે બહુ ચતુર છે. (૨૭૮) શ્રીસ્વામિનીજીના મુખકમલના સૌંદર્ય ઉપર દૃષ્ટિની વૃષ્ટિ વિલક્ષણતાથી કરે છે, હૃદયમાં ઉત્પન્ન થતા વિવિધ ભાવથી આખા અંગમાં રોમાંચ થાય છે. (૨૭૯)

सितायुतस्वच्छसद्योनवनीतकरांबुजं । सदोदनलसत्पीतसूपसेवनतत्परं ॥२८०॥
हैयंगवीनसंमिश्रकवलग्रहणोत्सुकं । यथाप्रार्थिततद्वस्तुभोक्तारं रहसि स्थितं ॥२८१॥
मुक्तागुच्छे शोणशिक्ये स्थितं राजतपात्रके । नातिसूक्ष्मे स्वच्छसद्योनवनीतं जघास यः ॥२८२॥

મિશ્રીયુક્ત સ્વચ્છ તાજુ નવનીત શ્રીહસ્તકમલમાં ધર્યું છે. સુંદર ભાત, ચળકતી પીળી દાળ આરોગવામાં પોતે તત્પર છે. (૨૮૦) ગાયના માખણથી મિશ્રીત કોળિયો ગ્રહણ કરવાને પોતે ઉત્સુક છે, એકાંતમાં રહીને જેજે વસ્તુ આરોગવાની પ્રાર્થના ગોપીજન કરે છે તે તે વસ્તુનો ભોગ પોતે કરે છે. (૨૮૧) મોતીના ગુચ્છાવાળા લાલરંગના શિકામાં ચાંદીના મોટા પાત્રમાં રાખેલું તાજું નવનીત પોતે આરોગે છે. (૨૮૨)

तदंतिकस्थसौवर्णपात्रस्थां सुसितां च यः । सुस्मृतं शर्करैलादियुतं दुग्धं पपौ पुनः ॥२८३॥
दुग्धमध्यस्थहैमेन पात्रेणाथ ससीत्कृतिः । आवर्तितपयोवद्भमोदकानि विनोदवान् ॥२८४॥
उत्तोलयन्करस्पर्शैः कृपाराशिरभक्षयत् । पश्यन्मुखानि गोपीनां कृष्णश्चकितलोचनः॥२८५॥

તેની પાસે રાખેલાં સુવર્ણના પાત્રમાં સુંદર મિશ્રીનો સમૂહ છે, સુંદર ઓટેલું, સાકર, એલચી, વગેરેવાળુ દૂધ ફરીથી પોતે પીયે છે. (૨૮૩) દૂધનાં પાત્રમાં સોનાની કટોરી ધરી છે, તેનાથી

સીત્કાર સહિત દૂધ પીયે છે, ખુવાના લાડવા વિનોદથી હાથમાં ઉછાળતાં કૃપારાશિ ભગવાન્ આરોગે છે, અને શ્રીગોપીજનના મુખના દર્શન કરતાં પોતે કૃષ્ણ ચકિત લોચનવાળા થાય છે. (૨૮૪)

निकटमेचकशिक्यसमाहितं । रुचिरमृण्मयपात्रपिधानितम् ॥२८५॥
सुशृतमाहिषदुग्धशरं हरिर्निजमुखाम्बुजमध्यगमातनोत् ॥२८६॥
एकमेकं यथा माति तथा संपादितं शिचि। अग्रिमेऽङ्गीचकारेशः कर्कटीबीजमोदकम् ॥२८७॥

તેની પાસે શ્યામ રંગના શિંકાગાં સુંદર મૃત્તિકાના પાત્રમાં ઢાંકેલી. ભેંસની કઢેલા દૂધની મલાઈ હરિ પોતાના મુખકમલમાં મૂકે છે. (૨૮૫-૬) તેની આગળ શિંકામાં કાકડીના બીજના એક એક આખો મ્હોંમાં રહી શકે એવા લાડુ ધરેલા છે, તે પ્રભુ અંગીકાર કરે છે. (૨૮૭)

सितैलादेवकुसुमकर्पूरादिभिरादरात् । नवमृण्मयपात्रस्थं यो दधि न्यदधान्मुखे ॥२८८॥
अतिस्वादु घनीभूतं बद्धं कनकशिक्यगम् । केवलेनैव दध्नाथ नक्तं दध्यभक्षयत् ॥२८९॥
विचित्रशिक्यसंस्थानि पक्वान्नानि व्यलोकयत् । गोधूमचणकामिक्षानिर्मितानि विशेषतः ॥

નવા મૃત્તિકાના પાત્રમાં રાખેલું, મિશ્રી, એલચી, લવંગ, બરાસથી મિશ્રીત દહિં પોતે આદરથી મુખમાં ધરે છે. (૨૮૮) પછી સુવર્ણના શિંકામાં ધરેલું બહુ સ્વાદવાળું રાત્રિનું ઘનીભૂત બાંધેલું દહિં કેવલ દહિં સાથે પોતે આરોગે છે. (૨૮૯) ચિત્રવિચિત્ર શિંકામાં ધરેલા ઘઉંના (મોદક, મઠડી, વગેરે) અને ચણાના (બુંદી, મોહનથાળ વગેરે) અને ગીહડીના (મનોહર) વગેરે બનાવેલા પક્વાન્નો વિશેષતાથી જોઈને પોતે આરોગે છે. (૨૯૦)

उक्तशिक्यसमूहान्यशिक्ये मृण्मयपात्रयोः पद्मरागमये ये स्तः शिखरिण्यौ जघास यः॥२९१॥
निम्बूजंबीरचूतार्द्रकरीरादिविनिर्मितम् । तदग्रशिक्यनिहितं संधितं सुहितं व्यधात् ॥२९२॥
शिक्यस्थवस्तुग्रहणसाधनानि हितानि हि। पीठोलूखलभांडादीन्यन्वगृह्णात् फलात्मकः ॥
अन्यानोदनसूपांतान् पदार्थान् षड्रसात्मकान् । स्वीयैकभोग्यानभजद् भगवान् भावसुंदरः ॥
एवं प्रतिगृहं भोक्ता स्वामिनीनां विभाव्यताम् ॥२९४॥

ઉપર કહી ગયા તે શિંકાથી જુદા બીજા પદ્મરાગના શિંકામાં બે મૃત્તિકાના પાત્રમાં બે પ્રકારના શિખંડ ધરેલા છે તે પોતે ગ્રહણ કરે છે. (૨૯૧) તેની આગળ શિંકામાં રાખેલું, લિંબુ, બીજોરૂં, કેરી, આદુ, કેરાં વગેરેનું બનાવેલુ હિતકારક અથાણું (સિંધાણુ) આરોગ્યા. (૨૯૨) શિંકાપર ધરેલી વસ્તુઓ ગ્રહણ કરવાને માટે ઉપયોગી સાધનો બાજઠ, ઉલુખલ, પાત્રો વગેરે ધરેલાં હતાં, તેની મદદથી ફલાત્મક પ્રભુએ સર્વે વસ્તુ અંગીકાર કરી. ( ૨૯૩ ) વળી બીજા સખડીના છએ રસવાળા દાળભાત વગેરે પદાર્થો જે એક ભગવાનને જ આરોગવા લાયક હતા, તે સુંદર ભાવસહિત આરોગ્યા. આ પ્રમાણે પ્રત્યેક સ્વામિનીના ઘરમાં ભગવાન ભોગ કરે છે એવી ભાવના કરવી. (૨૯૪½)

ચોરીની રાજભોગની લીલા છુપાવવાનું ચરિત્ર અને વ્રજભક્તો આ લીલા છુપાવવાને ઠપકો દેવા આવે છે, તેનો પ્રકાર સાડાદશ શ્લોકથી કહે છે.

उक्तासत्स्वामिनीशिक्षाकृतवत्सविमोचनः ॥२९५॥

स्वीयलीलागोपनार्थं कृतबालकपीडनः । स्वायोग्यवस्त्वमत्त्यै दधिभांडविभेदनः ॥२९६॥
बालमौग्ध्यमिषैकांतगोपनाद्दतधावनः । वयस्यबलदेवादिसहितो नृत्यतत्परः ॥२९७॥

પછી પોતે કરેલી લીલા છુપાવવાને માટે આગળથી શ્રીસ્વામિનીજીએ શિખવી મૂક્યું હતું તે પ્રમાણે પોતે વાછરડાઓને છોડી મૂકે છે. પોતાની લીલા છુપાવવાને માટે સુતેલા બાલકોને ચિમટી દઈ રડાવે છે, અને જે વસ્તુ આપને યોગ્ય ન હોય એવા દહિં વગેરેના વાસણને ફોડી નાંખે છે. (૨૯૬) એકાંતની લીલા છુપાવવાને માટે બાલભાવનુ ભોળાપણું બતાવીને નાસી જાય છે. પોતાના સરખી વયના બાલકો અને બલદેવજીની સાથે નૃત્ય કરવામાં તત્પર થઈ જાય છે. (૨૯૭)

स्वामिनीदत्तताम्बूलस्त्रवद्रसनिजाधरः । बाललीलानुकरणकृतोत्फालो व्रजप्रियः ॥२९८॥
नवनीतलसद्वक्त्रासितचंद्रकलंकयुक् । नेयचौर्यस्मरणतः स्वमित्रकरतालदः ॥२९९॥
नवनीतप्रियो नित्यं नवनीतार्थतस्करः । रामगोपादितः स्वीयचौर्यसोत्साहमानसः ॥३००॥

શ્રીસ્વામિનીએ આપેલા તાંબૂલ આરોગતાં મુખમાંથી રસ ઝરે તે પોતાના અધર ઉપર આવે છે, બાલલીલા કરતા વ્રજના પ્રિય પ્રભુ કુદકા મારે છે. (૨૯૮) મુખ ઉપર નવનીત લાગ્યું છે, તેથી શ્વેત કલકયુક્ત શ્યામચદ્ર જેવા પોતે શોભે છે, પોતે કરેલી ચોરીઓનુ સ્મરણ કરતાં પોતાના મિત્રોને હાથમાં તાળી આપે છે (૨૯૯) આપને નિત્ય નવનીત પ્રિય છે. નવનીતને માટે ચોરી કરે છે. બલદેવજી અને પોતાના ગોપો વગેરે કરતાં પોતે ચોરી કરવામાં વધારે ઉત્સાહવાળા છે. (૩૦૦)

स्वीयचेतोहृतिकृते वेणुवादविचक्षणः । श्रीदामांसन्यस्तभुजो गुप्तकर्णैकमंत्रकृत् ॥३०१॥
विविधक्रीडनासक्तः शनैः स्वगृहमागतः । स्वलीलावेणुनादादिसमाकृष्टप्रियामनाः ॥३०२॥

પોતાના ભક્તના ચિત્ત હરણ કરવાને માટે વેણુનાદ કરવામાં ચતુર છે. શ્રીદામાના ખભા ઉપર શ્રીહસ્ત ધરીને તેના કાનમાં છુપી વાત કરે છે. (૩૦૧) વિવિધ પ્રકારની ક્રીડા કરવામાં આસક્તિવાળા છે, ધીમે ધીમે પોતાને ઘેર પધારે છે. પોતાની વેણુનાદ વગેરે લીલાથી પોતાની પ્રિયાના મનનુ આકર્ષણ કરે છે. (૩૦૨)

उपालम्भमिषायातगोपिकादर्शनोत्सुकः । रामादिगोपनार्थाय साधुताबोधनाय च ॥३०३॥
यशोदासाधुताबुद्ध्यै भयानुकरणादरः । नीचैर्वदनसंस्थानतिर्यग्दृष्टिविलोकनः ॥३०४॥
परस्परस्वचरितस्मृतिसोत्साहमानसः । पुनरागमनाभावभीतगोपीदृगुत्सवः ॥३०५॥

ઠપકો આપના બહાનાથી આવેલી ગોપિકાનુ દર્શન કરવાને બહુ ઉત્સુક છે. બલદેવજી વગેરેથી પોતાની લીલા છુપાવવાને અને તેમને અને યશોદામાતાને પોતાની સાધુતા જણાવવાને ભયનું અનુકરણ આદરથી કરે છે. મુખ નીચુ કરીને વાંકી દૃષ્ટિથી જુએ છે. (૩૦૩-૩૦૪) પ્રભુ અને ગોપી પરસ્પર પોતાના ચરિત્રનુ સ્મરણ કરીને ઉત્સાહમાં આવી જાય છે. હું ઠપકો દેવા આવી, તેથી હવે શ્રીઠાકોરજી મારે ઘેર ફરીથી પધારશે નહિ, એવી શકાથી બીધેલી ગોપીને "હું આવીશ, તું ડરીશ નહીં" એવી સૂચના દૃષ્ટિથી કરીને તેને આનંદ આપે છે. (૩૦૫)

ગોપીનો ઠપકો સાંભળીને યશોદામાતા પ્રભુને શિખામણ આપે છે તે હશ શ્લોકથી કહે છે.

स्वसुनुचरितं श्रुत्वा निजमातृपदाङ्कगः। गोपीगृहगतार्थकं उपवेश्य सुशिक्षितः ॥३०६॥
परगेहे न गन्तव्यं चौर्याय सुत सर्वथा। लोकापकीर्तिर्भवति मह्यं निंदन्ति वै जनाः॥
एतद्गृहे सुतो नैव लभते भक्ष्यमुत्तमम्। तव तातस्य भवने गावः संति परःशताः॥३०८॥
व्रजराजसुतस्यैवं घटते चरितं न हि। आकार्य बालकान् क्रीडाः कर्तव्या भवने निजे॥

ભગવાન્ પોતાના માતાની પાસે બેઠેલા છે. પોતાના પુત્રના ચરિત્ર સાંભળીને શ્રીયશોદાજી પ્રભુને પોતાની ગોદમાં બેસાડીને ગોપીને ઘેર જવાની બાબતમાં શિખામણ આપે છે. (૩૦૬) હે સુત, પારકે ઘેર ચોરી કરવા સર્વથા જવું નહિ. આથી લોકમાં અપકીર્તિ થાય છે, અને મનુષ્યો મારી નિંદા અવશ્ય કરે છે (૩૦૭) એ લોક એમ કહે છે કે "આને ઘેર છોકરાને સારૂં ખાવાનું મળતું નથી." તારા પિતાને ઘેર સેંકડો ગાયો છે. (૩૦૮) શ્રીનંદરાયજી વ્રજના રાજા છે, તેના પુત્રને આવું ચરિત્ર ઘટતું નથી બાલકોને આપણે ઘેર બોલાવીને આપણા ઘરમાં જ ખેલવું જોઈએ (૩૦૯)

यदपेक्ष्यममूल्यं वा मत्तस्तद्ग्राह्यमर्भक। एकांते भोजनं कार्यं दृष्टिरन्यत्र वै लगेत्॥३१०॥
नैतत्तवेदृशं रूपं बहिर्निष्कासनोचितं। दृष्ट्वा तदेकपरया क्रीडतोऽवेक्ष्यमालये॥३११॥
किं कर्तव्यं दुर्ललितो भवानेकसुतो मम। अतो निवार्यते चैवं क्रीडासक्तो गृहे गृहे॥

હે બાલ, તારે જે જે વસ્તુ જોઇએ તે ગમે તેટલી કિંમતી હોય તે મારી પાસેથી માગી લેવી. ભોજન એકાંતમાંજ કરવું, નહિ તો બીજી જગાએ કરવાથી નક્કી તને નજર લાગશે. (૩૧૦) તારૂં આવું સુંદર રૂપ બહાર કાઢવું યોગ્ય નથી. હું તને મારી દૃષ્ટિ આગળ આંગણાંમાં ખેલતો જોવા ઇચ્છું છું. (૩૧૧) શું કરૂં, તું મારો એકનો એક પુત્ર છે, બહુ લાડકવાયો છે, તેથી ઘેર ઘેર જઇને ખેલવામાં આસક્ત થયેલા તને આમ અટકાવવો પડે છે. (૩૧૨)

नारोहणीयं भित्त्यादौ नोत्प्लाव्यं कुत्रचित्तथा। न संगः कस्यचित्कार्यो न धार्यं धेनुशृङ्गकम्॥
उपालभन्ते सततं गृहमागत्य गोपिकाः। किं द्रव्यं दधिदुग्धादि तदर्थं विगतत्रपाः॥३१४॥
का चास्ति न्यूनता तात तव गेहे दयानिधे। ममोपरि दया कार्या गन्तव्यं नैव कुत्रचित्॥

ભીંત વગેરે ઉંચી જગ્યાપર ચઢવું નહિ, તેના પરથી કુદકા મારવા નહિ, અજાણ્યાની સાથે સંગ કરવો નહિ; ગાયના શિંગડાં પકડવા નહિ. (૩૧૩) દૂધ દહિં તે શી મોટી વસ્તુ છે, તેને લીધે રોજરોજ લાજ છોડીને ઘેર આવીને આ ગોપિકાઓ ઠપકો આપે છે. (૩૧૪) હે લાલા, તારે ઘેર શું ખોટ છે ? હે દયાનિધે, મારા ઉપર દયા કર. હવે કશે જતો નહિ. (૩૧૫)

विविधानंतशिक्षासमाकर्णनतत्परः। कृतनीचशिरा गोप्यः विकसन्मुखपंकजाः॥३१६॥
मया जननि कुत्रापि गम्यते नैव गोपिकाः। वृथा वदन्ति मन्तव्यं न भवत्या कदाचन॥
क्रीडंतं गोपबालैर्मां विहरंतं व्रजाङ्गणे। स्वयं गृहीत्वा गच्छन्ति वदन्त्येवं तवान्तिके॥
यथा तवाज्ञा कर्तव्यं तथा मातर्मया पुनः। क्रीडा तु बालकैः कार्या बहिरेव व्रजाङ्गणे॥

આ પ્રકારની માતાએ આપેલી ઘણી શિખામણ ધ્યાન દઇને સાંભળે છે. માથું નીચું ધરી રાખ્યું છે. તે જોઇને ગોપિકાઓના મુખકમલ પ્રફુલ્લિત થાય છે. (૩૧૬) હે મા, હું કશે જતો

નથી આ ગોપિકાઓ જૂઠુ બોલે છે તારે એમનુ કહેલુ કોઈ દિવસ સાચુ માનવુ નહિ (૩૧૭) વ્રજના આગણામા હુ ગોપબાલકોની સાથે ખેલુ છુ ત્યારે ગોપિકાઓ પોતે મને પકડીને લઈ જાય છે, અને તારી આગળ આવીને આમ જૂઠુ બોલીને ઠપકો આપે છે (૩૧૮) હે મા, જેવી તારી આજ્ઞા છે તેમજ હુ કરૂ છુ વ્રજના આગણાની બહારજ બાલકોની સાથે ખેલુ છુ (૩૧૯)

**पृच्छ राम मया चौर्यं क्रियते यत्र कुत्रचित् । साक्षिणो बालका ह्येते तानथाकार्य भाषय ॥ वयं क्रीडापरा एव मृषाभाषास्तु गोपिकाः । मातः क्षुधा वा कुत्रास्ति कृतोपर्भोजनैः परं ॥ तृप्तानामन्यथामायावादमेवाश्रिता इमाः । एवं विविधवाचोभिश्चाटुभिश्च कृतोत्तरः ॥३२२॥ अनंतलीलाकरणसंगोपनविचक्षणः । निजमौग्ध्यवचोवृंदविसारितमहोद्यमः ॥३२३॥**

બલદેવજીને પૂછી જો મે કોઈ દિવસ કોઈપણ જગ્યાએ ચોરી કરી છે ? આ બાલકો પણ મારા સાક્ષી છે, તેમને બોલાવીને પૂછ (૩૨૦) અમે તો ખેલ્યા જ કરીએ છીએ, આ ગોપિકાઓ તો જૂઠુ બોલે છે હે માતા, પ્રાત કાલે તો હમે ભોજન કરેલુ હોય છે, પછી ભૂખ ક્યાથી લાગે કે ચોરી કરવા જઈએ ? (૩૨૧) અમે તો સદાએ તૃપ્તજ–આપ્તકામજ–છીએ મને ભુખ્યો કહેનાર આ ગોપિઓ કપટી–માયાવાદી–છે આ પ્રમાણે વિવિધ પ્રકારના ચતુરાઈના વાક્યોથી માતાને ઉત્તર આપે છે (૩૨૨) અનત પ્રકારની લીલા કરે છે તો પણ ચતુરાઇથી તેને છુપાવે છે ભોળાં ભોળા વચનોથી પોતે કરેલા મોટા મોટા કાર્યોનુ વિસ્મરણ કરાવી દે છે (૩૨૩)

**सदा यथापूर्वकर्ता भर्ता गोकुलयोषिताम् । हर्ता दुःखाम्बुधेः स्मर्ता स्वधर्माणां बलस्य च ॥ निःसाधनसमुद्धर्ता गिरिगर्ताश्रिताश्रितः । केवलानुग्रहफलमविलंबफलप्रदः ॥३२५॥**

ઉપર કહી તેવી લીલા હમેશા કર્યા કરે છે ગોકુલની યુવતિઓનાં પોતે સ્વામી છે દુ ખના સમુદ્રનુ હરણ કરનાર છે પોતાના ધર્મ અને પોતાના બલનુ સ્મરણ કરવાવાલા છે (૩૨૪) નિ સાધન વ્રજભક્તના સારી રીતે ઉદ્ધાર કરનાર છે ગિરિરાજની ઉપર તથા કદરામા રહેનારના આશ્રયરૂપ પોતે છે કેવલ અનુગ્રહ પર આધાર રાખનારના પોતે ફલરૂપ છે અને વિલબ કર્યા વિના ફલને આપવાવાલા છે (૩૨૫)

**भावात्मगोपिकाभाव एवंरूपो विभाव्यताम् ।**

આ પ્રકારે ભાવાત્મક ગોપિકાના ભાવરૂપ અથવા ગોપિકાના ભાવથી ભાવાત્મક પ્રભુના રૂપની સદા ભાવના કરવી (૩૨૫½)

ચોથા પ્રકારના રાજભોગની વનની લીલા, તેમાં પ્રથમ પ્રભુ વનમાં ભૂખ્યા થઇ ગયા હશે એવી ભાવનાથી શ્રીયશોદાજી વિરહથી વિકલ થઈને ભોજનની સામગ્રી સિદ્ધ કરીને અંતરગ ગોપીને શિખામણ દઇ સામગ્રી આપી વનમાં મોકલે છે, તે લીલાનો પ્રકાર સોળ શ્લોકથી કહે છે.

**यद्वा श्रीराजभोगस्य प्रकारान्तरभावना ॥३२६॥**

**वन गते प्रेष्ठसूनौ प्रातर्गोचारणाय च । अत्याकुलमनाः पुत्रक्षुधास्मरणविह्वला ॥३२७॥ मातर्गतस्य मध्याह्नदिनमारोहणोत्सुका । पुत्रातिप्रीतिनद्धस्तमम्यकसंपादनादरा ॥३२८॥**

અથવા બીજા પ્રકારથી રાજભોગની ભાવના કેમ કરવી તે હવે કહે છે. (૩૨૬) પોતાના પ્રિય પુત્ર પ્રાતઃકાલમાં ગાય ચરાવવાને વનમાં પધાર્યા છે, તેથી એને ભૂખ લાગી હશે એમ સ્મરણ થવાથી યશોદાજી બહુ વ્યાકુલ ચિતવાળા થઈ ગયા છે (૩૨૭) પ્રભુ પ્રાતઃકાલથી પધાર્યા છે, હવે તો મધ્યાહ્ન થયો છે, તેથી ઉત્સુક થયલી માતા પુત્રને અતિ પ્રિય આરોગવાની વસ્તુઓ સારીરીતે તૈયાર કરવામાં તત્પર થયા છે. (૩૨૮)

समाहूतनिजात्यंतस्निग्धगोपीजनावृता । संपाद्योदनसूपान्तपक्वान्नव्यंजनादिकम् ॥३२९॥
विविधस्वादरुचिररसगोरसविक्रियाः । द्राक्षासितानालिकेरमिष्टवस्तुविशेषतः ॥३३०॥
करीराम्रार्द्रकस्वादुनिम्बुजंबीरसंधितम् । यशोदाहूयांतरंगगोपीं तत्र महानसे ॥३३१॥
गत्वा प्रदर्श्य निखिलं वस्तु पुत्रप्रियं पुनः । उक्त्वा विशेषतः सर्वमाच्छाद्य स्थापितं पुरा ॥
अन्नव्यञ्जनपक्वान्नगोरसादिकमुत्तमं । यावन्मनोरथशतैः शक्यते कर्तुमादरात् ॥३३३॥

પોતાની અતિસ્નેહવાળી ગોપીઓને બોલાવી તેમનાથી વિંટલાયલી માતા ભાત, દાળ, અને નાના પ્રકારના પકવાન્ન, વ્યંજન (મસાલા) વગેરે તૈયાર કરે છે. (૩૨૯) વિવિધ સ્વાદવાળા રુચિકર રસ તથા દૂધની બનેલી વસ્તુઓ તથા દ્રાક્ષ, મિશ્રી, કોપરૂ, નાંખેલી મીઠી વસ્તુઓ વિશેષતાથી સજ્જ કરી. (૩૩૦) કેંટી, કેરી, આદુ, મીઠા લીંબુ, મોસંબી, વગેરેના સ્વાદવાળાં અથાણાં એ સર્વે યશોદાજીએ પોતાની અંતરંગ ગોપીને બોલાવીને તેને પોતાની સાથે રસોઇઘરમાં લઈ જઇને પોતાના પુત્રને જે જે વસ્તુ પ્રિય હતી તે બધી વસ્તુ પોતે સિદ્ધ કરીને ઢાંકી રાખેલી હતી તે વસ્તુ તે ગોપીને ફરીથી તેનાં નામ લઇ લઇને બતાવીને પાછી પહેલાંની માફક ઢાંકીને સજ્જ કરી રાખી. અન્નની વ્યંજનાદિક પકવાન્ન, ગોરસ, વગેરે જેટલી સર્વ ઉત્તમ સામગ્રી સેંકડો મનોરથો કરી આદરથી સિદ્ધ કરી શકાય તે સર્વે પોતે કરી રાખી હતી. (૩૩૧–૩૩)

तावत्सकलसद्वस्तुसुवर्णरजतादिजे । पात्रे प्रत्येकमथवा निधाय न मिलेद्यथा ॥३३४॥

તેટલી સર્વે ઉત્તમ વસ્તુ સોનાનાં તથા રૂપાનાં પાત્રમાં એકેકની સાથે ભેળવાઈ ન જાય તે પ્રમાણે ગોઠવી. (૩૩૪)

वदत्येवं पुत्रभावोद्गमस्तुतपयोधरा । सगद्गदस्वरा साश्रुमीलल्लोचननीरजा ॥३३५॥
संजातपुलकोद्भिन्नसर्वांगशिथिलक्रिया । विभावयंती स्वसुतसंध्याव्रजसमागतिम् ॥३३६॥

પુત્રના ઉપર ઉમળકો આવવાથી સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું. સ્વર ગદ્ગદ થઇ ગયો; નેત્રમાં આંસુ ભરાયાં, અને નેત્રકમલ મીંચી દીધા, શરીરમાં રોમાંચ થયા; સર્વે અવયવ શિથિલ-ક્રિયાવાળા થઈ ગયા. પોતાનો પુત્ર સંધ્યા સમયે વ્રજમાં પાછો આવશે, તેની ભાવના કરતી આ પ્રમાણે કહેવા લાગી. (૩૩૫–૩૬)

कदा सुतः स्ववदनं गोरजोव्याप्तकुन्तलम् । लसत्किरीटमलसनयनं धातुचित्रितम् ॥
प्रस्वेदकणिकाव्याजमुक्तागणविराजितं । अधरस्त्रवदत्यन्तसुधापूरितवेणुकम् ॥३३८॥
नृत्यलोललसद्युग्मकुंडलं दर्शयिष्यति । त्वयावधानतो गोपि गोप्यमन्यावलोकनात् ॥३३९॥

મારો પુત્ર પોતાનું ગાયની રજથી વ્યાપ્ત થયલાં કેશવાળું, પ્રકાશતા મુકુટવાળું, નિર્મલ નયનવાળું, ગેરુ વગેરે ધાતુથી ચિતરેલું, પરસેવાના બિંદુરૂપી મોતીના સમૂહથી શોભતું, અધરમાંથી

ઝરતા અત્યંત સુધાથી વેણુને ભરપૂર કરતું, નૃત્યથી હાલતાં ચકચકિત બે કુંડલવાળું મુખ મને ક્યારે દેખાડશે? (૩૩૭-૩૩૮) હે ગોપી, આ સર્વ પદાર્થ બીજાની દૃષ્ટિ ન પડે એવી રીતે સંભાળપૂર્વક ઢાંકી રાખવા. (૩૩૯)

श्रीदामानं समाहूय श्रीकृष्णं नीरजेक्षणम् । यथानामग्रहं सर्वमुक्त्वा तस्मै प्रदर्श्य च ॥३४०॥
क्रीडावेषं परित्याज्यं घर्मे न स्थेयमित्यपि । उक्त्वा निजाग्रहाद्वापि भोजनीयः स्वसन्निधौ ॥

શ્રીદામાને અથવા કમલનયન શ્રીકૃષ્ણને બોલાવીને સર્વે વસ્તુનાં નામ લઈને તેને બતાવજે, અને કહેજે કે આ રમવાનાં કપડાં હવે કાઢી નાંખો, તાપમાં બેસો નહિં, એમ કહીને આગ્રહથી તારી પાસે બેસાડીને એને ભોજન કરાવજે. (૩૪૦-૪૧)

એ ગોપી સામગ્રી લઈને વનમાં જાય છે, તે સમયના એના મનોરથ અને પ્રભુના દર્શન કરીને તેની જે અવસ્થા થઈ તે, તથા તેનો પ્રભુની સાથે સંવાદ થયો, અને પછી રમણ જે લીલાના પ્રકારથી થયું તે ત્રેવિશ શ્લોકથી કહે છે.

एवमुक्ता व्रजवधूश्चलिता हृष्टमानसा । सहासवदना वस्तुग्रहणोद्योगतत्परा ॥३४२॥
विभावयंती मनसि निजनाथाङ्गसंगमम् । एवमेवं करिष्यामीत्येवं कृतविचारणा ॥३४३॥
हृदि प्रविलसद्भावविवशा विगतत्रपा । अंसे निधाय तद्वस्तुपात्रमेककरेण च ॥३४४॥
गृहीत्वा खलु गायंती गोकुलेशगुणान्मुदा । सर्वतः पुष्पितवनमवलोक्य स्मरार्दिता ॥३४५॥

જે વ્રજવધૂને આ પ્રમાણે યશોદા માતાએ કહ્યું હતું તે મનમાં હરખાતી, હસતા મુખથી ચાલી, પ્રભુના ભોજનની વસ્તુઓને ગ્રહણ કરવામાં તત્પર થઈ. (૩૪૨) મનમાં પોતાના સ્વામીના અંગના સંગમની ભાવના કરવા લાગી, ત્યાં જઈને હું આમ કરીશ, આમ કરીશ, એવા એવા વિચાર કરવા લાગી. (૩૪૩) હૃદયમાં ઉત્પન્ન થતા વિલાસના ભાવથી પરવશ થઈને લજ્જાનો ત્યાગ કરીને ખાંધ ઉપર સામગ્રીથી ભરેલી કાવડ ધરીને એક હાથમાં સામગ્રીનું પાત્ર લઈને હર્ષથી શ્રીગોકુલેશના ગુણગાન કરતી ચાલી. સર્વ સ્થલે વનને પુષ્પોથી ખીલેલુ જોઈને કામથી પીડિત થઈ (૩૪૪-૪૫)

लीलाभिरान्तरं नित्यं कुर्वाणा रमणं प्रिया । वेणुनादश्रुतिप्राप्तशैथिल्यगतिभंगुरा ॥३४६॥
यथाकथंचित्संप्राप्ता ह्युपगोकुलनायकम् । अत्युद्गतस्वरोद्गीतसमाहूतनिजप्रिया ॥३४७॥
तन्नामग्रहणानंदवशीकृतपतिप्रिया । सर्वांगसुन्दरप्रेष्ठवदनाम्भोजदर्शनात् ॥३४८॥
समुद्गतस्तंभभावा चित्रप्रायतया स्थिता । पश्यंती प्रेष्ठवदनं वभाषे नैव किंचन ॥३४९॥

લીલાથી નિત્ય પ્રભુની સાથે આંતર રમણ કરનારી પ્રિયા પ્રભુનો વેણુનાદ સાંભળીને શિથિલ તથા ગતિભંગ થઈ ગઈ. (૩૪૬) જેમ તેમ કરીને ચાલી, તે ગોકુલનાયક પોતાના સ્વામીનું અતિ ઉંચા સ્વરથી ગાન કરતી પ્રભુ હતા ત્યાં આવી અને તેણે પોતાના પ્રિયને બોલાવ્યા. પ્રભુનું નામ ગ્રહણ કરવાથી અતિ આનંદથી આ પ્રિયાએ પતિને વશ કર્યા. સર્વાંગસુંદર પ્રિયતમના મુખકમલના દર્શનથી તે પ્રિયાને સ્તંભભાવ ઉત્પન્ન થયો. અને જાણે ચિત્રમાં ચિતરી હોય એવી સ્થિર થઈ ગઈ. પ્રિયતમના મુખનું દર્શન કરતી કાંઈપણ બોલી શકી નહિ. (૩૪૭-૪૯)

किमस्माकमिहानीतमिति प्रोक्ता कृपात्मना । प्रियसंभाषणायातसंभाषणबला पुनः ॥३५०॥
किंचिदूचे हरे ग्राह्यं जननीप्रेषितं त्वया। किंकिमेवं वदन्कृष्णस्तदन्तिकमुपागतः ॥३५१॥
त्वया किं वा समानीतं मदर्थे वद भावया। एतत्तु जननीदत्तं त्वदीयं किं वद प्रिये ॥३५२॥

કૃપાત્મા પ્રભુએ કહ્યુ "અમારે માટે અહિં શુ લાવી છે?" પ્રિયના સભાષણથી તે અબલાને ફરીથી બોલવાનુ બલ પ્રાપ્ત થયુ (૩૫૦) ગોપી કાઇક બોલી, "હે હરિ, તમારી માતાએ તમારે માટે જે સામગ્રી મોકલી છે તે લો" "શુ મોકલ્યુ છે?" એમ બોલતા કૃષ્ણ તેની નજીક આવ્યા (૩૫૧) "તુ મારે માટે શુ લાવી છે, તે સ્પષ્ટ બોલ આ તો માતાએ મોકલ્યુ છે પણ તુ તારૂં શુ લાવી છે, તે હે પ્રિયે કહે" (૩૫૨)

सर्वस्वमेव मन्नाथेत्यवदत्स्मितशोभना । त्वत्तः किमस्ति संगोप्यं गोकुलेश कृपानिधे ॥३५३॥
सर्वं समर्पितं तुभ्यमैहिकं पारलौकिकम् । इदं गृहाण तद्देहीत्यवदत्सहसेक्षणः ॥३५४॥
बाल किं क्रियते हास्यं सत्यमेव कुरुष्व भो । कुत्र तिष्ठति वै सत्यं त्वदेकशरणागतौ ॥३५५॥
मय्येवेत्यवदत्प्रेष्ठः कुरु संबंधमेव मे । भवता सह संबंधो दुर्लभो हि कुलस्त्रियः ॥३५६॥

"હે નાથ, મારૂ સર્વસ્વ હુ લાવી છુ" એમ મદ હાસ્યથી શોભતી ગોપી બોલી 'હે ગોકુલેશ, હે કૃપાનિધે, તમારાથી શુ છુપાવવાનુ છે? આ લોક, પરલોક સર્વ તમને અર્પણ કર્યું છે તે ગ્રહણ કરો' ત્યારે પ્રભુ હાસ્યસહિતદૃષ્ટિથી બોલ્યા 'હનને એ આપ" (૩૫૩-૫૪) ગોપી બોલી "હે બાલ, હાંસી કેમ કરો છો? તમારૂ વચન સત્ય કરો ' પ્રભુ બોલ્યા "સત્ય ક્યાં છે?" ગોપી બોલી "તમારી શરણાગતિમાં સત્ય છે' ત્યારે પ્રભુ બોલ્યા 'મારા શરણમાં સત્ય છે તો તુ મારી સાથે સબધ કર" ત્યારે ગોપી બોલી "કુલાગનાને તમારી સાથે સબધ થવો કઠિન જ છે

सत्यमुक्तं मयैवालीत्येवमेवोचितं तव । बालाः पश्यन्ति किं ब्रूषे कुलस्त्रीष्वीदृशं वचः ॥
बाला इति न वै दोषो निःसार्या वा तवाज्ञया। एते मदीयमखिलं जानन्ति शृणु सुंदरि ॥
क्रीडासक्ता न पश्यन्ति कापि चिन्तात्र नास्ति हि। त्वया मदर्थमेवात्र विपिने समुपागतम् ॥
मदीयं सकलं मह्यं देहि दैन्यं निवारय । एवंविधवचोवृंदवशीविहितमानसा ॥३६०॥

ત્યારે પ્રભુ બોલ્યા 'હે પ્રિયે હુ સત્યજ કહું છુ તારે એમજ કરવુ ઉચિત છે" ત્યારે ગોપી બોલી "બાલકો જુએ છે, તેમની આગળ કુલસ્ત્રિયોને આવા વચન કેમ કહો છો?" (૩૫૭) ત્યારે પ્રભુ બોલ્યા "એ બાલકો છે એટલે તે જોય એમા કઇ દોષ નથી અથવા તુ કહે તો હુ એમને અહિંથી દૂર કરૂ પરતુ હે સુદરિ, સાભળ, આ બાલકો મારી સર્વ લીલા જાણે છે એ સર્વે પોતાની ક્રીડામાં આસક્ત છે તેથી કાઇ જોતા નથી માટે અહિં કઈ વાતની ચિંતા નથી. વળી તુ મારે માટેજ અહિં વનમાં આવી છે, અને કહે છે કે આ સર્વ તમારૂ છે, તો મારૂ જે છે તે સર્વ મને આપ દીનતા કાઢી નાખ ' આ પ્રકારના વચનો બોલીને વ્રજભક્તના મનને વશ કરી લીધુ (૩૫૮-૬૦)

न सापि स्थातुमुत्कंठाकुला शक्ता तदाऽभूत् । तयोस्तदानीमभवन्मनोरथशतात्मनोः॥३६१॥
रतिरत्यवमुद्रिक्ता क्रमापेतरसात्मिका । मिथोनलोकन पूर्वं कटाक्षैर्वदनाब्जयोः ॥३६२॥

हासः सर्वरसोद्बोधकारणं स्पर्शनं तथा निकुंजेऽवस्थितिः पश्चात् स्वसखीवृंदसंकुले ॥३६३॥
आस्तीर्णपुष्पशय्यादावुपवेशनमेतयोः । परमोदारचरितो विजने शुशुभे हरिः ॥३६४॥

ત્યારે ઉત્કંઠાથી આકુલવ્યાકુલ થયલી ગોપી વધારે વાર રહી શકી નહિ. તે બેનાં સેંકડો મનોરથ એ સમયે જે મનમાં હતાં એવા પ્રિયા અને પ્રીતમની રતિ અતિ ઉદ્રિક્ત થઈ અને કોઈ પણ ક્રમ રહ્યો નહિં, એવું રસાત્મક રમણ થયું. પ્રથમ કટાક્ષથી પરસ્પર મુખારવિંદનું અવ-લોકન થયું, પછી સર્વ રસનો ઉદ્બોધ કરનાર હાસ્ય થયું. પછી અંગસ્પર્શ થયો. પછી સખિયોના યૂથથી ભરેલાં નિકુંજમાં બંને પધાર્યા. પછી બિછાવેલી પુષ્પની શય્યા ઉપર બંને બિરાજ્યા. પછી પરમ ઉદાર ચરિત્રવાલા પ્રભુ એકાંતમાં શોભવા લાગ્યા. (૩૬૧–૬૪)

यथास्थानं समागत्य श्रीदामादीन् गिराह्वयत् । आगच्छत द्रुतं गोपबालाः पश्यत सादरं ॥
जनन्या प्रेषितं वस्तु भोजनाय गृहागतम् । पक्वान्नव्यंजनान्नादिसंधितादिकसंयुतम् ॥
दधि दुग्धं शिखरिणीनवनीतादिकं तथा । मम गोप्या समानीतं गृह्यतां गृह्यतामिति ॥
घर्मः समभवद्भूयान् वृक्षच्छाये शिलोपरि । उपवेष्टव्यमधुना जलाशयसमंतिके ॥३६८॥

પછી નિત્ય બેસવાના સ્થાનમાં આવીને શ્રીદામા વગેરે ગોપબાલકને મોટેથી બૂમ પાડી બોલાવ્યા. "હે ગોપ બાલકો, જલ્દી આવો, જુઓ, જુઓ, માતાએ જમવાને માટે ઘેરથી વસ્તુઓ મોકલી તે આવી છે. પકવાન્ન, મસાલા, ખટ્રસવાળું અન્ન, અથાણાં, વગેરેની સાથે દૂધ, દહિં, શિખંડ, માખણ વગેરે મારી ગોપી લાવી છે તે લો, લો, ખાવ." (૩૬૫–૬૭) હવે બહુ તાપ થયો છે, માટે જલાશયની પાસે વૃક્ષની છાયા નીચે શિલા ઉપર બેસો. (૩૬૮)

एवमुक्त्वा हरिः स्वीयसहितोऽनृत्यदद्भुतं । धृत्वा श्रीदामशिरसि पात्रं पश्चाद्गमिक्रियाः ॥
धावमाना नदंतश्च तदा शुशुभिरेऽर्भकाः । पथि वेणून्वादयंतो भोजनेच्छासमुत्सुकाः ॥
परस्परं दत्ततालाः सहासवदनांबुजाः । मुहुर्मुहुः कृतोत्फालाः गोपालाः कृतकौतुकाः ॥
आवृण्वन्तः कृष्णचन्द्रं तारा इव गतिप्रियाः । ते गताः स्वमनोमोदविनोदकृतिकारणे ॥
पूर्वनिर्धारिते देशे सजले छायया युते । तत्र गत्वोपविष्टास्ते कृष्णेन फलरूपिणा ॥३७३॥

એમ કહીને પ્રભુ પોતાના મિત્રોની સાથે અદ્ભુત રીતે નૃત્ય કરવા લાગ્યા.

શ્રીદામાના માથા ઉપર સામગ્રીનું પાત્ર ધરીને તેને આગળ કરીને સર્વે તેની પાછળ જવા લાગ્યા. તે સમયે ભોજનની ઇચ્છાથી ઉત્સુક થયલા તે બાલકો રસ્તામાં વેણુ વગાડતા વગાડતા દોડવા લાગ્યા, શોરબકોર કરવા લાગ્યા, અને એ રીતે શોભવા લાગ્યા. પરસ્પર તાલીઓ દેવા લાગ્યા તેમના મુખકમલ હાસ્ય કરવા લાગ્યા વારંવાર કુદકા મારવા લાગ્યા એમ સર્વે ગોપબાલકો કૌતુક કરવા લાગ્યા. (૩૬૯–૩૭૧) તારાઓ ચંદ્રની આસપાસ ફરે તેમ ગોપોએ કૃષ્ણચંદ્રને ઘેરી લીધા. ચાલવું જેને પ્રિય છે એવા એ બાલકો પોતાના મનના આનંદથી વિનોદ કરવાને ચાલ્યા. (૩૭૨) જલવાળા અને છાયાવાળા પહેલાં નક્કી કરેલા સ્થાનમાં જઈને ફલરૂપ કૃષ્ણની સાથે તેઓ બેઠા. (૩૭૩)

मण्डलीभूय मध्यस्थं कृष्णं कृत्वा स्वनायकं । अवचीय च पत्राणि पलाशानि नवानि हि ॥

कृत्वा पत्रावलिं तूर्णं महतीमतिसुन्दराम् । संस्थाप्य परितः तस्या व्यंजनानि तदंतरे ॥
ओदनं च तथा मुद्गानंतिके घृतभाजनम् । महाद्रोणेषु पक्वान्नमनंतरचनान्वितम् ॥३७६॥
मृत्पात्रेषु तथा दुग्धं नवनीतं घनं दधि । वन्यान्यपि फलानीह समानीय समन्ततः ॥
आम्रद्राक्षाबदरिकाजंबुजंबीरनिम्बवः । बीजपूरकरीरादि सर्वर्तुप्रभवान्यपि ॥३७८॥

કુંડાળું વળીને વચમાં કૃષ્ણને પોતાના નાયક કરીને બેઠા. પલાશના નવા પાંદડાં એકઠા કરીને લાવ્યા. જલદીથી તેની એક સુંદર મોટી પાતળ બનાવી. તેના ઉપર ચારે તરફ સર્વ મસાલા વગેરે મૂકયાં. તેની અંદર સખડી મૂકી. તેની પાસે મગ ધર્યા. તેની પાસે ઘીનું પાત્ર મૂક્યું. જુદી જુદી જાતના પકવાન્નો મોટા મોટા દડિયાઓમાં ધર્યા. માટીના પાત્રમાં દૂધ, નવનીત, બાંધેલું દહિં ધર્યાં. વનમાંથી લાવેલાં ફલ પણ ચોતરફ પાસે ધર્યાં. કેરી, દ્રાક્ષ, બોર, જાંબુ, મોસંબી, લિંબુ, બીજોરાં, ટેટી, વગેરે સર્વ ઋતુમાં પ્રાપ્ત થતાં સર્વે ધર્યાં. (૩૭૪–૩૭૮)

फलरूपैकसंबंधफलताभांजि सर्वतः । उपविश्य स्वयं मध्ये गोपवेशकृतोत्सवः ॥३७९॥
हस्तेन मुद्रिकारत्नकंकणाद्यंकितेन हि । बुभुजे वर्णयन् स्वादु दर्शयन् गोपबालकान् ॥
प्रयच्छन् निजपीयूषाधिकाधररसान्वितान् । परिहासकरैर्वाक्यैर्हसन्नन्यांश्च हासयन् ॥३८१॥

પ્રભુ પોતે ફલરૂપ છે તેથી પોતાના સબંધથી સર્વને સર્વ પ્રકારે ફલ સંબધી કર્યા. ગોપવેષથી પોતે સર્વની મધ્યમાં બિરાજીને સર્વને આનંદ આપ્યો. (૩૭૯) હસ્તમાં મુદ્રિકા ધરી છે. રત્નજડિત કંકણ વગેરેથી શોભિત હસ્તથી પોતે આરોગવા લાગ્યા. ગોપ બાલકોને સામગ્રી બતાવીને સ્વાદનું વર્ણન કરવા લાગ્યા. (૩૮૦) અમૃતથી અધિક પોતાના અધર સુધાના રસવાલા પદાર્થોને સર્વને આપવા લાગ્યા. હાંસીનાં વાકયો બોલી પોતે હસવા લાગ્યા, અને બીજાઓને હસાવવા લાગ્યા. (૩૮૧)

गोपीकरांम्बुजस्पर्शस्मरणोत्साहभोगकृत् । स्वभ्रातृगोपबालादियुतो लीलाविलासकृत् ॥
कदाचित्तु शिलापृष्ठे दध्यन्नकृतभोजनः । जलं पिबन्नतिस्वादु शीतं मध्ये तु यामुनम् ॥
समागतस्वभवनतांबूलकृतचर्वणः । प्रयच्छन्निजमित्रेभ्यस्तांबूलानि यथारुचि ॥३८४॥
पुनर्यथाक्रमं पूर्वं क्रीडया सहितोऽभवत् । निकुंजपल्वलाधंते रहःक्रीडासमुत्सुकः ॥३८५॥

ગોપીના હસ્તકમલના સ્પર્શનુ સ્મરણ થવાથી ઉત્સાહથી ભોગ કરવા લાગ્યા. પોતાના ભાઇ બલદેવજી તથા ગોપ બાલકો સહિત વિલાસયુક્ત લીલા કરવા લાગ્યા. (૩૮૨) કોઇક વખત શિલા ઉપર દહિં ભાત ધરીને ભોજન કરે છે, અને વચમાં શ્રીયમુનાજીના અતિશય સ્વાદુ શીતલ જલનું પાન કરે છે. (૩૮૩) પોતાને ઘેરથી આવેલા તાંબૂલ ચાવે છે, અને પોતાના મિત્રોને પણ યથારુચિ તાંબૂલ આપે છે. (૩૮૩) પછી પહેલાં જે ક્રમથી ક્રીડા કરતા હતા તે પ્રમાણે ક્રીડા કરવા લાગ્યા નિકુંજમાં નાની તલાવડીની પાસે એકાંતમાં ક્રીડા કરવા ઉત્સુક થયા. (૩૮૫)

બપોરે વ્રજભક્તો કુંજભવનમાં પ્રભુને માટે સિંહાસન અને શૈય્યા સિદ્ધ કરે છે, અને અનવસરમાં ઉચિત સામગ્રી વગેરે સર્વ સાજે છે; તેનો પ્રકાર સાડી એકત્રિશ શ્લોકથી વર્ણન કરે છે.

गोपैरेव स्वगोवृन्दं चारयन्नेकलोचरत् । स्वसखीवृन्दसहितः स्वामिनीवृन्दमध्यगः ॥३८६॥

यत्तु सर्वर्तुसुखदं स्थलं सकलशोभनम् । सखीजनकरद्वंद्वसंमार्जनसमीकृतम् ॥३८७॥
अनंतविधभाशोभिमणिदीपविराजितं । सदा समीरसंचारगवाक्षपरिवारितम् ॥३८८॥
गवाक्षमार्गनिविशल्लतामंडपमंडितं । गंधर्वराजभ्रमरगुंजारवविनोदितम् ॥३८९॥

પોતાની ગાયોના સમૂહને ચરાવવાનુ કાર્ય ગોપોને સોપીને પોતે એકલા નિકુંજમાં પોતાની સખીઓના યૂથ સહિત શ્રીસ્વામિનીજીના યૂથમા પધાર્યા (૩૮૬) જે સ્થલ સર્વ ઋતુમાં સુખ આપે એવુ અને સર્વ શોભાયુક્ત હતુ તેને સખીજને પોતાના બને હાથથી ઝાડીને જગ્યા સરખી કરી. (૩૮૭) અનેક પ્રકારના પ્રકાશથી શોભાયુક્ત મણિના દીપકોથી તે સ્થાન શોભતુ હતુ, અને ચારે તરફ સદા પવનના પ્રવેશને માટે તેમા ગોખલા કર્યા હતા (૩૮૮) ગોખમાર્ગથી પ્રવેશ થઇ શકે એવો એક લતાઓનો બનાવેલો મડપ પણ ત્યાંની શોભામા વધારો કરતો હતો. ભ્રમર ગુજારવ કરી રહ્યા હતા, જાણે ગધર્વરાજે ગાન કરતા હોય નહિ ! એવો વિનોદ થઇ રહ્યો હતો. (૩૮૯)

लतापरिपतत्पुष्पसमाकीर्णं समन्ततः । अनुभ्रमरनिःस्वानसखीगीतध्वनिप्रियम् ॥३९०॥
स्वस्वामिनीरतिकथाकथनश्रवणप्रियम् । लतानिकुंजभवनं रहःस्थलसुशोभितम् ॥३९१॥
मकरंदरसोन्मत्तवनप्रियरुतप्रिय । सर्वतो निर्झरांभोभिः सार्द्रतापरिशीतलम् ॥३९२॥

ત્યાં લતાઓમાથી ફૂલો ખરી પડતાં હતા, તેથી આસપાસ સર્વ જગ્યા ભરાઇગઈ હતી ત્યાં ભ્રમરનાં ગાનની પાછળ સખીયે ગાયેલા ગીતનો ધ્વનિ થઇ રહ્યો હતો તેથી તે સ્થાન પ્રિય લાગતુ હતુ (૩૯૦) પોતાના સ્વામિનીની રતિકથાનુ વર્ણન સાંભળવાથી આપને તે બહુ પ્રિય લાગતુ હતુ લતાઓના બનાવેલાં નિકુંજભવનનુ એકાત સ્થલ બહુ શોભી રહ્યુ હતુ. (૩૯૧) પુષ્પના મકરદના રસથી ઉન્મત્ત વનના પક્ષી વગેરેનો સ્વર બહુ પ્રિય લાગતો હતો ત્યાં ચારે તરફ ઝરણાનાં જલથી ભીની થયેલી પૃથ્વિ અત્યત શીતલ હતી (૩૯૨)

सुगंधसुमपानीयसंसिक्तमपि सर्वतः । यत्र सिंहासनं काष्ठैश्चांदनैर्विहितं परं ॥३९३॥
मृदुरक्तविचित्रातिवसनादिभिरावृतम् । सौवर्णविलसन्नव्यकलशत्रयशोभितम् ॥३९४॥
तूलपट्टविनिर्माणात्युच्चासनविराजितम् । साश्रयस्थितिसंपादितूलपट्टोपबर्हणम् ॥३९५॥
तत्पार्श्वद्वितयालंबिपट्टगुच्छसुशोभनं । कदलीगर्भसदृशवसनाच्छादनान्वितम् ॥३९६॥

ચારે તરફ સુગધી પુષ્પનુ જલ છાંટયુ હતું જ્યાં ચદનના કાષ્ઠનુ ઉત્તમ સિંહાસન તૈયાર કર્યું હતુ તે ઉપર અતિ વિચિત્ર કોમલ લાલ વસ્ત્ર વગેરે બિછાવ્યા હતા, અને સોનાના ચકચકિત નવા ત્રણ કલશ તેનાં ઉપર શોભતા હતાં (૩૯૩–૯૪) મખમલમા રૂ ભરેલી ઉંચી ગાદી સિંહાસન ઉપર બિછાવી હતી તેની બને બાજુ શ્રીહસ્ત મૂકવાને માટે મખમલમાં રૂ ભરેલાં તકિયા મૂક્યાં હતાં (૩૯૫) તકિયામાં બંને તરફ લાબા રેશમનાં લાબા દોરા સહિત ઝુમતાં શોભતાં હતાં ગાદી તકિયાની ઉપર કેળના ગર્ભ જેવા સફેદ તથા કોમલ વસ્રની ખોલ ચઢાવી હતી. (૩૯૬)

दिशिद्वयमृतस्वर्णजलपात्रकृतव्यर्त्ति । अनेकरत्नजटितसालीतांबूलसंस्थितिम् ॥३९७॥
मालतीमाधवीराजवल्लीमालातिलालित । परिधानार्थदिष्टतगुंजामालातिचित्रितम् ॥३९८॥

विधृताक्रीडनस्थालीसोपानद्वितयान्वितम् । उत्तरन्निजनाथाल्पचरणासनसंयुतम् ॥३९९॥
समीकृत्य धृतं यत्रोष्णीपकंचुकभाजनं। कृष्णागरुरसासिक्तकस्तूरीधूपधूपितं ॥४००॥

સિંહાસનપર બંને બાજુ સુવર્ણની ઝારી જલ ભરીને બિરાજમાન કરી હતી. અનેક રત્ન-જડિત તબકડી બીડા ભરીને ત્યાં મૂકી હતી. (૩૯૭) વિવિધ પ્રકારના પુષ્પ માલતી, માધવી, રાયવેલ વગેરેની સુંદર માલાથી શોભતું હતું. અને શ્વેત લાલ શ્યામ ગુંજાની માલા ધારણ કરવાને ત્યાં ધરી હતી, તેથી વિચિત્ર લાગતું હતું. (૩૯૮) સિંહાસનની પાસે ઉતરવાને માટે બે સીડીની બંને બાજુ ખિલોનાની તબકડી ધરી હતી. અને તેની પાસે પોતાના નાથને ઉતરવાને માટે નાની ચરણ ચોકી કરી હતી. (૩૯૯) પાસે પાઘ તથા વાગા વસ્ત્ર ઠીક કરીને પાત્રમાં ધર્યાં હતા, અને તેને કૃષ્ણાગરુના રસથી છિરક્યું હતું અને કસ્તૂરીના ધૂપનો ધૂપ કર્યો હતો. (૪૦૦)

यत्र च स्थापितानंतव्यजनैकचतुष्किका । यत्र पंथा परिस्तीर्णः पट्टकोमलवस्त्रकैः ॥४०१॥
तांबूलचर्विताधारपतद्ग्रहसहस्थितः । यत्र शय्या परिस्तीर्णा रहःस्थाने सखीजनैः ॥
समीकृत्याखिलं स्थानं जलार्द्रप्रोंछितं तथा ।कृत्वा सतूलवसनैरास्तीर्य निजयत्नतः ॥४०३॥
भावयन्त्यो निजप्रेष्ठस्वामिनीरमणं मुदा । समानीय भुजैः स्वीयैः शयनं स्थाप्य चोत्तमं ॥

ત્યાં એક ચોકી પર પુષ્કલ પંખા ધર્યા હતા, અને સિંહાસનથી શૈય્યા સુધીનો માર્ગ કોમલ મખમલના વસ્ત્રથી બિછાવ્યો હતો. (૪૦૧) ત્યાં એકાંતમાં સખીજનોએ શૈય્યા બિછાવી હતી, અને ત્યાં તાંબૂલ ચર્વણને ધરવાને પીકદાની એકાંતમાં ધરી હતી. (૪૦૨) ત્યાં તે સમગ્ર સ્થાન વાળી ઝાડીને સાફ કરી જલ છાંટીને વસ્ત્રથી લુછી નાંખ્યું; પછી વસ્ત્રની અંદર રૂ ભરીને સારી રીતે પ્રયત્ન કરી તેને બિછાવ્યું. (૪૦૩) પોતાના પ્રિયતમ પ્રભુ અને સ્વામિનીના રમણની ભાવના આનંદથી કરતી સખીઓએ પોતાના હાથથી ઉત્તમ શૈય્યા લાવીને ત્યાં સ્થાપન કરી (૪૦૪)

सुवर्णरत्नजटितचतुःपादविराजितम् । विचित्रपट्टरशनाग्रथितं विविधैः पटैः ॥४०५॥
तूलांतरितवस्त्रेण समास्तीर्य तथा पुनः ।वस्त्रैरन्यैः सितैः स्वच्छकदलीगर्भसंमतैः ॥४०६॥
आच्छाद्य बाहुयुगलैः समीकृत्य समंततः। स्वस्वामिनीनिजप्रेष्ठकोमलापद्यतत्वतः ॥४०७॥
अवलंबत्यष्टगुच्छरशनाबंधनंस्तथा । चतुर्दिक्षु बलेनैव कृत्वा शैथिल्यशंकया ॥४०८॥

તેના સુવર્ણના ચાર પાયા રત્નજડિત શોભાયમાન હતા, અને વિવિધ પ્રકારના રેશમી વસ્ત્રોવડે વિચિત્ર રેશમના દોરાથી ગુથી હતી. (૪૦૫) તેને ફરીથી વસ્ત્રની અંદર રૂ ભરી ગાદી બિછાવી, અને શ્વેત, સ્વચ્છ, કેલના ગર્ભ જેવી, કોમલ ચાદરો બિછાવી પોતાની સ્વામિની અને પ્રિયતમ પ્રભુ અતિ કોમલ છે, તેથી તેને ખૂંચે નહી એવા ભાવથી પોતાના બંને હાથથી ચારેતરફ સરખી કરીને ચારેકોર ગાદીની નીચે દબાવી દીધી. (૪૦૬–૦૭) શૈય્યાના ચારે પાયા ઉપર ગાદી શિથિલ ન થઇ જાય તેને માટે બહુ લાંબી રેશમની ચાર કેંશ જેના બન્ને છેડાપર આઠ ફુમતાં ઝાવી સહિત લગાવ્યાં છે તે વડે ખેંચીને બાંધ્યાં (૪૦૮)

विधृत्य तूलभरितमुभयत्रोपबर्हणम् । शिरोदिशि तथाबद्धं मृगनाभीयसंपुटम् ॥४०९॥
अतिसूक्ष्मलसद्रूपमुपरि स्थाप्य चांशुकम् ।इतस्ततोनंतविधसामग्रीपरिवारितम् ॥४१०॥

पात्रे विधृत्य तांबूलस्थालीमुज्ज्वलपैत्तले । तन्मध्ये निहितं कृत्वा रौप्यकर्पूरसंपुटम् ॥४११॥
तदुत्तरान्यपात्रे तु स्थापयित्वातिसुन्दरम् । स्वर्णपात्रं तदंतस्तु पक्वान्नं स्थाप्य चोत्तमम् ॥

શૈય્યાની ગાદી ઉપર બને બાજુ વસ્ત્રમાં રૂ ભરેલા તકિયા ધર્યા હતા. તેમાં માથા તરફના તકીયાના બેઉ છેડાની નીચે કસ્તુરીની થેલી બાંધી હતી (૪૦૯) તેમાં અતિ સુક્ષ્મ પ્રકાશિત ચાદર તેના ઉપર ધરી હતી. શૈય્યાની બેઉ બાજુએ અનંત પ્રકારની સામગ્રી આમતેમ ધરી હતી. (૪૧૦) પિત્તળની ઉજ્જ્વલ પડઘીપર પાનની તબકડી રાખી હતી તેમાં ચાંદીની ડબ્બી બરાસ ભરીને મૂકી હતી (૪૧૧) તેની ઉપરની બાજુએ બીજા પાત્રમાં અતિ સુંદર સુવર્ણનું પાત્ર ધર્યું હતું, તેની અંદર ઉત્તમ પકવાન્ન ધર્યું હતું. (૪૧૨)

पात्रान्तरे तु सौवर्णे शीतं नीरं निधाय च । पश्चान्मूर्धदिशि स्थालीं स्थाप्य मालाभिपूरितां ॥
एतावत्सकलं धृत्वा दक्षिणस्यां दिशि स्वतः । वामपार्श्वे यथापूर्वं तांबूलस्थालिकां भृताम् ॥
निधाय जलपात्राणि निहितानि यथाक्रमम् । आस्तीर्य मार्गमखिलमत्युच्चवसनादिभिः ॥
उपशय्यां निधायापि सम्यगुत्तरणासनं । सिंहासनावधि प्रेष्ठगतिभावविनिर्मितम् ॥४१६॥
सर्वं विधाय मायूरव्यजनानि निधाय च ।

આ પાત્રથી કંઈક દૂર સુવર્ણની ઝારી શીતલ જલ ભરીને ધરી હતી. તેની પછવાડે માથાની તરફ માલાથી ભરેલી થાળી મૂકી હતી (૪૧૩) આ પ્રમાણે શૈય્યાની જમણી બાજુએ સર્વે વસ્તુ ધરી હતી. પછી ડાબી બાજુએ પહેલાંની માફક સર્વ વસ્તુ ધરી. અને પાનની તબકડી બીડાં ભરીને ધરી. (૪૧૪) ક્રમપૂર્વક સુવર્ણની ઝારી તથા જલપાત્ર ધર્યા હતા. પછી અતિ કિંમતી વસ્ત્ર વગેરેથી આખા માર્ગ ઉપર પેંડો બિછાવ્યો હતો. પોતાના પ્રિયતમને જવાના ભાવથી સિંહાસન પરથી ઉતરવાને અને શૈય્યા ઉપર ચઢવાને માટે સાંગામાચી (ઉપશૈય્યા) પણ ધરી હતી (૪૧૫-૧૬)

આ પ્રકારે સર્વે વસ્તુ સિદ્ધ કરીને પછી મોરપિચ્છના પખા ધર્યા હતા. (૪૧૬½)

ત્યારપછી સર્વ વ્રજભક્તો નિકુંજના દ્વાર ઉપર ઉભા રહીને પ્રભુની સાથે પોતાના સ્વામિનીએ આગળ જે રમણ કર્યું હતું, તેનું સ્મરણ કરી પરસ્પર તેની કથા કરવા લાગ્યા. અને પ્રભુને પધારવાની રાહ જોવા લાગ્યા, તેનો પ્રકાર સાડી છેતાલિસ શ્લોકથી કહે છે.

निकुंजद्वारमिलिताः स्थिताः सख्यः प्रियागतिम् ॥
विभावयंत्यो विविधैर्भावैः स्वप्रेष्ठया सह । लीलाश्च ललिताश्चक्रुः कथाः पूर्वरसात्मिकाः ॥
सखि शृणु मत्स्वामिन्याः संगम एवंविधो हरिणा ।
भावरसाधीनायास्त्रपायुतायास्तथा लोके ॥४१९॥

પછી સર્વે સખિયો નિકુંજના દ્વાર પર એકઠી થઇને પ્રિય પ્રભુને પધારવાની વાટ જોતાં જોતાં પોતાની અત્યત પ્રિય સખીની સાથે વિવિધ ભાવથી પ્રભુએ જે લલિત લીલાઓ કરી હતી તેની ભાવના કરતાં પૂર્વની રસાત્મક કથા કરવા લાગ્યાં (૪૧૭-૧૮) હે સખિ, સાંભળ ભાવરસને

આધીન અને શરમાળ મારાં સ્વામિનીનો સબધ હરિની સાથે જેમ લોકમાં કામશાસ્ત્રને અનુસાર થાય છે, તેજ પ્રમાણે થયો (૪૧૯)

एकदा गोकुलाधीशो यमुनोपवने चरन्। विभ्रन्नटवरश्यामं वपुरंबुदसौभगम् ॥४२०॥
मस्तके केशसंवद्धमयूरमुकुटं वहन्। शोभमानः कलापीव कलाकृतिविचक्षणः ॥४२१॥
रसालपल्लवात्युग्रगंधपुष्पविभूपणः। द्विरेफवृंदसदृशालकावृतनिजाननः ॥४२२॥
श्रवणद्वयसंशोभिमकराकृतिकुंडलः। विनिर्जितसरोजाक्षियुगांजनविमोहनः ॥४२३॥

એક સમયે શ્રીગોકુલાધીશ પ્રભુ સુદર ઘનશ્યામ નટવર જેવુ વપુ ધારણ કરીને શ્રીયમુનાજીના ઉપવનમાં ફરતા હતા મસ્તકના કેશની સાથે મયૂરપિચ્છનો મુગટ ધારણ કર્યો હતો કલા કરતા મોરની માફક કલા કરવામા ચતુર શોભતા હતા રસાલ, કોમલ પલ્લવ તથા અતિ ઉત્તમ સુગધી પુષ્પના આભૂષણ ધર્યા હતાં ભ્રમરના ટોળાના જેવા કેશથી મુખારવિંદ છાયી રહ્યુ હતુ અને કાનમાં મકરાકૃતિ કુડલ શોભતા હતાં કમલની શોભાને ઝાખી પાડે એવા અજનયુક્ત બે નેત્રથી સર્વને મોહિત કરતા હતા (૪૨૩)

आधिदैविकसंभोगरसस्थानकपोलभृत्। नासिकादंडनिर्भिन्नशुकमानसमानदः ॥४२४॥
नासामुक्ताविभूषातिसौन्दर्यपरिदर्शकः। अधरस्रवदत्यंतदुर्लभामृतदायकः ॥४२५॥
वेणुनादातिविकलगोपीमानसमोहकः। ग्रीवारेखात्रयप्राप्तत्रिविधानंदबोधकः ॥४२६॥
हृदयस्थनवीनातिपदकाभरणान्वितः। करकंजातिविलसत्कंकणातिविराजितः ॥४२७॥

આધિદૈવિક સભોગરસના સ્થાનરૂપ કપોલ ધારણ કરતા હતા ઉચી નાસિકાની શોભાથી શુકના મનનો ગર્વ ઉતારતા હતા (૪૨૪) નાસિકાના મોતીનાં આભૂષણથી અતિ સૌંદર્યનું દર્શન કરાવતા હતા અધરમાંથી સ્રવતા અત્યત દુર્લભ અમૃતનુ દાન કરતા હતા (૪૨૫) વેણુનાદથી અતિવિકલ થઇને ગોપીઓનાં મનને મોહ કરતા હતા કઠપરની ત્રણ રેખા આધિભૌતિક, આધ્યાત્મિક, અને આધિદૈવિક એમ ત્રણ પ્રકારના આનદનો બોધ કરતી હતી (૪૨૬) હૃદયના ઉપર અતિ નવીન પદકરૂપી ભૂષણ ધર્યું હતુ કરકજના (નાળીએરના) અતિ ચકચકિત કકણથી હસ્ત અતિ શોભતા હતા (૪૨૭)

रसद्वयक्रियाबोधबाहुमध्ये धृतांङ्गदः। अनेकविधरत्नाढ्यमुद्रिकालसदङ्गुलिः ॥४२८॥
करोपरिस्थजटितहस्तशृंखलभूषणः। वज्रादिजटितात्यच्छचतुष्कीभूपितोदरः ॥४२९॥
सुवर्णकृत्रिममणिमालाराजदुरःस्थलः। गजकुंभविनिर्भिन्नमुक्तामालातिमंडितः ॥४३०॥
सुवर्णशृंखलामालासंलालितहृदाम्बुजः। अनेकरत्नजटितवैजयंतीसुशोभितः ॥४३१॥
तुलसीपुष्परचितवनमालापदांचितः। पीतांशुकोमपार्श्वस्थसमीरचलदंचलः ॥४३२॥

સયોગ અને વિપ્રયોગ બને રસની ક્રિયાનો બોધ કરનાર બે બાહુપર બાજુબધ ધર્યા હતા અનેક પ્રકારના રત્નથી જડિત મુદ્રિકાવડે અગુલિયો શોભતી હતી (૪૨૮) શ્રીહસ્તના ઉપર જડાઉ હાથસાંકલનુ આભૂષણ ધર્યું હતુ હીરાજડિત અતિ સ્વચ્છ ચોકી વડે ઉદર શોભાયમાન દેખાતુ હતુ (૪૨૯) સુવર્ણના મણકાની માલા ઉરસ્થલ ઉપર બિરાજતી હતી હાથીનું કુભસ્થલ

તોડીને કાઢેલા મોતીની માલાથી પોતે શોભતા હતા (૪૩૦) સોનાની સાંકળીની માલાથી હૃદયકમલ સંલસિત હતુ. અનેક રત્નજડિન વૈજયતી માલાથી પોતે સારીરીતે શોભતા હતા. (૪૩૧) તુલસી અને પુષ્પથી બનાવેલી વનમાલા ચરણ સુધી ધરી હતી. પીતાંબરની બંને બાજુએ વસ્ત્રના છેડા પવનથી હાલતા હતા (૪૩૨)

वक्रग्रीवंवल्गितभ्रूवेणुवादनतत्परः । सुवर्णकृत्रिममणिहारपूजितसत्पदः ॥४३३॥
कटिप्रांतलसत्पट्टकच्छवासोविराजितः । कटिबद्धचलत्कांचीपट्टगुच्छसुशोभितः ॥४३४॥
मध्यभ्रमरविलसत्कंजकेसरवत्पटः । चरणद्वंद्वमंजीरनिनदानंदिताखिलः ॥४३५॥
विनिर्जितविधुस्वीयनखमंडलमंडितः । दशांगुलिलसद्रत्नजटिताखिलवृश्चिकः ॥४३६॥

ગ્રીવા (કંઠ) વાંકી કરીને ભ્રમર નચાવતા વેણુ વગાડવામાં તત્પર હતા. સુવર્ણની નકસીવાળા મણિના હાર (મોહનમા ,)થી સતના સ્થાનરૂપ શોભતા હતા. (૪૩૩) કટિની ઉપર ચળકતી રેશમની કાછની વિરાજમાન હતી, તથા કટિપર બાંધેલી કાંચીના રેશમના ફુમતાથી આપ શોભતા હતા. (૪૩૪) વચ્ચે ભ્રમર વિલાસ કરતા એવા કમલના કેશર સમાન પીળાં વસ્ત્ર ધર્યાં હતાં. બને ચરણમાં નૂપુર ધર્યાં હતાં, અને તેના સ્વરથી સર્વને આનદ આપતા હતા. (૪૩૫) પોતાના નખમંડલની કાંતિથી ચંદ્રની શોભાને જીતી લીધી હતી રત્નજટિત પ્રકાશિત વિછુવાથી ચરણની દશે આંગળીઓ શોભાયમાન હતી (૪૩૬)

तुलसीमालिकामध्यदेशस्पर्शिपदांबुजः । यमुनातीरनीरस्पृक्समीरसुखभोगकृत् ॥४३७॥
समुद्भवदनंगांगभावभावितविग्रहः । अनंगरुचिरस्वांगस्वदृष्टिजनितस्मयः ॥४३८॥
यमुनातीरविलसत्तरुपुष्पैकदर्शनः । गुंजाफलकृतानंतभूषणालंकृतिक्रियः ॥४३९॥
प्रकटोद्भवद्भावयुवतीवृंदवेष्टितः । नानारासरसानंदनिमग्नो रमणप्रियः ॥४४०॥

તુલસીની માલા શરીરની મધ્યમાં રહીને ચરણના સ્પર્શ કરી રહી હતી. શ્રીયમુનાજીના તીર ઉપર જલના સ્પર્શથી શીતલ વાયુના ભોગ કરતા હતા (૪૩૭) શ્રીઅંગમાં અનગનો ઉદ્ભવ સારીરીતે થવાથી શ્રીઅગ અનંગભાવથી ભાવિત હતુ. અનગથી પોતાના અગને વધારે સુંદર જોઈને જેમની દૃષ્ટિ ચકિત થઈ હતી. (૪૩૮) શ્રીયમુનાજીના તીર ઉપર વિલસતાં વૃક્ષ અને પુષ્પ જોવામાંજ જેમનુ ચિત્ત હતુ. ગુંજાફલના બનાવેલાં અનંત આભૂષણથી જેમણે પોતાનું અગ અલંકૃત કર્યું હતુ (૪૩૯) હૃદયમાં પ્રકટ થયેલાં ઉછળતા ભાવવાળા યુવતિવૃંદથી પોતે વિંટલાયલા હતા નાના પ્રકારના રાસરસના આનદમાં પોતે નિમગ્ન હતા. તેમને રમણ પ્રિય હતું. (૪૪૦)

गोपीजनभुजद्वंद्वालिङ्गितः संगकृत स्वतः । सहभावकृतोद्गीतपरिवीतः प्रियाजनैः ॥४४१॥
एतादृशं व्रजपतिमपश्यत् स्वामिनी मम । दर्शनादेव तस्यास्तु तदावस्थान्यथाभवत् ॥
तदा निकुंजभवने समानीता सखीजनैः । उत्थापितातिविकला किंचिदूचे वचोऽमृतं ॥४४३॥

શ્રીગોપીજનના બને ભુજાથી જેમને આલિંગન થયું હતુ, જે પોતે પણ ગોપીજનનો સગ કરતા હતા. ભાવ સહિત ગાન કરતી પ્રિયાઓથી જે વિંટલાયલા હતા (૪૪૧) એવા વ્રજપતિને મારા સ્વામિનીએ જોયા. દર્શન કરતાંજ એમની દશા કઈક ઓર પ્રકારનીજ થઈ ગઈ. અર્થાત્ એમને મૂર્ચ્છા આવી ગઈ. (૪૪૨) ત્યારે સખીજનો એમને નિકુંજ ભવનમાં લઈ આવ્યા,

અને એમને જાગ્રત કર્યાં, ત્યારે અતિ વિકલતાથી કાંઇક વચનામૃત બોલવા લાગ્યા. (૪૪૩)

व्रजार्थार्थ व्रजाधीश व्रजानंद व्रजप्रिय । व्रजैकनिष्ठ व्रजभुक् व्रजदोषनिवारक ॥४४४॥
व्रजपाल व्रजस्वास्थ्यनिजव्यक्ते व्रजात्मक । व्रजस्वामिन् व्रजप्राण व्रजवित्त व्रजेश्वर ॥
व्रजजीवजनाह्लाद कृतव्रजपरिग्रह । व्रजनाथ व्रजप्रेष्ठ कृतव्रजमहोत्सव ॥४४६॥
व्रजवासीहृदावास व्रजवास व्रजांकभृत् । व्रजभाव व्रजानंद व्रजसुन्दर सद्व्रज ॥४४७॥
व्रजगतासुरहन व्रजमानसमोहक । व्रजलीलाकृते नित्यं व्रजगोकुलचारक ॥४४८॥

હે વ્રજના પુરુષાર્થરૂપ, હે વ્રજાધીશ, હે વ્રજના આનંદ, હે વ્રજપ્રિય, હે વ્રજૈકનિષ્ઠ, હે વ્રજના ભોક્તા, હે વ્રજના દોષનિવારક, (૪૪૪) હે વ્રજપાલ, હે વ્રજને સ્વાસ્થ્ય આપવાને પોતાનું રૂપ પ્રકટ કરનાર, હે વ્રજાત્મક, હે વ્રજસ્વામિન્, હે વ્રજપ્રાણ, હે વ્રજના ધન, હે વ્રજેશ્વર,(૪૪૫) હે વ્રજના સર્વ જીવને અને જનને આહ્લાદ આપનાર, હે વ્રજનો પરિગ્રહ કરનાર, હે વ્રજનાથ, હે વ્રજપ્રિયતમ, હે વ્રજને મહોત્સવરૂપ કરનારા, (૪૪૬) હે વ્રજવાસિના હૃદયમાં વાસ કરનાર, હે વ્રજમાં વાસ કરનાર, હે વ્રજને ગોદમાં ધારણ કરનાર, હે વ્રજના ભાવરૂપ, હે વ્રજના આનંદરૂપ, હે વ્રજના સૌંદર્યરૂપ, હે વ્રજના સદ્‌ગતિરૂપ, (૪૪૭) હે વ્રજમાં આવેલા અસુરોને હણનાર, હે વ્રજવાસિયોના મનને મોહ કરનાર, હે વ્રજમાં લીલા કરનાર, હે નિત્ય વ્રજની ગાયોના ટોળાંઓને ચરાવનાર, (૪૪૮)

व्रजार्थलीलाकरण व्रजार्थधृतपर्वत । व्रजेंद्र व्रजवामांघ्रे व्रजासक्त व्रजार्थद ॥४४९॥
व्रजानंग व्रजाधार व्रजाश्रयजनाश्रय । व्रजैकशरण स्वीयव्रजपोषक हृद्व्रज ॥४५०॥
व्रजराजसुत स्वीयव्रजराजकुमारक । व्रजेश्वरीमेष्ठसूनो व्रजस्त्रीजनसेवित ॥४५१॥
व्रजार्तिहरण स्वीयव्रजभावुकभावित । व्रजस्थितवियोगार्तिनाशन व्रजनायक ॥४५२॥
व्रजांतरव्रजस्थैकपते व्रजगतिप्रद । व्रजैकशरण स्वीयव्रजभक्तनिरोधकृत् ॥४५३॥

હે વ્રજને અર્થે લીલા કરનાર, હે વ્રજને માટે ગિરિરાજ ધારણ કરનાર, હે વ્રજેન્દ્ર, હે વ્રજમાં સર્વદા ચરણ ધરવાવાલા, હે વ્રજાસક્ત, હે વ્રજના સર્વ પુરુષાર્થ આપનાર, (૪૪૯) હે વ્રજના કામદેવરૂપ, હે વ્રજના આધાર, હે વ્રજમાં આશ્રય કરનાર જનોના આશ્રયરૂપ, હે વ્રજના એક શરણરૂપ, હે પોતાના વ્રજનુ પોષણ કરનાર, હે હૃદયમાં વ્રજને ધારણ કરનાર, (૪૫૦) હે વ્રજરાજસુત, હે સ્વીય વ્રજના રાજાના કુમાર, હે વ્રજેશ્વરી શ્રીયશોદાના પરમ પ્રિય પુત્ર. હે વ્રજના સ્ત્રીજનથી સેવાયલા, (૪૫૧) હે વ્રજની આર્તિ હરનાર, હે સ્વીયવ્રજની ભાવના કરનારાઓથી ભાવિત, હે વ્રજમાં સ્થિતિ કરનારની વિયોગાર્તિને હરનાર, હે વ્રજનાયક. (૪૫૨) હે નંદરાયજીના વ્રજથી અન્ય વ્રજ તથા નંદરાયજીના વ્રજ એમ સર્વ વ્રજમાં રહેનારાઓના એક પતિ, હે વ્રજને ગતિનું દાન કરનાર, હે વ્રજૈકશરણ, હે સ્વીય વ્રજભક્તનો નિરોધ કરનાર, (૪૫૩)

मामुत्थापय पतितां भुवि पतितोद्धारणे शक्त । करुणानिधे निधेयं करकमलं मामके शिरसि ॥
वस हृदये सदय प्रिय वितनु समालिंगनं भूयः । हर हृदयाहिततापं सर निजधर्मं कृपासिंधो ॥
पिब विंबाधरगतमधु मधुरं निजमात्रभोग्यं वै ।
व्यर्थं मा कुरु कुरु निजकरुणावार्धे विशेपतो भोगं ॥४५६॥

હું જે ભૂમિપર પડી છું, તેને ઉઠાડો. તમે પતિતનો ઉદ્ધાર કરવાને શક્તિમાન્ છો. હે કરુણાનિધે, આપનો કરકમલ મારા શિરપર ધરો. (૪૫૪) હે દયાલુ, મારા હૃદયમાં વાસ કરો, હે પ્રિય, વારંવાર આલિંગન કરો. મારા હૃદયમાં રહેલા તાપને દૂર કરો. હે કૃપાસિંધુ, ભક્તના દુઃખ હરવાના આપના ધર્મનું સ્મરણ કરો. (૪૫૫) મારા બિંબ જેવા અધરમાં રહેલું મધુર મધુ કે જે માત્ર તમારેજ ભોગ કરવા યોગ્ય છે, તેનું પાન કરો. હે નિજજનના કરુણાસિંધુ, તેને વ્યર્થ કરો નહિ. સારી રીતે તેનો ભોગ કરો. (૪૫૬)

हृदयं नाथ स्फुटति त्रुटति हृदयस्थकंचुकीबंधं।
निर्गच्छति वदनादपि निःश्वासो दावदहनाख्यः ॥४५७॥
तिष्ठ दूरं व्रजपते शिरीषसुकुमार। वियोगाग्निज्वलंतीं मां मा स्पृश प्राणनायक ॥४५८॥
आदौ स्वदर्शनं देहि पाययांभोजलोचन। वदनामृतलावण्यं तापं यापय हृद्गतम् ॥४५९॥
एवं वचनपीयूषैः सिंक्तहृद्गोकुलेश्वरः। तद्भावरूपरूपेण पुरः प्रादुर्बभूव ह ॥४६०॥

હે નાથ, હૃદય ફાટી જાય છે, હૃદય ઉપર કચુકીના બંધ તૂટી જાય છે, વનને બાળનાર દાવાગ્નિ જેવો ઉષ્ણ નિઃશ્વાસ મુખમાંથી નીકળે છે. (૪૫૭) દૂર રહો, હે વ્રજપતિ, હે શિરિષ પુષ્પના સમાન સુકુમાર, વિયોગાગ્નિથી બળતી મને હે પ્રાણનાયક સ્પર્શ ન કરો. (૪૫૮) હે કમલલોચન, પ્રથમ તમારૂં દર્શન કરાવો. પછી વદનામૃતલાવણ્યનું પાન કરાવો, અને મારા હૃદયમાં રહેલા તાપને દૂર કરો. (૪૫૯) આવા શ્રીસ્વામિનીના વચનામૃત વડે સીંચાયલા હૃદયવાળા ગોકુલેશ્વર તેમના ભાવરૂપ સ્વરૂપથી બહાર પ્રકટ થયા. (૪૬૦)

तदा समुत्थिता श्रीमत्स्वामिनी प्रेयसी प्रियम्। पश्यंती हृदि हृष्यंती सजीवेव तदाऽभवत्॥
तदा मनोरथः पूर्णोऽभवद् भगवता सह। रमणेन तथा गानैर्वने विचरणेन च ॥४६२॥
एवं निजजनैः प्रेष्ठस्वामिनीकथया मुदा। सख्यः संगमयांचक्रुः कालं प्रियपथेक्षया ॥

ત્યારે શ્રીસ્વામિની ઉઠ્યા. ભગવાનની પ્રિયતમા પ્રિય ભગવાનને જોતાં હૃદયમાં હરખાતાં નિર્જીવ શરીરમાં જીવ આવ્યો હોય એવાં સજીવ તે સમયે થયા. (૪૬૧) ત્યારે ભગવાનની સાથે રમણથી તથા ગાનથી તથા વનમાં વિચરવાથી તેમના સર્વ મનોરથ પૂર્ણ થયા. આ પ્રમાણે સખીજનોની સાથે પરમ પ્રિય સ્વામિનીની કથા આનંદથી કરતાં સખિયોએ પ્રિયની રાહ જોતાં સમય સારીરીતે વ્યતીત કર્યો. (૪૬૨-૪૬૩)

પ્રભુ વનમાં ગોચારણ કરતા હતા, ત્યાં પોતાના ભક્તના વિરહનું સ્મરણ થતાં ગાયોને સોંપીને નિકુંજમાં પધાર્યા. દરેક નિકુંજમાં જુદું જુદું રૂપ ધરી, પ્રવેશ કરીને સ્વરૂપાનંદનું દાન કર્યું, તે આઠ શ્લોકથી કહે છે.

तदा गोचारणं कुर्वन् गोपैर्गोभिः समन्वितः। कलं मुरलिकां कूजन् ईक्षमाणो वनं दृशा ॥
उद्बुद्धरसभावाढ्यः स्वामिनीभावभावुकः। तृणभूयःप्रदेशे च गृहीत्वा गा निजानपि ॥
प्रेषयन्नेकलः कृष्णः स्वामिनीवृंदसंयुतः। सन्मुखायातमध्यस्थजनीस्पृष्टपदाम्बुजः ॥४६६॥
आकर्णयन् तत्प्रवणो वार्ता च तदुदीरितां। तदार्तिश्रवणेनार्तस्तद्भावश्रवणार्द्रहृद् ॥४६७॥

ત્યારે ગોપો અને ગાયોથી વિંટલાયલા, ગાયો ચરાવતા, મુરલિકાનો મધુર નાદ કરતા પ્રભુ દષ્ટિથી વન જોવા લાગ્યા. (૪૬૪) ઉદ્દભુદરસના ભાવથી ભરપૂર થયા. શ્રીસ્વામિનીના ભાવની ભાવના કરવા લાગ્યા. પુષ્કલ ઘાસવાળા પ્રદેશમાં પોતાના ગોપોને ગાયો ચરાવવા મોકલ્યા. અને કૃષ્ણ એકલા શ્રીસ્વામિનીના વૃંદમાં ગયા. સન્મુખ આવતા મધ્યસ્થ ગોપીએ ભગવાનના ચરણ-સ્પર્શ કર્યા. (૪૬૬) અને ભગવાને તે ગોપીએ કહેલી વાત ધ્યાન દઈ સાંભળી. ગોપીની આર્તિનું શ્રવણ કરવાથી તેનો આર્તિ સહિત ભાવ સાંભળીને પોતે પણ દુઃખિત હૃદયવાળા થયા. (૪૬૭)

तद्रूपश्रवणोत्कंठस्तदवस्थाविचारकः । भावयन् मनसा संगमनंगरतिदायकः ॥४६८॥
लीलापरवशः स्त्रीयानुसंधानविवर्जितः । पथि प्रमत्तः प्रपतन् सखीधृतकराम्बुजः ॥४६९॥
निकुंजभवनद्वारमेवं कृष्णः समागतः । सर्वेषु च निकुंजेषु तत्तद्रूपस्तथावसत् ॥४७०॥
प्रयच्छन्निजगोपीनां निजानंदं विशेषतः । लीलामकृत कृपया श्रुतिब्रह्माद्यगोचराम् ॥
स्मर्तुं पुनस्तथावक्तुमत्ययोग्यस्त्वतो मया । संक्षेपेणैव कथिता स्फुरिष्यंति सतां स्वतः ॥

તેના સ્વરૂપનું શ્રવણ કરવાને ઉત્કંઠાવાળા, તેની અવસ્થાનો વિચાર કરતા, મનમાં તેના સંગની ભાવના કરતા, કામકેલિ આપવાવાળા પ્રભુ લીલાથી પરવશ થયા, અનુસંધાનરહિત થયા, પ્રમત્ત થઈ માર્ગમાં પડતા હતા, ત્યારે સખીએ તેમનો હસ્તકમલ પકડી રાખ્યો. (૪૬૮–૬૯) આ પ્રમાણે કૃષ્ણ નિકુંજભવનના દ્વારમાં પધાર્યા. સર્વ નિકુંજોમાં જુદા જુદા રૂપો ધરી દરેક નિકુંજમાં સ્થિતિ કરી. (૪૭૦) ત્યાં પ્રભુએ પોતાના ગોપીજનને વિશેષ રીતે સ્વરૂપાનંદનું દાન કર્યું, અને કૃપાથી શ્રુતિ અને બ્રહ્મા વગેરેને અગોચર લીલા કરી. (૪૭૧) આ લીલાનુ સ્મરણ કરવાની અને તેનું વર્ણન કરવાની મારામાં બિલકુલ યોગ્યતા નથી, તેથી મેં સંક્ષેપમાંજ કહી છે. સત્પુરુષોને તો તે સર્વે એની મેળેજ સ્ફુરશે. (૪૭૨)

નિકુંજની બહાર જે સખિયો બેઠાં છે, તેઓ પ્રભુની નિકુંજની કથા કરતા સમય વ્યતીત કરે છે, અને તેમને પણ પોતાના સંચિત ભાવથી સંગમનો અનુભવ થાય છે. તેનું દોઢ શ્લોકથી વર્ણન કરે છે, અને જે ગોપી વ્રજમાં છે તે પણ પ્રભુના અનવસરની વનની લીલાનુ ગાન કરતી વિરહની વ્યથા દૂર કરે છે, તેને પણ અંતરરમણનો અનુભવ થાય છે, તેનું વર્ણન સાડીચોવીશ શ્લોકથી કરે છે.

तदा बहिःस्थिताः सख्यो पुनस्ता एव तत्कथाः । कथयन्त्यो निजं कालं यापयामासुरादृताः॥
अन्वभूवन् व्रजाधीशसंगमं भावसंचितम् । तथा व्रजस्थिता गोप्यश्चक्रुर्गानं वियोगतः ॥
सखि वादयता वेणुं देवनार्यो विमोहिताः । वामबाहुकपोलेन हरिणा वल्गितभ्रुवा ॥४७५॥

ત્યારે તે તે નિકુજની બહાર રહેલી સખિયો ફરીથી નિકુંજની તે કથાઓનું વર્ણન કરતા આદરથી પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યા. અને તેમને વ્રજાધીશના સંગમનો અનુભવ પોતાના સંચિત ભાવથી થયો. (૪૭૩½) તેમજ વ્રજમાં રહેલી ગોપિકાઓ વિયોગમાં પ્રભુના ગુણગાન કરવા લાગ્યા. (૪૭૪) હે સખિ, વામહસ્તપર વામ કપોલ ધારણ કરીને ભ્રમરને નચાવતા હરિ જ્યારે વેણુનાદ કરતા હતા, ત્યારે દેવતાની સ્ત્રિયો મોહિત થઈ ગઈ. (૪૭૫)

तथा विमोहिता गावो वृंदशो वेणुना तदा । दंतदष्टार्धकवलाश्चित्रप्रायास्तदाऽभवत् ॥४७६॥

सरितश्च तथा स्तब्धगतयो वेणुना कृताः। बर्हिबर्हावतंसेन मल्लवेषकृतश्रिया ॥४७७॥
तथैव तरवो जाता मधुधाराभिवर्षिणः । लताश्च भगवद्रूपं व्यंजयन्त्यो हृदि स्थितं ॥४७८॥

અને વેણુનાદથી ગાયોના ટોળેટોળાં મોહિત થઈ ગયાં, તેમનાં મુખમાં દાંતથી અર્ધો ચાવેલો કોળિયો રહી ગયો, અને તે ગાયો જાણે ચિત્રામણમાં ચિતરી હોય એવી સ્થિર થઈ ગઇ. (૪૭૬) મયૂરપિચ્છનો મુકુટ ધરીને મલ્લવેષથી શોભતા પ્રભુ જ્યારે વેણુનાદ કરતા હતા, ત્યારે નદીઓ સ્તબ્ધ ગતિવાળી થઇ ગઈ. (૪૭૭) તેજ પ્રમાણે વૃક્ષો મધુધારાની વર્ષા કરવા મંડ્યા, અને લતાઓએ પોતાના હૃદયમાં રહેલા ભગવદ્રૂપને પ્રકટ કર્યું. (૪૭૮)

गोवर्धनस्थितप्रेष्ठगवाह्वानेन वेणुना । प्रेम्णा प्रहृष्टतनवः पुष्पपत्रफलोद्गवाः ॥४७९॥
वनमालादिव्यगंधतुलसीमधुमादितैः ।.नित्यमन्वीयमानेन भ्रमरैः कूजनान्तरा ॥४८०॥
दत्तादरेण हरिणा पक्षिणो मुनयः कृताः । निमीलिताक्षाः श्रवणकृतमौनांतिकस्थिताः ॥

શ્રીગિરિરાજઉપર સ્થિત પ્રભુએ પોતાને અતિ પ્રિય ગાયોને વેણુનાદથી બોલાવી ત્યારે ત્યાંના વૃક્ષો પ્રેમથી આનંદયુક્ત શરીરવાળાં થયાં, અને પુષ્પ, પત્ર અને ફલ તેમાંથી બહાર પ્રકટ થયાં. (૪૭૯) વનમાલાની દિવ્યગંધથી અને તુલસીના મધુથી મદવાળા ભ્રમરો આપની પાછળ પાછળ નિત્ય કૂજન કરતા ગયા. (૪૮૦) હરિ વેણુનાદદ્વારા પક્ષિયોને આદર આપતા હતા, તેથી તેઓ મુનિરૂપ થઈ ગયા, નેત્ર મિંચી દીધાં, અને શ્રવણ કરવાને મૌન ધારણ કરી નિકટમાં સ્થિતિ કરી. (૪૮૧)

तथैव वेणुना मेघाः कृतछायाः स्ववर्षिणः । गिरिसानुस्थितप्रेष्ठमुखपूरितवेणुना ॥४८२॥
तथा ब्रह्मादयो वेणुनादाकर्णनमानसाः । अज्ञातगतयो जाता मूर्छितानतकंधराः ॥४८३॥
सकामं वृषभश्रेष्ठगतिना व्रजभूमिषु । वयं वृक्षगतिं प्राप्ताः कृताः स्मरणवर्जिताः ॥४८४॥

ગિરિની ટોચ ઉપર ઉભા રહેલા પ્રિયતમ પ્રભુના મુખથી વગાડેલી વેણુના નાદને શ્રવણ કરીને મેઘોએ ભગવાન ઉપર છાયા કરી. પોતાના સર્વસ્વરૂપજલની વર્ષા કરી. (૪૮૨) તેજ પ્રમાણે બ્રહ્માદિ દેવતાઓ વેણુના નાદનું શ્રવણ કરીને પોતાના મનથી પ્રભુની લીલા તથા વેણુનાદની ગતિ નહિ જાણવાથી મસ્તક નમાવીને મૂર્ચ્છિત થઈ ગયા (૪૮૩) વ્રજની ભૂમિઓમાં શ્રેષ્ઠ વૃષભની માફક સકામ ગતિ કરતા પ્રભુના દર્શનથી અમે સ્મરણરહિત થઇ ગયા અને વૃક્ષના જેવી સ્તબ્ધ ગતિને પ્રાપ્ત થઈ ગયા. (૪૮૪)

धेनूर्गणयता स्वीयाः करस्थमणिमालया । स्वयं तु दिव्यसौगन्ध्यतुलसीमालिकोरसा ॥
गोपांसन्यस्तदोर्दंडः स्थितः सूचितकर्मणा । कृतगानेन मुरलीरववंचितचेतसः ॥४८६॥
स्वोपासिकास्त्यक्तगृहा हरिण्यो हरिणा कृताः । कुंदप्रसूनमालाभिः कृतवेषेण गोपकैः ॥
गोधनेन युतेनापि यमुनायां विशेषतः । विक्रीडिता नर्मदेन स्नेहिनामुपदेवकाः ॥४८८॥
वाद्यगीतयुतास्तत्र गृहीतावलयः करैः । वन्दिनोपि प्रभावेन कृताः सपरिचारकाः ॥४८९॥

હસ્તકમલમાં રહેલી મણિમાલાથી પોતાની ગાયોને ભગવાન ગણતા હતા, દિવ્ય સુગંધયુક્ત તુલસીમાલાને ઉરઃસ્થલપર પોતે ધારણ કરતા હતા. ગોપના ખભાઉપર બંને હસ્ત ધર્યા હતા.

પોતાના ચરિત્રનું સૂચન કરવાથી અને ગાન કરવાથી મુરલિના નાદથી અમારાં ચિત્ત ઠગાઈગયાં. (૪૮૫-૮૬) કુંદ પુષ્પની માલાઓવડે ગોપવેષ ધરીને ગોપોની સાથે દર્શન દઈને પ્રભુએ હરિણીઓને ઘર છોડાવી દીધાં, અને પોતાની ઉપાસિકાઓ બનાવી દીધી. (૪૮૭) વિશેષ કરીને ગોધન સહિત યમુનાના તટઉપર સ્નેહીની સાથે ક્રીડા કરતા પ્રભુએ ઉપદેવ, ગંધર્વો, જે પોતાના હાથમાં ભેટ લઈને વાદ્યગીતસહિત બંદીજન આવ્યા હતા, તેમને પોતાના પ્રભાવથી પોતાના પરિચારક બનાવી દીધા. (૪૮૮-૮૯)

**वृद्धनम्यपदाम्भोजो व्रजगोवत्सलः पथि । गोवर्धनधरः कृत्स्नं गोधनं गृहमानयन् ॥४९०॥**
**स्वकीयनयनानां च महदुत्सवमुन्नयन् । दिनांते गोपकैर्गीतो गोरजश्छुरितालकः ॥४९१॥**
**सुहृदामाशिषो दातुं वेणुना व्रजमाययन् । स्वयं तद्रसवेत्ता च स्वयमेव विमोहितः ॥४९२॥**

શ્રીગિરિરાજજીને ધારણ કરનાર વ્રજની ગાયોપર વાત્સલ્યભાવવાળા પ્રભુ સર્વે ગાયોને લઇને વનમાંથી ઘેર પધારતા હતા, ત્યારે રસ્તામાં વૃદ્ધ પુરુષો પણ ભગવાનનાં ચરણકમલને નમસ્કાર કરતા હતા. (૪૯૦) પોતાના ભક્તના નેત્રને અત્યંત આનંદોત્સવ કરાવતા પ્રભુ સંધ્યાસમયે પોતાના ચરિત્રનું ગાન કરતા ગોપ બાલકોસહિત પધારતા હતા, અને જ્યારે ગોરજથી કેશ વ્યાપ્ત થઈ ગયા હતા, પોતાના સુહૃદોના મનોરથ પૂર્ણ કરતા હતા, અને વેણુ વગાડતા વ્રજમાં પધારતા હતા, ત્યારે વેણુનાદના રસના વેત્તા પોતે હોવાં છતાં પોતેજ તે રસથી મોહિત થઈગયા.

**स्वामिनीदर्शनानंदमदघूर्णितलोचनः । ईषन्मानप्रदश्चापि तथा सन्मानदायकः ॥ ४९३ ॥**
**स्वांतःस्थायिप्रतिपदमीषन्मानविखंडनः । बदरारक्तवदनो घर्मेण स्वर्णकुंडलैः ॥ ४९४ ॥**
**मंडयन् कोमलं गंडं यदुराजो गजागतिः । कृतार्थयितुमायातो रजनीं चंद्रमा इव ॥४९५॥**
**मोचयन् व्रजभक्तानां तापं सायं समागतः । वेणुनादपरस्तेन स्वयं वेत्तैव मोहितः ॥ ४९६ ॥**
**एवंविधानंतलीलागुणगानैर्व्रजस्त्रियः । हृदि भावात्मकं प्राप्य रूपमांतरभावतः ॥४९७॥**
**चक्रुः प्रियेण रमणं दिनेष्वपि वियोजने । संध्यापर्यंतमेवैवं तासां भावो विभाव्यताम् ॥४९८॥**

શ્રીસ્વામિનીનાં દર્શનના આનંદથી ભગવાનનાં લોચન મદથી ઘૂર્ણાયમાન થઇ ગયાં. પોતે જો કે સ્વલ્પ માન દેવાવાળા છે, તો પણ રસના આધિક્યથી બહુ માન દેવા લાગ્યા. (૪૯૩) વ્રજમાં પધારતા પ્રત્યેક ચરણ ધરતાં ભક્તનાં અંતઃકરણમાં જે કાંઇક માન રહ્યું હતું, તેનું ખંડન કરવા લાગ્યા. અસ્વેદથી તથા સુવર્ણના કુંડલના પ્રકાશથી બોરના જેવું કંઇક લાલ વદન પ્રભુનું થઇ રહ્યું હતુ. (૪૯૪) તે કુંડલના પ્રકાશથી ગંડસ્થલ શોભી રહ્યું હતું. યાદવોના રાજા ગજની ચાલથી જેમ ચંદ્રમા રાત્રિને કૃતાર્થ કરવાને પધારતા હોય, તેમ કૃતાર્થ કરવાને પધારતા હતા. (૪૯૫) સાયકાલે પાછા પધારેલા પ્રભુ વ્રજભક્તોના તાપ દૂર કરતા હતા, વેણુનાદ કરવામાં પરાયણ હતા, વેણુના રસને પોતે જાણતા છતાં પોતે જ તેનાથી મોહિત થઈ ગયા. (૪૯૬) આ પ્રકારની અનંત લીલાના ગુણગાનથી ગોપીઓ પોતાના આંતર ભાવથી ભાવાત્મક સ્વરૂપને હૃદયમાં પ્રાપ્ત કરીને (૪૯૭) દિવસમાં પણ વિયોગમા પ્રિયનો સંગ આ પ્રમાણે પ્રાપ્ત કરીને આંતર રમણ કરતાં હતાં. એમ સંધ્યાપર્યંત એમના ભાવની ભાવના નિત્ય કરવી. (૪૯૮)

પછી જ્યારે છ ઘડી દિવસ બાકી રહ્યો, ત્યારે નિકુંજમાં પોઢેલા પ્રભુને જગાડવાની તથા ઉત્થાપનભોગ આરોગવાની પ્રાર્થના સખીજન કરે છે, ત્યારે પ્રભુ જાગીને શ્રીગિરિ-

રાજઉપર પધારે છે. અને ફૂલફૂલ વગેરે આરોગે છે, તે સમયની પ્રભુની સ્થિતિ અને તેમણે કરેલી લીલાનું વર્ણન સત્તાવિશ શ્લોકથી કરે છે.

तदावशिष्टे दिवसे पश्चात् षड्घटिकात्मके। समागत्य सखीवृंदः कपाटांतिकमास्थितः ॥
प्राबोधयद्व्रजपतिं तथालीलानिरूपणैः। राधिकाकांत जातोयं समयस्त्वत्प्रबोधने ॥५००॥
गोपाः सगोधना गंतुं व्रजं पश्यंति ते पथं। स्वामिनीदर्शनानंद स्वामिनीसहसंस्थिते ॥
विमुक्तकेशवदन नखचंद्रकलंकित। अंजनाधरसंशोभिन् कपोलद्वयचक्रक ॥५०२॥
सहासवदनाम्भोज प्रियाधरपिपासक। विपरीतरसप्राप्तश्रिया शृङ्गारशोभित ॥५०३॥
कुंकुमारक्तहृदय नखक्षतविचित्रित। त्रुट्यन्मुक्तामणिमयहारशोभितविग्रह ॥५०४॥
निजस्वस्वामिनीवृन्दभुजालिंगितकंठक। गोपीश गोधनाधीश धृतगोवर्धनाचल ॥५०५॥

પછી જ્યારે ૭ ઘડી દિવસ બાકી રહ્યો, ત્યારે સખીયોનું યૂથ કુંજભવનના કમાડ આગળ આવીને ઉભું રહ્યું. (૪૯૯) પ્રભુની લીલાઓનુ નિરૂપણ કરીને વ્રજપતિને જગાડવા લાગ્યા. હે રાધિકાકાન્ત, આપને જાગવાનો સમય થયો છે. (૫૦૦) ગાયો સહિત ગોપાલો વ્રજમાં જવાને માટે આપની રાહ જુએ છે, હે સ્વામિનીને દર્શનના આનંદરૂપ, હે સ્વામિનીસહ સ્થિતિ કરનાર, (૫૦૧) મુખઉપર છૂટા કેશથી શોભતા હે પ્રભુ, હે નખચંદ્રકલંકિત પ્રભુ, હે અંજનથી શોભતા અધરવાળા પ્રભુ, હે કપોલદ્વય પર ચક્રાકારવાળા પ્રભુ, (૫૦૨) તે હાસ્યયુક્ત વદનકમલવાલા પ્રભુ હે પ્રિયાધરપિપાસક, હે વિપરીત રસથી પ્રાપ્ત સ્વામિનીના શૃંગારની શોભાવાળા પ્રભુ, (૫૦૩) હે કેસરથી રંગાયલા હૃદયવાળા, નખક્ષતથી ચિતરાયલા, તૂટેલાં મોતી અને મણિના હારથી શોભતા અંગવાળા પ્રભુ, (૫૦૪) આપના સ્વામિનીના યૂથની ભુજાઓથી આલિંગિત કંઠવાળા પ્રભુ, હે ગોપીશ, હે ગોધનના અધીશ, હે ગોવર્ધનધર, (૫૦૫)

गोवर्धने समागत्य पुलिंदीभिः कृतोद्यमः। कंदादिकं समीकृत्य तथा वन्यफलानि च ॥
दाडिमी वदरी चैव तथा कृष्णकसेरुकम्। कर्कटी वर्तुलं चापि फलं जंबीरकं तथा ॥
फलाशकं तथा पीलू जंबु नारंगमेव च। कदली सहकारादि तथान्यानि फलान्यपि ॥
समानीय स्वयं नम्रपदवीं तव पश्यति। पूरणीयस्ततस्तस्य भवतैव मनोरथः ॥५०९॥

ગોવર્ધન ઉપર પુલિન્દીઓની સાથે સખીવૃંદ આવીને શ્રમ લઇને કંદાદિક અને વનનાં ફલ, (૫૦૬) દાડમ, બોર, કાળા કસેરૂ, કાકડી, ખડબુચા, જમીરી, (૫૦૭) ફાલસા, પીલૂ, જાંબુ, નારંગી, કેળાં, કેરી અને બીજા ફ્લો (૫૦૮) લાવીને નમ્રતાથી આપની રાહ જુએ છે. તેથી આપે તેમનો મનોરથ પૂર્ણ કરવો જોઇએ. (૫૦૯)

एवं सखीजने नित्यं वदति प्रणयाकुले। समुत्थितः स्वामिनीभिः सहितो गोकुलेश्वरः॥
आरक्तघूर्णनयनः शयनालसलोचनः। शिथिलाभरणः सर्वशिथिलीकृतविग्रहः ॥५११॥
स्खलद्वागमृतप्रायःरसप्रस्रवणाधरः। गायन्नमंदमुत्कंठगोपीकंठकरस्थितिः ॥५१२॥
शनैः शनैर्धृतपदो गजराजसमागतिः। कुंकुमारक्तमृदितवनमालासुलालितः ॥५१३॥
वनमालामधुलिहः कूजनेनाद्रियन् मुहुः। तत्सौरभसमाघ्राणोद्दीपितस्मनोभवः ॥५१४॥

स्वामिनीश्रीकरद्वंद्वोपरिस्थितभुजाम्बुजः। रसातिशयसंमोहस्वानुसंधानवर्जितः ॥५१५॥
स्वामिनीमुखचंद्रैकचकोरनयनाम्बुजः। रसासक्तिवशस्वीयभक्ताधीनगतिक्रियः ॥५१६॥
एवं विशेषतो लीलाः स्वीयहृत्तोषपोषिकाः। मध्ये मार्गं मिथो कुर्वन् कुंजद्वारमुपागतः ॥

આ પ્રમાણે પ્રણયથી આકુલ થયલાં સખીજનો કહેવા લાગ્યાં, ત્યારે શ્રીગોકુલેશ્વર સ્વામિનીઓ સહિત ઉઠ્યા. (૫૧૦) પ્રભુના નેત્ર લાલધુમ થઇ રહ્યા છે. શયનને લીધે નેત્રમાં આળસ છે. આભરણ શિથિલ થઈ ગયા છે, અને સર્વ અંગ શિથિલ થઇ ગયું છે. (૫૧૧) વાણી ઘણીખરી ભાગીતુટી છે, અધરમાંથી અમૃત જેવો રસ સ્રવે છે, ઉંચે સ્વરથી, ઉત્કંઠાથી, ગાતા ગોપીજનના કંઠ ઉપર પોતે હસ્ત ધર્યા છે. (૫૧૨) ધીરેધીરે ચરણ ધરે છે, ગજરાજની સમાન ચાલ છે, કેસરથી લાલ થયલી ચોળાયલી વનમાલાથી પોતે શોભે છે. (૫૧૩) વનમાલાના મધુનું પાન કરનાર ભ્રમરોને કૂજનથી વારંવાર આદર આપે છે, અને તેની સુગંધ લેતા પોતાનો કામદેવ ઉદ્દીપન થાય છે. (૫૧૪) શ્રીસ્વામિનીના બંને હાથ ઉપર પોતાના હસ્તકમલ રાખ્યા છે, રસના અતિશયથી સંમોહિત થઈને અનુસંધાન વિનાના પોતે થઇ ગયાછે. (૫૧૫) શ્રીસ્વામિનીના મુખચંદ્રનું દર્શન કરવાને માટેજ આપના નેત્રકમલ ચકોરરૂપ બની ગયા છે, રસાસક્તિને વશ થઇને પોતાના ભક્તને આધીન થઈ ગતિ કરે છે. (૫૧૬) આ પ્રમાણે વિશેષતાથી નિજ જનના હૃદયને સંતોષ આપનારી લીલા પરસ્પર માર્ગમાં કરતા કુંજદ્વાર આગળ આવ્યા (૫૧૭)

स्वभावभावितानंतसामग्रीसहितः प्रियः। स्वस्वामिनीवृंदयुतो नयनानंददायकः ॥५१८॥
लीलापरवशः कृष्णः सखीभिरवलोकितः। कटाक्षैरंतरानंददूतैरिव तदा हरिः ॥५१९॥
ददानंदमानंदनिधानः शुशुभेतराम्। तावदागत्य तरसा हरिदाससमर्पितम् ॥५२०॥
पदार्थजातमखिलं कंदमूलफलादिकं। पुलिंद्यः स्थापयामासुः प्रभोरंतिकमुत्तमम् ॥५२१॥
स्थिताः किंचिद्दूरमथो पश्यन्त्यः स्मितसुंदरम्। व्रजनाथमुखाम्भोजं लीलाविलसितेक्षणम् ॥
स्वायोग्यतां भावयन्त्यः संबंधे विरहातुराः। चित्रप्राया इव तदा स्थिता विस्मृतदैहिकाः ॥
व्रजनाथोपि नयनैः शिशिरीविदधज्जगत्। स्वामिनीवृंदसहितः सर्वमूरीचकार सः ॥५२४॥

પોતાના ભાવથી ભાવિત અનંત સામગ્રીસહિત પોતે છે, પ્રિય પોતાની સ્વામિનીના યૂથસહિત છે, સર્વના નેત્રને આનંદ આપે છે. (૫૧૮) લીલાથી પરવશ થયલા શ્રીકૃષ્ણને સખીઓએ જોયા, ત્યારે પોતાના હૃદયના આનંદના દૂતોરૂપી કટાક્ષોવડે શ્રીહરિને આનંદ આપ્યો. (૫૧૯) ત્યારે આનંદના નિધાન હરિ પોતે પણ આનંદ આપતા અત્યંત શોભવા લાગ્યા. (૫૧૯૬) એટલામાં પુલિન્દીઓએ જલદી આવીને હરિદાસ ગોવર્ધને સમર્પણ કરેલા સર્વ ઉત્તમ પદાર્થો, કંદમૂલ, ફલ, વગેરે પ્રભુની સમીપમાં મૂક્યાં. (૫૨૧) પોતે કંઇક દૂર ઉભા રહ્યા, અને સુંદર મંદહાસ્યવાળું લીલાથી વિલાસયુક્ત દૃષ્ટિવાળું, વ્રજનાથનું મુખકમલ જોવા લાગ્યાં. (૫૨૨) પોતાની પ્રભુના સંબંધની અયોગ્યતાની ભાવના કરવા લાગ્યા વિરહથી આતુર થઈ ગયા, દેહધર્મ ભૂલી ગયા, અને ચિત્રપ્રાય થઇને ઉભા રહ્યા. વ્રજનાથે પણ ત્યાંના સર્વ જંગમ પદાર્થને પોતાના નેત્રથી શીતલ કર્યા, અને સ્વામિનીયૂથસહિત સર્વ સામગ્રી આરોગ્યા. (૫૨૩–૨૪)

फलानि फलरूपेण फलरूपयुतः परं। हरिदासस्य फलदः फलादः सोभवत् प्रभुः ॥५२५॥

જોકે પોતે ફલરૂપ છે, છતાં ફલોનો ફલરૂપે અંગીકાર કર્યો. હરિદાસને ફલ આપવા માટે પ્રભુ ફલ આરોગ્યા (૫૨૫)

પછી પોતે ગોપાલો તથા ગાયોના સમૂહમાં પધાર્યા. વ્રજમાં જવાનો વિચાર સખાઓની સાથે કર્યો, અને અનવસરના વિયોગની વ્રજસ્થ ભક્તની દશા અને તેમાં પ્રભુનું મમત્વ અને ભક્તાધીનપણું પોતે પ્રકટ કરતા વ્રજ તરફ જવા લાગ્યા, તે લીલાનું વર્ણન ૧૦૯ શ્લોકથી કરે છે.

तत उत्थाय सहसा गोपधेनुसमन्वितः । अवदद्बालकान् संध्यासमयः समजायत ॥५२६॥
व्रजं वै धेनवो नेया ईक्षन्ते वत्सकाः पथं । पश्यतश्चाकुले मार्गं जनन्यावावयोर्गृहे ॥५२७॥

પછી એકદમ ઉઠીને ગોપો અને ગાયોની સાથે થઈ ગયા, અને બાલકોને કહેવા લાગ્યા કે સંધ્યાનો સમય થઈ ગયો છે. (૫૨૬) ગાયોને હવે વ્રજમાં લઇ જવી જ જોઇએ. વાછરડાંઓ વાટ જુએ છે, અને અમારી બંને માતાઓ ઘરમાં આકુલવ્યાકુલ થઇને અમારી વાટ જુએ છે. (૫૨૭)

गायन्त्यो मद्गुणान् गोप्यः समुदायेन मत्पराः । गोष्ठस्थिताः स्वस्वभावै रमयंत्यांतरं हि मां ॥
त्यक्ताखिलक्रियाजाता गुणगायनमानसाः । विरक्तपदवीं याताः पश्यन्ति पदवीं मम ॥
त्यक्तलोकत्रया नित्यं तथा भावितमत्क्रियाः । अत्यंतदीना ईक्षन्ते धृतिहीनाः पथो मम ॥
मद्धर्मध्यानमनसः क्लेशशोषितविग्रहाः । मल्लीलाभावमापन्ना मोदन्ते दिवसेष्वपि ॥५३१॥

ગોષ્ઠમાં રહેલાં ગોપીજન પોતપોતાના ભાવથી મારી સાથે આંતર રમણ કરતાં મત્પરાયણ થઇને ટોળે વળી મારા ગુણ ગાય છે (૫૨૮) પોતાના ઘરની બધી ક્રિયાઓનો તેમણે ત્યાગ કર્યો છે. મારા ગુણગાનમાંજ તેમનુ મન છે. વૈરાગ્યની દશા તેમને પ્રાપ્ત થઇ છે, અને મારી રાહ જોયા કરે છે. (૫૨૯) ત્રણે લોકનો ત્યાગ કર્યો છે નિત્ય મારા ચરિત્રની ભાવના કર્યા કરે છે. અત્યંત દીન થઇ ગયાં છે. હવે તેમની ધીરજ રહી નથી. આતુરતાથી મારી વાટ જુએ છે. (૫૩૦) મારા ગુણોના ધ્યાનમાંજ એમનુ મન લાગી રહ્યુ છે, મારા વિયોગના ક્લેશથી એમનાં શરીર સુકાઈ ગયાં છે, અને દિવસે પણ મારી લીલાના ભાવને પ્રાપ્ત થઈનેજ આનન્દ માને છે. (૫૩૧)

स्मरन्त्यो मम वाक्यानि तथैवागमनावधिं । मुहुर्मुहुर्विमुह्यन्ति दिङ्मूढा इव मां विना ॥
वनागमनमार्गैकदत्तलोचननीरजाः । वेणुनादश्रुतपराः श्रुतयः श्रुतयः पराः ॥५३३॥
भावयंति सदा गोभिः सहितं सायमागतं । विपिनादपि वै खिन्ना विभिन्ना विरहेण हि ॥
हृतचित्ता मदीयैकक्रीडाचित्ता व्रजस्थिताः । मद्दुःखदुःखिताः प्राणान् धारयंति कथंचन ॥

મારાં વાક્યનું સ્મરણ કરતાં, તથા મારા આવવાના સમયનું સ્મરણ કરતાં, મારા વિના દિઙ્મૂઢ થઈ ગયાં હોય તેમ વારંવાર મૂર્છિત થઈ જાય છે. (૫૩૨) વનમાંથી પાછા આવવાના માર્ગમાં પોતાનાં નેત્રકમલ લાગી રહ્યાં છે, એ અતિ ઉત્તમ શ્રુતિઓ વેણુનાદના શ્રવણ કરવામાં પરાયણ થઇ તે શ્રવણ કરવાને કાન ધરી રાખે છે. (૫૩૩) સંધ્યાકાલે ગાયો સહિત વનમાંથી હું આવું તેની ભાવના નિરંતર કર્યા કરે છે, એ ગોપીજનો ખિન્ન થઈ વિરહથી છિન્નભિન્ન થઈ રહ્યાં છે. (૫૩૪) એઓ વ્રજમાં છે, તો પણ એમનું ચિત્ત મારી પાછળ લાગી રહ્યું છે. મારી ક્રીડામાંજ એમનું ચિત્ત છે, મારા વિરહદુઃખથી દુઃખિત છે, જેમ તેમ કરીને પ્રાણ ધારણ કરી રહ્યાં છે. (૫૩૫)

श्रीदामन्नंतिकं शीघ्रमागच्छ शृणु सादरम्। वदाम्यत्यंतरंगाय तुभ्यं मन्मनसि स्थितम् ॥
राधा मम हृदाधारो राधा मत्प्राणजीवनं। राधा नयनशृङ्गारो राधा मज्जन्मनः फलम् ॥
राधा मदीयसर्वस्वं राधा मन्मूर्धमंडनं। राधैव मद्दृशो रूपं मत्श्रुत्योः शब्द एव च ॥
मन्नासिकायाः सा गंधो रसनाया रसोपि सा। मत्त्वचः सैव संस्पर्शो विषयाः सर्व एव सा ॥
बहिः सा मेन्तरं सैव पुरतः सा पुरैव सा। चलतः सा तिष्ठतः सा शयानस्यापि सा मम ॥

હે શ્રીદામા, મારી પાસે જલદી આવ, તુ અન્તરગ છે, તેથી મારાં મનની વાત કહુ છુ તે ધ્યાન દઈ સાંભળ (૫૩૬) રાધા મારાં હૃદયનો આધાર છે, રાધા મારા પ્રાણનુ જીવન છે રાધા મારા નયનનો શૃગાર છે, રાધા મારા જન્મનુ ફ્લ છે (૫૩૭) રાધા મારૂ સર્વસ્વ છે, રાધા મારા મસ્તકનુ ભૂષણ છે, રાધા જ મારી દૃષ્ટિનુ રૂપ છે, અને મારા કાનનો શબ્દ છે (૫૩૮) મારી નાસિકાનો ગધ પણ એ જ છે, મારી જીહ્વાનો રસ પણ એ જ છે, મારી ત્વચાનો સ્પર્શ પણ એજ છે, મારા સર્વ વિષયોરૂપ એજ છે (૫૩૯) મારી બહાર એ છે, મારી અદર પણ એજ છે, મારી આગળ પણ એજ છે, મારી પાછળ પણ એજ છે, ચાલતા પણ એજ છે, ઉભા રહેતાં પણ એજ છે, અને શયન કરતાં પણ મને એજ છે (૫૪૦)

स्वप्ने तामेव पश्यामि सुषुप्तावपि तल्लयः। जाग्रतो न परं मित्र नापयाति दृशोर्मम ॥
भोजनं कुर्वतोप्येवं सैव तिष्ठति सन्निधौ। मित्र किं बहुना यद्यत् करोमि मुखपंकजे ॥५४२॥
सर्वं स्वादु तथा याति यथा तदधरामृतं। सखे ममारुचिर्याता तदन्यद्वस्तुभोगतः ॥५४३॥
कथं तिष्ठामि भवने कथं गच्छामि वै वनं। वने विचरणं तस्या विरहेण गृहे मया ॥५४४॥
स्थातुं न शक्यते तस्मान्नान्यस्तद्धेतुरिष्यते। मित्र मे जीवनं राधाधरपीयूषसेवनम् ॥५४५॥

સ્વપ્નમાં પણ હુ એને જ જોઉં છુ, સુષુપ્તિમા એનામા જ હુ લીન થઈ જાઉ છુ હે મિત્ર, હુ જાગતો હોઉ ત્યારે પણ મારી આખ આગળથી એ દૂર થતીજ નથી (૫૪૧) ભોજન કરતી વખતે પણ એ પ્રમાણે એજ મારી પાસે આવીને ઉભી રહે છે હે મિત્ર, બહુ શુ કહુ, જે જે મારા મુખકમલમાં હુ મૂકુ છુ તે સર્વે એના અધરામૃત જેવુ સ્વાદવાળુ થઈ જાય છે હે સખા, એના અધરામૃત વિનાની બીજી વસ્તુનો ભોગ કરવો મને રુચિકર લાગતો નથી (૫૪૩) એના વિરહમાં હું ઘરમાં કેમ રહી શકું, અને વનમા પણ કેવી રીતે જાઉં એના વિરહમાં વનમાં જઇ શકાતુ નથી ઘરમા રહી શકાતુ નથી, એમા બીજુ કાંઈ કારણ નથી, હે મિત્ર, રાધાના અધરામૃતનુ સેવન કરવુ એજ મારૂ જીવન છે (૫૪૪-૪૫)

तया विना न किंचिन्मे त्रिजगत्यतुलांगया। सुभगं वर्तते किं वा मद्रूपमपि न प्रियम् ॥
अर्धस्तया विना मित्र विचरन् विजने वने। कदा मां निजकंठस्य लग्नं विरचयिष्यति ॥
कदा मयि सखे प्राणवल्लभे मेतिवल्लभा। ग्रहस्य प्रथमं स्वीयहस्तं वा धारयिष्यति ॥५४८॥
भावये राधिकायास्तु सुस्मं गमनमेव च। गजतुल्यगतिं स्वीयनखचंद्रप्रकाशनं ॥५४९॥

ત્રણે લોકમા જેના અગની તુલના કોઇથી થઈ શકતી નથી એવી રાધા વિના મને બીજુ કાંઈ સૌભાગ્યવાળુ લાગતુજ નથી બીજુ તો શુ, મારૂ રૂપ પણ મને પ્રિય લાગતુ નથી (૫૪૬) હે મિત્ર, એના વિના નિર્જન વનમાં ફરતો હું અર્ધ માત્ર છુ, એ મને પોતાના કંઠમાં ક્યારે

લગાવશે ? (૫૪૭) હે સખા, મને ઘણીજ વ્હાલી હસીને મારે વિષે, પોતાના પ્રાણવલ્લભને વિષે, પ્રથમ પોતાનો હસ્ત ક્યારે ધારણ કરશે ? (૫૪૮) હું રાધિકાના શયનની, ગમનની એની ગજતુલ્ય ગતિની, એના નખચન્દ્રના પ્રકાશની નિરન્તર ભાવના કરૂં છું. (૫૪૯)

चारीकरणचातुर्यचलन्नूपुरनादनम् । आरक्तशाटिकाप्रान्तलसच्चरणपंकजं ॥५५०॥
कटिदेशलसत्क्षुद्रघंटिकाकलनादनं । नाभिह्रदोपरिलसन्मुक्ताहारावलंबनम् ॥५५१॥
अतिश्यामतमस्निग्धं कंचुकीपरिधापनं । उरःस्थलस्थितश्रीमत्पदकोत्तमभूषणम् ॥५५२॥
सुवर्णमणिरत्नादिदेहविद्योतनं तथा । कंठलग्नं तनु स्वीयकाचसौभाग्यमंडनं ॥५५३॥
तदग्रे सूक्ष्ममणिभिः कृतकंठविभूषणं । तदधो वज्रजटितचतुष्की नाम मंडनम् ॥५५४॥
करद्वंद्वलसच्चारुकाचकंकणसंचयम् । अनेकरत्नजटितं कंकणाकृतिभूषणम् ॥५५५॥
वाहुद्वितयमध्यस्थांगदाभूषणशोभनं । गुंजामालाराजमानग्रीवोरःस्थलदीपनं ॥५५६॥
विंबाधरस्य स्फुरणं गंडस्थलचमत्कृतिम् । नासिकामुक्तिकाभूषमलकैर्वदनावृतिम् ॥५५७॥
कस्तुरिकाविंदुलसद्भालवज्रविभूषणम् । सुवर्णरेखात्रितयं मौक्तिकामलकावलिम् ॥५५८॥
मणिमाणिक्यवज्रादिजटितं तिलकं तथा । द्विफालमध्यसिंदूरं मौक्तिकं केशपाशकम् ॥
पार्श्वद्वितयमध्यस्थशिरःपुष्पविभूषणं । मुक्तासुवर्णमालाभिः पुष्पमालाभिरप्युत ॥५६०॥
ग्रथितं रत्नसंशोभिपट्टगुच्छसुराजितं । शिरोभूषोपरि स्थायि सूक्ष्मचैलामलांचलम् ॥५६१॥
पदद्वंद्वतलस्थायि कुंकुमालक्तकद्युतिम् । स्मरामि सततं मित्र नाम गृह्णामि सर्वदा ॥५६२॥

એની ચાલવાની ચતુરાઈથી હાલતાં નૂપુરના નાદનું, તથા લાલ સાડીના છેડા નીચે શોભતાં ચરણકમલનું, (૫૫૦) તથા કટિપર ધરેલી શોભાયમાન નાની ઘુઘરીઓના કલ કલ થતા નાદનું, નાભિરૂપી સરોવર ઉપર પ્રકાશતા લાંબા મોતીના હારનું (૫૫૧) અતિ શ્યામ સ્નિગ્ધ કંચુકીના વસ્ત્રનું, ઉરઃસ્થલપર રહેલા ઉત્તમ.પદકરૂપ આભૂષણનું (૫૫૨) સુવર્ણ, મણિ, રત્ન વગેરેથી પ્રકાશિત શ્રીઅંગની શોભાનું, કંઠમાં લાગેલાં નાનાં પોતાનાં સૌભાગ્યસૂચક કાચનાં આભૂષણનું (૫૫૩) તેની આગળ ઝીણા મણકાનાં બનેલાં કંઠાભૂષણનું, તેની નીચે ધરેલા હીરાજડિત ચોકી નામના ભૂષણનું, (૫૫૪) બે હાથમાં શોભતા સુંદર કાચની ચૂડીના સમુહનું, અનેક રત્નજડિત કંકણની આકૃતિના ભૂષણનું (૫૫૫) બન્ને હાથ ઉપર ધરેલા શોભાયમાન બે બાજુબંધનું, ગુંજામાલાથી શોભતા કંઠ તથા ઉરઃસ્થલના પ્રકાશનું (૫૫૬) બિમ્બાધરના સ્ફુરણનું, ગંડસ્થલના ચમત્કારનું, નાસિકાના મોતીના નકવેસરનું, વાંકડિઆ કેશથી વિંટલાયલા મુખનુ (૫૫૭) કસ્તૂરીના બિન્દુથી શોભિત કપાલપર રહેલી હીરાની ટીકીનું, લલાટપર સોનાની ત્રણ રેખારૂપી આડનું, મોતીની અલકાવલિનું (૫૫૮) મણિ, માણેક, હીરા વગેરેથી જડિત તિલકનું, સેંથાની વચ્ચે રહેલા સિન્દૂરનું, મોતીથી બાંધેલા કેશપાશનું, (૫૫૯) બન્ને બાજુપરની વેણીની વચ્ચે ધરેલા શિરફુલનું, મોતી અને સુવર્ણની માલા અને પુષ્પની માલાથી ગુંથેલી વેણીનું (૫૬૦) રત્નથી ગુંથેલા લટકણના છેડાપર લગાવેલા શોભિત રેશમના ગુચ્છાનું, મસ્તકનાં ભૂષણપર ધરેલાં ઝીણાં નિર્મલ વસ્ત્રનું (૫૬૧) બે ચરણના તળીઆની નીચે લગાવેલા કેસર અને અલક્તની શોભાનું, હે મિત્ર, હું સર્વદા નામ લઇ લઇને સ્મરણ કરૂં છું. (૫૬૨)

स कालः कोपि भविता यस्मिन्नेतादृशी मम। प्रिया परमसंतोषयुता यास्यति सन्मुखम् ॥
सखे स खेदहेतुर्मे स्वयं कोपेन तप्यति। तर्जनं मह्यमुचितमपि दोषवतोनिशम् ॥५६४॥
देहेन्द्रियांतःकरणप्राणात्मादिकमप्युत। तदर्थमेव निखिलं न स्वार्थमिह किंचन ॥५६५॥
मया निजस्वरूपं तु वितीर्णं निखिलं प्रिय। प्रियाभ्यो हृदयस्थाभ्यो भावुकाभ्यो निरंतरं ॥

એવો કોઇ કાળ આવશે કે જે વખતે ઉપર વર્ણવી એવી મારી પ્રિયા અત્યન્ત પ્રસન્ન થઇને મારી સન્મુખ પધારશે? (૫૬૩) હે સખે, મને એ ખેદ થાય છે, કે એ પોતે કોપ કરી સતાપ પામે છે હુ સદા દોષ કરૂ છુ તેથી મનેજ ઠપકો આપવો ઉચિત છે (૫૬૪) મારા દેહ, ઇન્દ્રિય, અત કરણ, પ્રાણ, આત્મા વગેરે સર્વે એને માટેજ છે, મારા સ્વાર્થ માટે એમાનુ કાંઈ પણ નથી (૫૬૫) હે પ્રિય, મારુ સર્વ સ્વરૂપ મે મારી નિરન્તર ભાવના કરવાવાળી મારા હૃદયમાં રહેલી પ્રિયાઓને આપી દીધુ છે (૫૬૬)

नाहं स्वतंत्रस्तद्धस्तविक्रीतः प्रथितो भुवि। मत्प्रसादस्तथाकोपस्तदधीनो न मत्कृतः ॥
तथा विधेयं मन्मित्र यथा मयि दयिष्यति। दयिता निहिता राधा हृदये हृदयप्रिया ॥
अहं गोपीजनासक्तो विरक्तः सर्वतः स्मृतौ। स्वधर्मसरणेऽशक्तो गोपीजनसहस्थितिः ॥
एवं विज्ञायते सर्वः स्वभावोयं मदीयकः। मित्रत्वादपि न स्थातुं शक्यते कथनं विना ॥
एतदर्थमिदं सर्वं त्वदग्रे कथित मया। त्वयापि हृदये स्थाप्यं वाच्यं नान्यस्य सन्निधौ ॥

હુ સ્વતત્ર નથી, હુ એમને હાથ વેચાઇ ગયો છુ, તે જગતમાં જાણીતુ છે મારો પ્રસાદ અને કોપ તેમનેજ આધીન છે, મારે આધીન કાઇ નથી (૫૬૭) મારા મિત્ર, તુ એવુ કાઈક કર કે જેથી રાધા કૃપા કરે, હૃદયને પ્રિયા રાધા મારા હૃદયમાજ રહેલી છે (૫૬૮) હુ ગોપીજનમાં આસક્ત છુ, એમના વિના સર્વનુ સ્મરણ કરવામા વિરક્ત છુ, મારા ગુણનુ સ્મરણ કરવામાં હું અસમર્થ છુ. ગોપીજનોની સાથેજ મારી સ્થિતિ છે (૫૬૯) આવો મારો સર્વ સ્વભાવ તુ જાણે છે, પરન્તુ તુ મિત્ર છે, તેથી તારી આગળ કહ્યા વિના મારાથી રહેવાતુ નથી (૫૭૦) તેને લીધેજ આ સર્વ મે તારી આગળ કહ્યુ તારે પણ તે તારા હૃદયમાજ રાખવુ કોઈ બીજાની આગળ કહેવુ નહિ (૫૭૧)

चलनीयं व्रजमितो दिवसे क्षयमीयुषि। गोपैः सगोधनैः सर्वैः क्रीडाहैर्गतिनर्तनैः ॥५७२॥
गावः क्रियन्तां विविधचित्राः सद्गैरिकादिभिः। मयूरपिच्छनिर्माणपट्टिकाभूषणादिभिः ॥
अग्रे क्रियंतां बलवत्सहाया गोपबालकाः। बलश्च तत्पृष्ठभागे गावः स्थाप्याः समन्ततः ॥
पश्चान्मदीयास्तिष्ठन्तु मया सह समावृताः। नृत्यद्भिर्धावमानैश्च गायद्भिः क्रीडनोन्मुखैः ॥
हसद्भिः हासयद्भिश्च धातुचित्रितविग्रहैः। गुंजामालालसत्कंठैः केकिपिच्छविभूषणैः ॥५७६॥
अस्माभिरपि गन्तव्यं तत्पश्चाद्भागवर्तिभिः।

હવે અહિંથી વ્રજમા જવુ જોઈએ, કેમકે દિવસ પુરો થવા આવ્યો છે, ચાલતા ચાલતા નૃત્ય કરતા ક્રીડા કરતા ગોપો સહિત સર્વે ગાયોને લઇને ચાલવુ જોઈએ (૫૭૨) સારા ગેરુ વગેરેથી ચિતરીને મોરપિચ્છની પટીઓ અને ભૂષણો વગેરે બનાવીને ગાયોને અલકૃત કરો (૫૭૩) બળવાન્ ગોપોને સહાય કરવાને માટે ગોપબાલકોની આગળ રાખો, તેની પાછળ બલદેવજી, અને તેની પાછળ ચારે તરફ ગાયોને રાખો (૫૭૪) તેની પાછળ હુ અને મારા સખાઓ સમૂહમાં

રહીશું. નૃત્ય કરતા, દોડતા, ગાયન કરતા અને ખેલવામાં તત્પર, હસતા, હસાવતા, ગેરુ વગેરે ધાતુથી ચિતરેલા અંગવાલા, ગુંજામાલાથી શોભતા કંઠવાળા, મોરપિચ્છના આભૂષણવાળા આપણે પણ તેમની પાછળ રહીને જવાનું છે (૫૭૬½)

गोप्यः समागमिष्यंति मम संमुखमादृताः ॥
तथा विधेयमेतेषां सर्वेषामग्रतो गतिः। ता मद्वियोगविधुरा मदर्थधृतजीवनाः ॥५७८॥
मद्गुणस्मरणादन्यस्मृतिवर्जितमानसाः। कृशा भृशार्तिसहिताः संगमाशावलंबनाः ॥५७९॥
वियोगभावविलसत्प्रलापगुणगीतयः। मदर्थैकपरित्यक्तलोकवेदोदितक्रियाः ॥५८०॥
विस्मृतस्वीयदेहाद्यास्त्यक्तावश्यकदैहिकाः। प्रेक्षन्ते मत्पथं प्रीत्या वियोगविकलाः किल ॥

તેમની પાછળ આપણે પણ જવું જોઇએ, કેમકે ગોપીઓ મારી સન્મુખ આદરપૂર્વક આવશે. (૫૭૭) એ સર્વ આગળ ચાલે એમ કરવું જોઈએ, કેમકે તે ગોપીઓ મારા વિયોગથી દુઃખિત થઈ ગઈ છે, અને મારે માટેજ પોતાનું જીવન ધરી રાખ્યું છે. (૫૭૮) મારા ગુણનું સ્મરણ કરીને જ બીજું કાંઇપણ સ્મરણ તેમનાં મનમાં થતું નથી. મારાં દર્શન વિના બહુ કૃશ થઈ ગઇ છે, પુષ્કલ આર્તિથી પીડિત થઇ ગઈ છે. મારા સંગની આશાનું અવલમ્બન કરીને રહી છે. (૫૭૯) વિયોગ-ભાવમાં વિલસતી મારા ગુણગાનના પ્રલાપ કરતી મારે માટેજ લોકવેદમાં કહેલી ક્રિયાનો ત્યાગ કરીને રહી છે. (૫૮૦) પોતાના દેહ વગેરેનું અનુસન્ધાન ભૂલી ગઈ છે, દેહની આવશ્યક ક્રિયા એમની છુટી ગઈ છે. વિયોગથી વિકલ થઇને ખરેખર પ્રીતિથી મારી રાહ જુએ છે. (૫૮૧)

निर्निमेषा जीवशेषाः प्राप्तक्लेशा विशेषतः। दीनवेषा मानलेशा व्रजदेशस्थिता अपि ॥
एकाग्रमनसो भावरमणीया मनोरमाः। मयि दूरे स्थिते नित्यं भावयंति मदागतिं ॥५८३॥

એમની આંખો નિમેષ વગરની ફાટેલી જેવી થઇ ગઇ છે, એમનો જીવ જ માત્ર ટકી રહ્યો છે, પુષ્કલ ક્લેશ એમને થયો છે. દીન વેષ ધરીને, માન છોડીને, વ્રજમાં રહ્યાં છે. (૫૮૨) તો પણ એકાગ્ર મનવાળા, ભાવથી રમણીય અને મનોરમા, હું દૂર છું તોપણ નિત્ય મારા આવ-વાની ભાવના કર્યાં કરે છે. (૫૮૩)

तासामहं हि सर्वस्वमहमेवास्मि लौकिकम्। वैदिकं दैहिकं चापि चैहिकं पारलौकिकम् ॥
गते मयि व्रजं गोप्यो मत्पराः परमाश्रिताः। सजीवाः संभविष्यंति स्थिता अप्यनवस्थिताः ॥
एवं संमन्त्र्य मित्रेण श्रीदाम्ना भगवान् हरिः। मुदा हृदानंदभरस्त्वरयारुरुहे गिरिम् ॥

હુંજ તેમનું સર્વસ્વ છું, એમનું લૌકિક, વૈદિક, દૈહિક, ઐહિક, પારલૌકિક સર્વ હુંજ છું. (૫૮૪) મારાં વ્રજમાં જવાથી ગોપીઓ કે જેઓ મારામાં પરાયણ છે, મારો પરમ આશ્રય કરવા-વાળી છે, તેઓના જીવમાં જીવ આવશે, કારણ કે હમણાં તો તેઓ છે તોપણ નહિ જેવી છે.(૫૮૫) આ પ્રમાણે પોતાના મિત્ર સુદામા સાથે ભગવાને વિચાર કરીને હર્ષથી હૃદયના આનન્દભેર જલદી પર્વતપર ચઢ્યા. (૫૮૬)

बर्हिपिच्छशिरोभूषपल्लवाद्यवतंसकः। वनप्रसूनरचितरम्यवेशो रतिप्रदः ॥५८७॥
गुंजाफलावतंसाढ्यो मल्लवेशविराजितः। त्रिभंगललितः पीतवसनांचललालितः ॥५८८॥
वनधातुकृतस्वीयविग्रहाद्भुतचित्रकृत्। व्रजागमनविज्ञानविस्मृताखिलदेवनः ॥५८९॥

ભગવાને મોરપિચ્છનો મુકુટ ધર્યો છે, કોમલ પલ્લવ વગેરેનાં આભૂષણ ધર્યાં છે, વનના પુષ્પનો બનાવેલો સુંદર વેશ ધર્યો છે, રતિનું દાન કરવાવાળા છે. (૫૮૭) ગુંજાના આભૂષણથી યુક્ત મલ્લવેશથી શોભે છે, ત્રિભંગલલિત અંગ શોભે છે. સુંદર પીતામ્બરથી શોભે છે. (૫૮૮) વનની ધાતુ ગેરુ વગેરેથી શ્રીઅંગ પર અદ્ભુત ચિત્રામણ કર્યાં છે, વનમાં પધારવાના ધ્યાનમાં સર્વ શ્રમ ભૂલી ગયા છે. (૫૮૯)

स्वामिनीस्मरणायातहृद्भावोदयभावितः । वेणुं पूरितवानेवं गवामेवागतिर्यथा ॥५९०॥
प्रतिनामग्रहं नित्यं वत्सलेन स्मृताः पुनः । धावन्त्यो भाववेगेनाभवन्गावः स्वसंयुताः ॥
व्रजनाथमुखाम्भोजं मनोजरुचिरं मुदा । पश्यन्त्यो हृदयानंदमक्षिभृङ्गैर्निरंतरं ॥५९२॥
चालयन्त्यः स्वशृंगाणि मुखमुन्मुखयंति च । पुच्छमुच्छालयंत्यश्च स्रवन्त्यः स्वोधसं पयः ॥

શ્રીસ્વામિનીનું સ્મરણ થવાથી હૃદયમાં ઉદય થતા ભાવથી ભરપૂર થયા છે, એ પ્રમાણે વેણુને એવી રીતે વગાડી કે તે શ્રવણ કરતાં વેંતજ સર્વ ગાયો આવીને એકઠી થઈ ગઈ.(૫૯૦) પ્રત્યેક ગાયનું નામ લઈને નિત્ય બોલાવતા અને વાત્સલ્યથી સ્મરણ કરતા તેથી ભાવના વેગથી તે ગાયો દોડતી આવી, અને સર્વ ગાયો નિકટ આવીને પાસે એકઠી થઈ ગઈ. (૫૯૧) સર્વ ગાય હૃદયમાં આનન્દ આપનાર, કામદેવ કરતાં સુંદર, વ્રજનાથનું મુખકમલ નેત્રરૂપ ભ્રમરથી હર્ષથી એક ટક જોઈ રહી. (૫૯૨) પોતાના શિંગડા હલાવે છે, પોતાનાં મુખ પ્રભુની સામે ઉંચા કરે છે, પુચ્છાં ઉછાળે છે, અને પોતાનાં ભરાઉ સ્તનમાંથી દૂધના પ્રાસો મૂકી રહી છે.

दूर्वादलमुखामोदमीलल्लोचनवीक्षिकाः । वेणुनादश्रुतिपराः स्तब्धकर्णपुटा अपि ॥५९४॥
गैरिकादिभिरप्यन्यैश्चित्रधातुभिरंचिताः । मयूरपिच्छरचितपट्टिकालंकृता मुखे ॥५९५॥
ललाटमध्यविलसत्स्वर्णाभरणशोभिताः । कंठदेशलसत्स्वर्णशृंखलाघंटिकायुताः ॥५९६॥
मुक्तामणिमयीस्वर्णमालिकालंकृता अपि । पदैश्चतुर्भिः सौवर्णनूपुराभरणान्विताः ॥५९७॥
पीताम्बरावृताः काश्चित्कृष्णप्रीतिसमाश्रयाः । मयूरचंद्रिकाशृङ्गमध्यनिर्मितचंचलाः ॥५९८॥

મુખમાં દૂર્વાના દલ છે તેની સુગન્ધથી અર્ધાં મીચેલાં નેત્રથી જુવે છે, બંને કાન સ્થિર કરીને વેણુનાદનું શ્રવણ કરવામાં પરાયણ થઈ ગઈ છે. (૫૯૪) ગેરુ વગેરે પણ બીજી વિચિત્ર ધાતુઓથી રંગેલી છે, મોરપિચ્છની રચેલી પટ્ટિકા મુખ ઉપર અલંકૃત કરી છે. (૫૯૫) લલાટની વચમાં ચળકતા સોનાના આભરણથી શોભે છે, કંઠમાં ચળકતા સોનાની સાંકળી ઘંટડી સહિત બાંધી છે. (૫૯૬) મોતી અને મણિવાળી સોનાની માલા અલંકાર રૂપે ધરી છે, અને ચારે પગ ઉપર સોનાના નૂપુરના આભરણ ધર્યાં છે. (૫૯૭) કોઈક ગાયો શ્રીકૃષ્ણની પ્રીતિપાત્ર છે. તેમને પીતાંમ્બર ઓઢાડ્યા છે, બન્ને શિંગડાની વચમાં મોરચંદ્રિકા ધરી છે, તે મસ્તક હલાવવાથી હાલી રહી છે. (૫૯૮)

कर्णद्वयोपरिभ्रान्तलसत्संबद्धचामराः । निजस्वामिकरस्थायिपीतांबरसमीक्षकाः ॥५९९॥
मयूरपिच्छविलसच्चमरांदोलनोन्मुखाः । स्वभावान्सूचयन्त्योथ चंचलाः शृङ्गचालनाः ॥
भीता इव भयत्रस्ता धावन्त्यश्चकितााननाः । स्वस्वामिवदनांभोजदर्शनौत्कंठ्यकातराः ॥
गोपालकरसंस्पर्शस्वेदरोमोद्गमादयः । वेणुनादगतिस्तंभचित्रप्रायतया स्थिताः ॥६०२॥

दन्तदष्टतृणा जातसर्वकार्यघृणा भुवि । चरणांभोजचिह्नानि प्रेक्षणैकगतिप्रियाः ॥६०३॥
कृतपीताम्बरोत्फालपरितः परिवर्तनात् । वेणुनादसमाहूता गावो द्रुतमुपागताः ॥६०४॥

બન્ને કાનના ઉપર શિંગડાને લગાવીને ચળકતા ચમ્મર બાંધ્યાં છે. એ ગાયો પોતાના સ્વામીના હાથમાં ધારણ કરેલાં પીતામ્બર તરફ સારી રીતે દૃષ્ટિ કરી રહી છે. (૫૯૯) મોરપિચ્છનું ચમ્મર ચળકતું હાલે છે, તેના આંદોલનની સામું જોઇ રહી છે, પોતાના શિંગડા હલાવવાથી પોતાના ચચલ ભાવનુ સૂચન કરે છે. (૬૦૦) ભયભીત થઈ હોય તેમ ત્રાસયુક્ત થયલા ચકિત થયલા મુખવાળી દોડી જાય છે, પોતાના સ્વામીનાં મુખકમલ જોવાને ઉત્કંઠથી વ્યાકુલ થઈ ગઈ છે. (૬૦૧) ગોપાલના કરના સ્પર્શથી પરસેવાવાળી અને રોમાંચયુક્ત થઈ ગઈ છે, વેણુનાદથી ગતિ સ્થિર થઇને ચિત્રમાં ચિતરી હોય તેવી ઉભી રહી છે. (૬૦૨) દાંતમાં ઘાસનો કોળિઓ કરડી રહી છે, ભૂમિપરનાં સર્વ કાર્યમાં અરુચિ થઇ ગઈ છે, પૃથ્વિપર લાગેલાં ભગવાનના ચરણ કમલના ચિન્હ જોતી જોતી ભગવાનની પાછળ ચાલવામાં પ્રીતિવાળી છે. (૬૦૩) ભગવાને પોતાનું પીતામ્બર ઉછાળીને ચોતરફ ફેરવ્યું, તેથી વેણુનાદથી બોલાવેલી ગાયો જલદી પાસે આવી ગઇ.(૬૦૪)

प्रेपयित्वाग्रतो गोपान् सबालान् सहशस्त्रकान् । तत्पश्चाद्गोधनं सर्वमेकीकृत्यापि वृंदशः ॥
पश्चात् स्वयं वृतो गोपैः स्थितो वेणुमपूरयत् । शृङ्गाण्यापूर्य चलिताः तरसा गोपबालकाः ॥
सरोजमिव पत्राणि परिवार्य निजं प्रभुम् । गायन्तस्तद्यशः शुद्धं वने स्वेनानुभावितम् ॥६०७॥
धातुपल्लवपुष्पादिकृतवैचित्र्यविग्रहाः । अनेकाभरणैर्युक्ता मत्ता लकुटपाणयः ॥६०८॥
कटिविन्यस्तशृंगादिगोपवेषविराजिताः । स्वनाथगानश्रवणहृदयानंदतुंदिलाः ॥६०९॥
अनेकविधवाद्यानि वादयन्तोथ कूजनैः । तोपयन्तो हासयन्तः प्रियं गोपालवेषिणं ॥६१०॥

આગળથી બાલકો સહિત શસ્ત્રધારી ગોપોને મોકલ્યા, તેની પછવાડે સર્વ ગોધનને એકઠું કરીને જૂદાં જૂદાં ટોળાંઓ કર્યાં. (૬૦૫) પછી પોતે ગોપોથી વિંટલાઇને વેણુ વગાડી, અને ગોપબાલકો પણ શિંગડી બજાવતા જલ્દી ચાલવા લાગ્યા. (૬૦૬) જેમ કમલના પત્ર ચારે તરફથી કમલને ઘેરી લે છે, તેમ ગોપોએ પોતાના પ્રભુને ઘેરી લીધા. વનમાં પોતે ભગવાનના યશનો અનુભવ કર્યો હતો તે શુદ્ધ યશનુ ગાન કરવા લાગ્યા. (૬૦૭) વનના ગેરુ, કોમલ પત્ર, પુષ્પ વગેરેથી પોતાના અંગને ચિતર્યાં છે, એવા અનેક આભરણ યુક્ત થઈને મત્ત થઇને, હાથમાં લાકડીઓ લઇ ચાલે છે. (૬૦૮) કટિ પર શિંગડીઓ વગેરે ધરી છે, ગોપવેષથી શોભી રહ્યા છે, પોતાના નાથ શ્રીકૃષ્ણના ગુણગાન સાંભળીને હૃદય આનન્દથી પ્રફુલ્લિત થયાં છે. (૬૦૯) અનેક પ્રકારના વાજાં બજાવે છે, કૂજન કરે છે, ગોપાલવેશધારી પ્રિય પ્રભુને સતોષ આપે છે અને તેમને હસાવે છે. (૬૧૦)

भगवानपि गोविंदो दधद्वपुरहोफलं । वनमालांचितपदो वनधातुविचित्रितः ॥६११॥
शृङ्गवेत्रे च जठरे दधन् पीतांबरावृतः । नृत्यन् व्रजभुवो नित्यमर्दनक्लेशहानिकृत् ॥६१२॥
कमलं चालयन् वामकरेण च निवर्तयन् । वनमालास्थमधुपान् पश्यन् कुसुमितद्रुमान् ॥
लताः पुष्पयुताः स्वीयकरजैरभिमर्पयन् । फलोपहारविनतानभिनंदन् वनद्रुमान् ॥६१४॥

ગોવિન્દ ભગવાને પણ આશ્ચર્યયુક્ત ફલરૂપ શ્રીઅંગને ધારણ કર્યું છે, વનમાલાથી ચરણ

સેવાયલાં છે, અને વનની ધાતુથી ચિતરેલાં છે. (૬૧૧) શિંગડી તથા લાકડી કટિપર ધર્યાં છે, જઠરપર પીતામ્બર લપેટ્યું છે, નૃત્ય કરે છે, તેથી નિત્ય મર્દનથી થયેલા વ્રજભૂમિના ક્લેશનો નાશ કરે છે. (૬૧૨) ડાબા હાથથી કમલને ફેરવતા, વનમાલાપર બેઠેલા ભ્રમરોને ઉડાવે છે, ફુલખીલેલા વૃક્ષોને જોતા જોતા ચાલે છે. (૬૧૩) પુષ્પવાળી લતાઓને પોતાના નખથી ચાંપે છે, ફ્લની ભેટ ધરવાને પોતાની ફ્લયુક્ત શાખાને નીચે નમાવતા વૃક્ષોની પ્રશંસા કરે છે.

**बोधयन् पुष्पलतिकापल्लवाद्युपयोगिताम् । धावन् व्रजभुवो गाढपदसंबंधयोजनात् ॥६१५॥**
**प्रदर्शयन्निकुंजानि दिनान्तररतिक्रियाः । भावयन् मनसा भावं स्वामिनीनां चलन्पथि ॥**
**कदाचिद्विमना मार्गे कदाचिद् गतिसादरः । मीलिताक्षः कदाचित्तु कदाचित्साश्रुलोचनः ॥**
**कदाचिद् भावनानन्त्यरचितात्युच्चगानकृत् । कदाचिदांतरोत्कण्ठमित्रांसधृतबाहुकः॥६१८॥**
**कदाचिद्रणयन् वेणुं जंगमस्थावरत्वकृत् । स्थावरेषु तु वृक्षादिष्वांतरानंददायकः ॥६१९॥**

પુષ્પલતા અને પત્ર વગેરેના ઉપયોગનો એ પ્રમાણે બોધ કરે છે, અને વ્રજભૂમિને પોતાના ચરણનો ગાઢ સમ્બન્ધ કરાવતા દોડે છે. (૬૧૫) રસ્તામાં ચાલતા નિકુંજોના દર્શન કરાવે છે, પહેલા દિવસોમાં રતિક્રિયા કરી હોય તે પણ દેખાડે છે, અને સ્વામિનીના ભાવની ભાવના મનમાં કરે છે. (૬૧૬) તેમ કરતા કોઈકવાર માર્ગમાં ઉદાસ થઈ જાય છે, કોઈકવાર આદરસહિત ચાલે છે, કોઈકવાર નેત્રને મિંચિ દે છે, અને કોઇકવાર નેત્રમાં અશ્રુ આવે છે. (૬૧૭) કોઈક વેળા અનંત ભાવનાથી રચેલા ગાયનનું ઉંચા સ્વરથી ગાન કરે છે, કોઇકવાર અંતઃકરણની ઉત્કંઠાથી પોતાના મિત્રના ખભાપર બાહુ ધર્યા છે. (૬૧૮) કોઈક વખત વેણુ વગાડતા જંગમ વસ્તુને સ્થાવર કરી દે છે, અને વૃક્ષાદિ સ્થાવર વસ્તુને આંતર આનન્દનું દાન કરે છે. (૬૧૯)

**रोमांचमधुधारादिसमाविर्भावकारणम् । स्वेदबिंदुलसद्भालो गोरजश्छुरिताननः ॥६२०॥**
**स्वस्वरूपे दशविधरसप्राकट्यकारकः । निजाननगतस्वीयधर्ममोहितगोपिकः ॥६२१॥**
**गोरजोव्याप्तचिकुरपुरुषार्थचतुष्टयः । यतस्ते ते निवर्तन्ते कामास्तद्दर्शनेन हि ॥६२२॥**
**यावद्वनस्थितस्वीयलीलानुभवकारकः । निजसंगस्मरणजानंदप्रमुदिताननः ॥६२३॥**

ત્યારે તેમને રોમાંચ થાય છે, અને મધુધારાનો સારીરીતે આવિર્ભાવ થાય છે. ભગવાનના લલાટપર પરસેવાના બિન્દુ શોભે છે, અને મુખ ગોરજથી વ્યાપ્ત થાય છે. (૬૨૦) પોતાના સ્વરૂપમાં દશ પ્રકારના રસ પ્રકટ કરે છે, પોતાના મુખારવિન્દમાં રહેલા પોતાના ધર્મથી ગોપિકાઓને મોહિત કરે છે. (૬૨૧) ગોરજથી અલક વ્યાપ્ત થયા છે, તે ચાર પુરુષાર્થરૂપ છે, કારણ કે તેના દર્શનથી લૌકિક ચારે પુરુષાર્થની કામના નિવૃત્ત થાય છે. (૬૨૨) વનમાં રહીને જે લીલાઓ પોતે કરી તેનો અનુભવ કરાવે છે, પોતાને સ્વામિની વગેરેના સગના સ્મરણથી ઉત્પન્ન થતા આનંદથી શ્રીમુખ આનન્દયુક્ત થાય છે. (૬૨૩)

**घूर्णायमाननयनप्रांतसंसूचितस्थलः । वामबाहूद्धृतोत्साहलीलाकमलशोभितः ॥६२४॥**
**वनमालामधुकरोपरोधविनिवारकः । तदनुस्वयमुद्भूतभावगानैकतानकृत् ॥६२५॥**
**चारीकरणसंसूचिधरणीधृतपादकः । अनंतभेदसंभिन्नहस्तकैकप्रदर्शकः ॥६२६॥**
**लीलाप्रकारसंसूचिशिरोभेदविबोधकः । वदरारक्तवदनो मृदुगंडविमंडितः ॥६२७॥**

નેત્ર ઘૂર્ણાયમાન છે, તેના કટાક્ષથી રમણસ્થલની સૂચના કરે છે. ડાબા હાથમાં ઉત્સાહથી લીલા સહિત કમલ ધર્યું છે, તેનાથી શોભાયમાન દેખાય છે. (૬૨૪) તે કમલવડે વનમાલાપર બેઠેલા ભ્રમરના અવરોધને દૂર કરે છે, અને ભ્રમરના ગુંજારવની પાછળ પોતે પણ ઉદ્ભૂત થયેલા ભાવથી તાન સહિત ગાન કરે છે. (૬૨૫) નૃત્યમાં ચરણની ચાલ સૂચવવાને ભૂમિપર ચરણ ધરે છે, અનન્ત ભેદની સૂચના કરવાને હસ્તની ભિન્ન ભિન્ન પ્રકારની ચેષ્ટા બતાવે છે. (૬૨૬) લીલાના પ્રકારનુ સૂચન કરવાને મસ્તકની ભિન્ન ભિન્ન ચેષ્ટાનો બોધ કરે છે, પાકાં બોર જેવા લાલ વદનવાળા પોતે છે, કોમલ ગણ્ડસ્થલથી શોભાયમાન છે. (૬૨૭)

निजार्तिहरणार्थैकश्रमबिंदुयुताननः । स्वामिनीस्मरणात्यंतमदघूर्णितलोचनः ॥६२८॥
अमंदकरुणानंदपूरिताशेषगोकुलः । वेणुनादस्वरगतिभेदविज्ञापितस्थितिः ॥६२९॥
कृतस्वस्वामिनीनामगुणप्रत्येककीर्तनः । गोपीजनागतिज्ञानहर्षफुल्लविलोचनः ॥६३०॥

પોતાના ભક્તની આર્તિ દૂર કરવાને થયલા પરિશ્રમથી પરસેવાના બિન્દુ મુખપર લાગ્યાં છે, શ્રીસ્વામિનીજીના સ્મરણથી અત્યન્ત મદયુક્ત ઘૂર્ણિત નયન છે. (૬૨૮) પોતાના અતિશય કરુણાનન્દથી સમસ્ત ગોકુલને ભરી દીધું છે. વેણુનાદના સ્વરની ગતિના ભેદથી પોતાની સ્થિતિ જણાવે છે. (૬૨૯) પ્રત્યેક સ્વામિનીના નામ તથા ગુણનું કીર્તન કરે છે. ગોપીજન હવે આવશે એવા જ્ઞાનથી હર્ષથી લોચન પ્રફુલ્લિત થાય છે. (૬૩૦)

अधीरमानसस्नेहविरहौत्कंठ्यकातरः । सापराध इव स्वीयकृतिदोषविचारकः ॥६३१॥
सर्वात्मभाववद्गोपीभावभावुकशेखरः । संध्यासमयसंभूतमदनो मूर्तिमानिव ॥६३२॥
विक्षेपकाच्छादकादिशक्तिद्वयसुसंयुतः । लावण्यामृतसिंधूत्थलहरीसंवृताननः ॥६३३॥
यशोदाजन्मसाफल्यकरणः शरणं सताम् । हरणो व्रजतापानामेवं व्रजमुपागतः ॥६३४॥

ગોપીજનના સ્નેહથી મનમાંથી ધીરજ જતી રહી છે. વિરહથી ઉત્કણ્ઠાને લીધે વ્યાકુલ થઇ ગયા છે, પોતે અપરાધી હોય એમ પોતાના કૃત્યના દોષ વિચારી રહ્યા છે, (૬૩૧) સર્વાત્મભાવવાળી ગોપીના ભાવની ભાવના કરવામાં શિરોમણિ છે. સન્ધ્યા સમયે પ્રકટ મૂર્તિમાન્ કામદેવ જેવા દર્શન આપે છે. (૬૩૨) વિક્ષેપક તથા આચ્છાદક વગેરે બે શક્તિસહિત છે, લાવણ્યામૃતના સિન્ધુમાંથી ઉત્પન્ન થતી લહેરીથી મુખ છવાઈ ગયું છે. (૬૩૩) શ્રીયશોદાજીના જન્મને સફલ કરે છે. સત્પુરુષના આશ્રયનુ સ્થાન છે. વ્રજના તાપને દૂર કરે છે, એવા ભગવાન્ વ્રજની સમીપમાં પધાર્યા. (૬૩૪)

આ વખતે પ્રભુએ વેણુનાદ કર્યો તે સાંભળીને વ્રજમાં રહેલા ગોપીજન, પ્રભુ પધારે છે, એમ જાણીને ઘરમાંથી ઉઠીને પ્રભુની સામે આવ્યા. તેઓ માર્ગમાં પરસ્પર પ્રભુના સ્વરૂપ, પોતાના અભિલાપ વગેરે અનેક વિષયોનો સંવાદ કરતાં વ્રજની સીમા પાસે ઉભાં રહ્યાં, તે લીલાનું વર્ણન ત્રેપન શ્લોકથી કરે છે.

व्रजस्त्रियो गृहगता आकर्ण्य मुरलीध्वनिं । दृष्ट्वा च दूरतो धूलिं गवां खुरसमुद्भवाम् ॥
संवादमपि संप्राप्य हृदये भावरूपिणः । परमानंदहृदयाः समुत्साहसमुद्भवाः ॥६३६॥
उत्थिताः समुदायेन तन्वः प्राणमिवागतम् । मार्गे मनोरथं सर्वाः स्वस्वभावैर्मुहुर्मुहुः ॥
प्रकुर्वन्त्यो गीयमानगुणाः सन्मुखमागताः । हरेरतिशयानंतगुणानंदपरिप्लुताः ॥६३८॥

ઘરમાં રહેલી વ્રજસ્રિયો મુરલીનો નાદ સાંભળીને અને દૂરથી ગાયની ખરીથી ઉડેલી રજ જોઇને (૬૩૫) હૃદયમાં બિરાજતા ભાવરૂપ પ્રભુની સાથે સવાદ પ્રાપ્ત કરીને, પરમાનન્દથી ભરેલા હૃદયવાળા ઉત્સાહ સહિત (૬૩૬) જેમ પ્રાણ આવવાથી શરીરો ઉઠે તેમ સામટાં ઉઠીને માર્ગમાં પોતપોતાના ભાવને અનુકૂલ મનોરથ વારંવાર કરતાં (૬૩૭) ભગવાનના અતિશય અનન્ત ગુણના આનન્દમાં મગ્ન થયલાં, ભગવાનના ગુણગાન કરતાં પ્રભુસન્મુખ આવ્યાં. (૬૩૮)

सुभगः संध्यासमयो विपिनादायाति गोपिकाधीशः।
रणयन् विचित्रवेणुं रेणुलसद्वदनकुंतलावरणः ॥६३९॥
हस्तमिवेतस्तत इह हृदयं स्पृष्टं विचालयन् कमलं।
पार्श्वस्थितगोपीनां मंक्षु मनोजं विधास्यते पूर्णं ॥६४०॥
सखि स हि कुटिलकटाक्षैः पश्यन् करकुटिललकुटोपि।
कुटिलान्यपि युवतीनां मनांसि हर्ता हरिर्नूनम् ॥६४१॥
दिवसेहर्पतिसदृशं वदनं विरहेण तापनान् मनसः।
विधुरिव शिशिरीकर्तुं प्रीत्या पश्यन् विशेषतोभिमुखम् ॥६४२॥

આ સન્ધ્યાનો સમય બહુ સુંદર છે. શ્રીગોપિકાધીશ વનમાંથી પધારે છે, વિચિત્ર પ્રકારથી વેણુ વગાડે છે, મુખ ઉપર વાંકડીઆ કેશ છવાઈ રહ્યા છે, તેના પર રજ લાગી છે, તેથી શોભાયમાન છે. (૬૩૯) હાથથી જેમ અહિં વ્રજભક્તના હૃદયને સ્પર્શ થાય તે પ્રમાણે કમલને ફેરવે છે, તેથી જણાય છે કે આજુબાજુ જે ગોપીજનો ઉભાં છે તેમના કામને સારીરીતેપૂર્ણ કરશે (૬૪૦) હે સખિ, આ ભગવાન્ આડા કટાક્ષથી જુવે છે, હાથમાં વાંકી લાકડી પણ ધરી છે, તેથી હરિ યુવતિઓના કુટિલ મનનું પણ નક્કી હરણ કરશે. (૬૪૧) દિવસમાં મનને વિરહના તાપથી તપાવે છે, તેથી આપનું મુખ સૂર્ય સમાન દેખાય છે, સન્ધ્યા સમયે પ્રીતિથી શીતલ કરવાને વિશેષ રીતે સામા જેતાં પધારે છે, તેથી ચંદ્ર જેવા જણાય છે. (૬૪૨)

आलि समालिंगनमपि कर्ता हर्ता तापं वनायातः।
व्रजपतिरिति जनतायाः समक्षमेव गताशंकः ॥६४३॥
सुमुखि मुखांबुजनिर्गतवेणुपथायातनिःश्वासः।
मेदेप्यधरसुधायाः संपादयिता ध्रुवं पानं ॥६४४॥
परमप्रिये ह्यैव त्वया परं मित्रया तत्र स्थेयं।
स हि संकेतो गोरजसाऽस्त्युत्तमो भविता ॥६४५॥
शृणु मद्वचो वयस्ये यस्य विना संगमित्थता जाता।
तस्य समागतिसमये का वा हृन्मानपालने शक्ता ॥६४६॥

હે સખિ, તાપને દૂર કરવાવાળા, સારી રીતે આલિંગન પણ દેવાવાળા વ્રજપતિ છે. તેથી નિઃશંક થઈને જનોના સમૂહ આગળ આ પ્રકારે વનમાંથી પધારે છે. (૬૪૩) હે સુમુખિ, પ્રભુના મુખકમલમાંથી નિકળેલા વેણુના માર્ગથી આવતો નિઃશ્વાસ આપણને વિપ્રયોગમાં પણ અધર-

સુધાનું પાન અવશ્ય કરાવશે. (૬૪૪) હે પરમ પ્રિયે, તું શરમાલ છે, તેથી અહિંથી દૂર જઈને જુદી ઉભી રહે. ગાયની રજથી તેજ ઉત્તમ સંકેતસ્થાન થઈ જશે. (૬૪૫) હે સખિ, મારૂં કહ્યું સાંભળ, જેના સંગમ વિના આવી દશા થઈ ગઈ છે, તેના પધારવાના સમયમાં એવી કોણ હોય કે જે હૃદયમાં માન રાખી શકે. (૬૪૬)

हृदयस्थितोपि वहिरिति चलनीयं संमुखें सपदि ।
गत्वा नयनगवाक्षैर्विवरैर्हृदये निधास्यामः ॥६४७॥
प्राणपतावपि शृणु सखि वहिःस्थिते नैव मत्प्राणाः ।
चलितास्तत्पतिराविशतामेते वा तत्र गच्छन्तु ॥६४८॥
चंचलता गोकुलपतिनयने नयनाय सर्वथा मनसः ।
कथमन्यथा समक्षं ह्यस्माकं वर्धते भूयः ॥६४९॥
चित्रमिदं सखि गोपीनयनैः कमलैः प्रपूजितोप्यहह ।
तनुते मानसतापं दृष्टो वाथ स्मृतो ध्यातः ॥६५०॥
रुचिरे रुचिरधुना मे न हरिवदनादन्यतो याता ।
किं कुर्वे कामाकृतिसंदर्शनतो मे हृतं चेतः ॥६५१॥

જો કે પ્રભુ હૃદયમાં સ્થિત છે, તોપણ બહાર બિરાજે છે, તેની સન્મુખ જલદી ચાલ. ત્યાં જઈને નયનની ગોખલીઓથી બાકાઓદ્વારા આપણે હૃદયમાં એનું સ્થાપન કરીશુ. (૬૪૭) હે સખિ, સાંભળ, પ્રાણપતિ બહાર બિરાજે છે તોપણ મારા પ્રાણ તેમની પાસે ચાલીને ગયા નહિ, તેથી તેમના (પ્રાણના) પતિ તેમાં આવેશ કરો, અથવા આ (મારા પ્રાણ) ત્યાં (પ્રાણપતિમાં) જાઓ. (૬૪૮) શ્રીગોકુલપતિના નેત્રમાં ચચલતા છે, તે નક્કી મનને હરણ કરવાને માટેજ છે. જો એમ ન હોય તો આપણી સમક્ષ ચંચલતા બહુ વધી શા માટે જાય? (૬૪૯) હે સખિ, આ આશ્ચર્ય છે, ગોપીઓના નયનરૂપી કમલથી એમની સારી રીતે પૂજા થઈ છે, તો પણ અરે જોવાથી, સ્મરણ કરવાથી અથવા ધ્યાન કરવાથી મનનો તાપ વધારે છે. (૬૫૦) એ રુચિર મુખમાં અત્યારે મારી રુચિ છે. (હે સખિ) હરિના મુખ શિવાય બીજી જગ્યાએ મારી રુચિ જતી નથી. હું શું કરૂં? કામને અનુરૂપ રૂપ દેખાડીને મારું ચિત્ત હરી લીધું છે. (૬૫૧)

गावो गोपाः सबलाः सर्वेप्यग्रे च गन्तारः ।
हरिरेकाकी प्राप्यश्चलनीयं मा विलंबोत्र ॥६५२॥
संध्यायां जातायां वैरिणि दिवसे क्षयं याते ।
नीलालकालिवृतमपि वदनं दृश्यं मनोजाढ्यम् ॥६५३॥
संधिः संध्या प्रोक्ता दिवसरजन्योस्तथाविधे काले ।
फलमपि तथाविधं सखि भविता खेदाय तोषाय ॥६५४॥
श्रवणद्वारा याता हृदयनिविष्टा विशेषेण । वेणुनिनादा हृदयं ममाकुलं कुर्वते भूयः ॥६५५॥
मंत्रा इव मूर्छायां प्रियमिपजा प्रायशः पठिताः ।
अत इव कुर्वते सखि गमनोद्योगे च सामर्थ्यम् ॥६५६॥

ગાયો, ગોપો, બલદેવજીની સાથે સર્વે આગળ જશે. હરિ એકલા મળશે, તેથી હવે ચાલ, અહિં બિલકુલ વિલમ્બ કર નહિં. (૬૫૨) આપણા વેરી દિવસનો ક્ષય થયો, સન્ધ્યાનો સમય થયો, શ્યામ અલકની પંક્તિથી ઢંકાયલું અને કામથી ભરેલું વદન નિહાળીએ. (૬૫૩) દિવસ અને રાતની સન્ધિને સન્ધ્યા કહે છે. એવા પ્રકારના કાલમાં ફલ પણ તેવું બન્ને પ્રકારનું હે સખિ. સુખ ને દુઃખ (ખેદ અને સંતોષ)ની સન્ધિવાળું થશે. (૬૫૪) શ્રવણદ્વારા આવીને વિશેષ રીતે હૃદયમાં પ્રવેશ કરતા નાના પ્રકારના વેણુના નાદ હૃદયને અતિ વ્યાકુલ કરી દે છે. (૬૫૫) મૂર્છાવસ્થામાં પ્રિય વૈદ્યે બોલેલા મંત્ર મૂર્છાને દૂર કરે છે, તેવીજ રીતે આ પ્રિય મંત્રરૂપ વેણુનાદ કરે છે, તેથી હે સખિ, આપણને જવાના ઉદ્યોગમાં સામર્થ્ય આવે છે. (૬૫૬)

वामदृशः स्फुरणं मे बाहोरपि वामदिक्स्थस्य ।
सूचयति गोकुलेशो विपिनादायाति वै गोष्ठं ॥६५७॥
किमिति विलंबः क्रियते व्याप्रियते मानसं यत्र ।
तस्मिन्नुपागते सखि खेदहरौ नेदमप्युचितम् ॥६५८॥
द्रक्ष्यामो दामोदरमद्भुतवेषं विचित्रितं वन्यैः ।
धातुभिरथ प्रसूनैः प्रकृतिजये साधनं सघनं ॥६५९॥
रमणीये रमणीजनमानसचौर्यैककार्याय । कृतमीदृशमथ रूपं न भवेत् का वा मनोमुष्टा ॥

મારી ડાબી આંખ ફરકે છે, ડાબી તરફની ભુજા પણ ફરકે છે, તે સૂચવે છે કે ગોકુલેશ નક્કી વનમાંથી વ્રજમાં પધારે છે (૬૫૭) હે સખિ, હવે વિલમ્બ શા માટે કરે છે, જ્યાં સદા મન લાગી રહ્યું છે, એવા ખેદને હરવાવાળા પ્રભુ પધારે છે, તે વખતે વિલમ્બ કરવો ઉચિત નથી. (૬૫૮) વનના ગેરુ વગેરે ધાતુથી ચિતરેલા તથા પુષ્પથી કરેલા અદ્ભુત વેશવાળા દામોદરનું દર્શન કરીશું. સ્વભાવનો જય કરવામાં એનું દર્શન એજ બલિષ્ઠ સાધન છે. (૬૫૯) હે રમણીય સખિ, રમણીજનના મનની ચોરી કરવાને માટેજ આવુ રૂપ આપે ધર્યું છે, તો એવી કઈ છે કે આને જોઇને તેનુ મન ચોરાયુ ન હોય ? (૬૬૦)

जनि समजनि हृदयेस्मिन् जनितानंदेभिलाषो मे ।
यदि पश्यामि हरेर्मुखमभिमुखितं चुंबयिष्यामि ॥६६१॥
मम हृदये सखि सततं यद्यपि गोपीश्वरोस्त्येव ।
अथ च करोम्यभिलाषं प्रेम्णो गतिरालि विपरीता ॥६६२॥
कदा स समयो भावी भावी यत्र समागमः । हरिणा गोकुलेशेन करिणा विजने मम ॥
उत्कंठते मनो मे गोपीशं कंठसंस्थितं कर्तुं । प्राणा अपि कंठस्था यतः स्थितिर्नाधुना हृदये ॥

હે સખિ, આ હૃદય જેમાં આનન્દ ઉત્પન્ન થઈ રહ્યો છે, તેમાં મને એવો અભિલાષ થાય છે કે જો હુ હરિનુ મુખ મારી સન્મુખ થયલુ જોઉં તો હું તેને ચુંબન કરી લઉં. (૬૬૧) હે સખિ, મારા હૃદયમાં જો કે ગોપીનાથ હમેશાં બિરાજે છે, તો પણ બહાર તેના દર્શન કરવાની અભિલાષા થાય છે. પ્રેમની ગતિ હે આલિ, વિપરીત છે. (૬૬૨) એ સમય ક્યારે આવશે કે જેમાં એકાન્તમાં ગજરાજરૂપી હરિ ગોકુલેશની સાથે મને સમાગમ થાય ? (૬૬૩) ગોપીશને કંઠમાં લગાવવાને

મારૂં મન ઉત્કંઠિત થઈ રહ્યું છે. પ્રાણ પણ આ વખતે હૃદયમાં રહ્યા નથી, કેમકે કંઠે આવી ગયા છે. (૬૬૪)

सखि वनमालामिलितो लावण्यांभोनिधिस्नातः। गंधभरानतकायो वायुरसौ मंदगश्चलति ॥
निकटस्थाः श्रूयंते गोरंभणवेणुनादाद्याः। गोपकुमारकसुंदरवदनांबुजनिर्गताः शब्दाः ॥
तुल्यस्वभावशीले शीलमिदं गोकुलेशस्य। आर्तानामानंदं प्रयच्छति प्रायशः स्वानाम् ॥
सखि दृष्ट्वैव मया खलु सर्वं वाच्यं वनाचरितं।
स्मरसुंदरगोकुलपतिवदनं लीलामृताढ्यं वै ॥६६८॥

હે સખિ, વનમાલાને મળેલો, લાવણ્યના સમુદ્રમાં સ્નાન કરી આવેલો, સુગંધના ભારથી નમ્ર થયલા અંગવાળો વાયુ પણ આ ધીમે ધીમે વાય છે. (૬૬૫) ગાયના હુંકારો, તથા વેણુનાદ વિગેરેના ગોપકુમારોના સુન્દર મુખકમલમાંથી નીકલતા શબ્દો સમીપમાં સંભળાય છે. (૬૬૬) હે તુલ્ય સ્વભાવવાળી સખિ, ઘણું કરીને ગોકુલેશનો એવો સ્વભાવ છે કે પોતાના દુઃખી જનને આનન્દ આપે. (૬૬૭) કામદેવ કરતાં પણ સુન્દર ગોકુલપતિનુ મુખ છે, લીલામૃતથી નક્કી તે ભરેલું છે હે સખિ, તેને જોઈનેજ તેના વનના ચરિત્ર હું તને કહીશ. (૬૬૮)

तस्य दृशैव हृता मे विवेकधैर्यत्रपादिका धर्माः।
धर्मिस्वरूपया सह कथमपि नो धर्मिणा संगः ॥६६९॥
वनमस्माकं प्राणान्नयन्स्वसंगेन वासरे याति।
सायमुदेति समस्तान् दातुं हरिरद्भुतः सूर्यः ॥६७०॥
अकलंकः सकलंको भावैः पूर्णस्तथापूर्णः। विलसति सदोदयो हंत दनुदयासंयुतश्चंद्रः ॥
सार्द्रहृदैकनिवासः सखि कमलं गोकुलाधीशः।
चित्रमिदं न तथापि च कमलाधारो व्रजस्वामी ॥६७२॥

એની દૃષ્ટિથીજ મારા વિવેક, ધૈર્ય, લજ્જા વગેરે ધર્મો હરાઈ ગયા છે, એટલે હું જે ધર્મિ-સ્વરૂપ થઇ ગઈ છું તેનો ધર્મી ભગવાનની સાથે સગ કેમ ન થાય ? (૬૬૯) દિવસે આપણા પ્રાણ પોતાની સાથે વનમાં લઈને જાય છે, તેજ હરિ સન્ધ્યાકાલે સર્વને પ્રાણ પાછા આપવાને ઉદય પામે છે, એવા એ હરિરૂપ અદ્‌ભુત સૂર્ય છે. (૬૭૦) કૃષ્ણ અદ્‌ભુત ચદ્ર છે, કેમકે તે કલંકરહિત છે, જ્યારે લૌકિક ચદ્ર કલકસહિત છે, કૃષ્ણચંદ્ર ભાવથી પૂર્ણ છે, જ્યારે આ ચંદ્ર અપૂર્ણ છે, કૃષ્ણચંદ્ર સદા ઉદય પામીને વિલાસ કરે છે, જ્યારે ખેદની વાત છે કે આ ચદ્રને પોતાના ઉદયને માટે દનુ (માથા વગરના દૈત્ય એટલે રાહુ)ની દયાપર આધાર રાખવો પડે છે. (૬૭૧) હે સખિ, ગોકુલાધીશ અદ્‌ભુત કમલ છે કેમકે એ ભીનાં હૃદયમાં જ વસે છે, છતાં પણ આશ્ચર્ય એ છે કે એ કમલાના (લક્ષ્મીના) આધારરૂપ નથી, પણ વ્રજના સ્વામી (આધાર) છે. (૬૭૨)

व्रजयुवतीमुखसरसिजमधुनः पाता न मधुपः किं।
माधति नेति भवत्यपि रूपं विरहे तु संशयाधारं ॥६७३॥
अंगुलिजटालवालोरुस्कंधो हस्तशाखाढ्यः। नयनकुसुमो बिंबाधरफलो हरिः कल्पवृक्षोसौ ॥
चंदनमिव विरहानलतापत्रयनाशको जगति। फणिफणविधृतांघ्रित्वाद्विषधरवेष्टितो यस्मात् ॥

વ્રજયુવતિના મુખકમલના મધુનું પાન કરવાવાળા શું ભ્રમર નથી ? શું એમને મદ ચઢતો નથી ? મદમાતા થઈ જવાથી આપનું આ સ્વરૂપ સન્દેહને ઉત્પન્ન કરે છે, કે હવે તે મળશે કે નહિ (૬૭૩) આંગળીઓરૂપી મૂળિઆવાળા ક્યારારૂપ, ઉરૂરૂપી સ્કંધ (થડ)રૂપ, હસ્તરૂપી શાખારૂપ, નેત્રરૂપી કુસુમરૂપ, બિમ્બાધરરૂપી ફ્લરૂપ, કલ્પવૃક્ષ આ હરિ છે. (૬૭૪) વિરહાનલ તથા આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક, ત્રણુ તાપનો નાશ કરનાર ચંદન સમાન પ્રભુ જગતમાં છે, જેમ ચંદનને સર્પ વિંટલાઇ રહે છે, તેમ પોતે પણ કાલીયની ફણા પર ચરણ સ્થાપન કર્યો છે, તેથી જણાય છે, કે એમને પણ સર્પ લપટાઈ રહ્યો છે. (૬૭૫)

प्राणिति वने प्रयाते प्राणपतौ तन्नैव चित्रं । प्राणस्थितिसंपत्तौ यस्य च जातं वियोगत्वम् ॥

अग्निरिति प्राणानां मित्रतया स्वाश्रिता विहिताः ।
नो चेत् किं तिष्ठेयुर्नंदसुतं विप्रयोगिनं कृत्वा ॥६७७॥

चक्षुष एव हि दोषो हृदयगतं चानुभावितं तनुते ।
तेन वयं क्लिष्टा सः परदोषेणैव सांप्रतं सख्यः ॥६७८॥

श्रवणमपि श्रवणाय च कुरुते चेतः समुत्कंठाम् ।
गोकुलपतिमुखसरसिजविवरविनिर्यातवचनानाम् ॥६७९॥

પ્રાણપ્રતિ વનમાં પધાર્યા પછી પ્રાણ ટકી રહ્યા છે, એમા કાંઈ આશ્ચર્ય નથી, કેમકે પ્રાણ ટકાવવાને મને વિયોગ (વિશેષ યોગ) પ્રાપ્ત થયો છે. (૬૭૬) એ વિયોગ અગ્નિરૂપ છે, અગ્નિ પ્રાણનો મિત્ર છે, તેથી આ વિયોગાગ્નિ પ્રાણને ટકવા માટે આશ્રય આપે છે. જો એમ ન હોત તો નન્દસુતને વિયોગી કરીને પ્રાણ કેમ ટકી રહે ? (૬૭૭) આ નેત્રનો જ દોષ છે, કે જે હૃદયમાં છે, અને જેનો અનુભવ પોતે કર્યો છે તેને જોવાને માટે મથે છે, તેથી હે સખીઓ, પારકાના (નેત્રના) દોષથી જ આપણને હમણાં ક્લેશ થાય છે. (૬૭૮) ગોકુલપતિના મુખકમલના દ્વારમાંથી નીકળેલાં વચન શ્રવણ કરવાને કાન ઘણાં ઉત્સુક છે, અને ચિત્ત પણ ઘણું ઉત્કંઠિત થઈ રહ્યું છે. (૬૭૯)

भुजयुगलं परिरंभितुमुत्कंठाभावसंवलितम् । निजपतिवक्षोदेशे कमलादेशे स्थितिः किं स्यात् ॥

स्फुरति हृदयपंकजमपि सायं कृष्णं प्रवेशितुं भ्रमरम् ।
विरहप्रचंडरश्मावस्तगिरिं याति सकरेपि ॥६८१॥

प्रथममितो गमनं मम सुदुर्लभं भावविवशायाः ।
वेणुगुणैरज्जुभिरिव कर्षति मां दारुपुत्रिकामंति ॥६८२॥

બન્ને હાથ આલિંગન કરવાને ઉત્કંઠાના ભાવથી ભરપૂર થયા છે, પરન્તુ પોતાના પતિનું વક્ષસ્થલ જે કમલાનુ (લક્ષ્મી)નુ સ્થાન છે, ત્યાં હાથની સ્થિતિ કેવી રીતે થઇ શકે ? (૬૮૦) વિરહપ્રચણ્ડ કિરણવાળો સૂર્ય કિરણસહિત અસ્તાચલપર ગયો છે, એવા સન્ધ્યાકાલમાં હૃદયકમલ કૃષ્ણરૂપી ભ્રમરનો પોતામાં પ્રવેશ કરાવવાને સ્ફુરે છે. (૬૮૧) ભાવથી વિવશ થયલી જે હું તેનું પહેલાં તો અહીંથી જવુજ અતિદુર્લભ છે, કેમકે લાકડાની પુતળીને જેમ દોરી ખેંચે તેમ વેણુના ગુણોથી પ્રભુ મને પોતાની તરફ ખેંચે છે. (૬૮૨)

परिचितमपि विसरति प्रिय इति किं वा प्रिये चित्रम् ।
हरिरिति हृतः स्वयं वा निजमनसा मुष्टचित्तश्च ॥६८३॥
प्रेमलताया व्रजपतिवियोगवह्न्येकपुष्टायाः ।
चित्रमिदं निजपतिगुणकुसुमसमूहोद्गमः सुखदः ॥६८४॥
अद्भुतमिदमागमनं हरेरिह प्रेयसि स्वीये ।
क्षणतो दिवा वियोगं ह्यनुभूतं नैव भावयति ॥६८५॥
एतावत्पर्यंतं जीवनमभवद्गुणैरेव । ते गुणिसविधे याताः समवार्ते जीवनं क्वात्र ॥६८६॥
सखि मनसानुगतो मम वचसा सह सांप्रतं तरसा ।
.देहो विदेहतां मे यातुं तिष्ठत्यसौ विकलः ॥६८७॥

હે સખિ, પ્રિય પ્રભુ પોતાને પરિચિતને પણ ભૂલી જાય છે, એમાં કાંઈ પ્રિય પ્રભુમાં આશ્ચર્યકારક છે? એ હરિ છે, તેથી પોતે પણ પોતાના મનથી હરાઈ જાય છે, અથવા તો પોતે ચોરાયલા ચિત્તવાલા થઈ જાય છે. (હરિ પોતાના મનને પણ ગુમાવે છે, તો આપણને ભૂલી જાય તેમાં શું આશ્ચર્ય છે?) (६८३) આ આશ્ચર્ય છે કે પ્રેમરૂપી લતા વ્રજપતિના વિયોગાગ્નિથી પુષ્ટ થયલી પોતાના પતિના સુખ આપનાર ગુણોરૂપી પુષ્પના સમૂહને ઉત્પન્ન કરે છે. (६८४) હે પ્યારી સખિ, સર્વ દુઃખના હર્તા હરિનું આગમન અદ્ભુત છે કેમકે તે સ્વકીય જનને દિવસે અનુભવેલા વિયોગની ક્ષણભર પણ ભાવના કરવા દેતા નથી. (६८५) હે સમાનશીલ સખિ, અત્યાર સુધી તો એમના ગુણોથી જ જીવન ટકી રહ્યું હતું, હવે એ ગુણો ગુણીની પાસે ચાલ્યા, એટલે હવે જીવન કેવી રીતે રહે? (६८६) હે સખિ, હાલ તો મારો આ વિકલ થયલો દેહ મારા મન અને વાણીની સાથે જલદી વિદેહ થઈ જવાને તત્પર થઈ ગયો છે. (६८७)

સખીની સાથે સંવાદ કરતાં મૂર્છા આવી ગઈ, પરન્તુ વેણુનાદથી સચેતન થઈ, પ્રલાપથી પ્રભુની પ્રાર્થના કરતી, સન્ધ્યાભોગની સામગ્રી સહિત પ્રભુની પાસે પહોંચી ગઈ, તેનું વર્ણન બાર શ્લોકથી કરે છે.

एवं वदन्ती विरहे सा क्षणं मूर्च्छिताभवत् । पुनः श्रुतिपथायातैर्वेणुनादैरबूबुधत् ॥६८८॥
हा नाथ गोपिकाधीश शतधा व्रजरक्षक । हा कृष्ण हा दयासिंधो हा वृंदावननायक ॥
हा प्राण हा निजानंद हा वेणुकलगायक । हा मुग्धनंदसर्वस्व हा यशोदाङ्कलालित ॥६९०॥
निजव्रजजनाधार निजव्रजजनार्थद । व्रजप्राण व्रजपते पतामि भुवि सर्वतः ॥६९१॥

આમ બોલતાં બોલતાં વિરહથી એક ક્ષણ મૂર્છા પામી ગઈ, ફરીથી વેણુના સ્વરોએ કર્ણના માર્ગદ્વારા જઈને એને સચેતન કરી. (६८८) (ત્યારે એ બોલવા લાગી) હા નાથ, હા ગોપિકાધીશ, સેંકડો રીતે વ્રજનું રક્ષણ કરનાર, હા કૃષ્ણ, હા દયાસિન્ધો, હા વૃન્દાવનનાયક, (६८९) હા પ્રાણ, હા નિજજનને આનન્દ આપનાર, હા વેણુકલગાયક, હા મુગ્ધનન્દસર્વસ્વ, હા યશોદાંકલાલિત, (६९०) હા નિજવ્રજજનાધાર, હા નિજ વ્રજજનને સર્વ અર્થ આપનાર, વ્રજપ્રાણ, વ્રજપતે, હું બધી તરફથી ધરતીપર પડી જાઉં છું. (६९१)

दर्शय स्वमुखांभोजं सुधाधरसुधं मुदा। बाहुभ्यां गाढबंधाभ्यां देहि मे परिरंभणम् ॥
एवं बहुतरावस्थां प्राप्ताः संभूय सर्वतः। चलिता ललिता मंजुमंगलं प्रियसंमुखम् ॥६९३॥
गायन्त्यो विस्मृतस्वीयवपुर्वसनभूषणा। अन्योन्यं दत्ततालाश्च सामग्रीसहिता अपि ॥

અમૃતસમાન અધરસુધાવાલા તમારા મુખકમલનું પ્રસન્નતાથી દર્શન આપો, ગાઢ બન્ધવાલા બન્ને બાહુથી મને આલિંગન દો. (૬૯૨) આમ બહુ પ્રકારની અવસ્થાને પ્રાપ્ત થતાં બધી તરફથી એકઠાં થઈને લલિત ગતિથી, મધુર અને મંગલરૂપ પ્રિય સમ્મુખ ગયાં. ગાન કરતાં, પોતાના દેહ વસ્ત્રને, આભૂષણને ભૂલી જતાં, પરસ્પર તાલી દેતાં, સન્ધ્યાભોગની સામગ્રી લઈને આવ્યાં. (૬૯૪)

पक्वान्नानि समादाय विविधानि विशेषतः। नवनीतं सिताद्रादिफलान्यलवणानि च ॥६९५॥
संपादितानि वस्तूनि ततः सलवणान्यपि। संधितानि विशेषेण दधिदुग्धादिकं तथा ॥
जलानि शीतलाच्छानि तांबूलानि विशेषतः। वनमालां चंदनं च सुगंधानगरूद्भवान् ॥
आसनानि विचित्राणि शयनायोपयोगतः। तत्रोपवेशनार्थाय चतुष्कीमद्भुतप्रभाम् ॥
अनेकविधशोभाढ्यवसनाभरणानि च। गृहीत्वा तरसा कृष्णमुपाजग्मू रतिप्रियाः ॥६९९॥

વિવિધ પ્રકારના પકવાન્ન તથા ખાસ કરીને માખણમિશ્રી આર્દ્રક વગેરે ફલ, તથા લુણ વગરની વસ્તુ (૬૯૫) અને લુણવાળી વસ્તુ પણ સમ્પાદન કરીને અને બહુ પ્રકારના સિન્ધાણા, દૂધ, દહિ વગેરે (૬૯૬) અને શીતલ સ્વચ્છ જલ તથા ઉત્તમ તામ્બૂલ તથા વિશેષે કરીને વનમાલા ચન્દન અને અગરની સુગન્ધથી બનેલો અરગજા (૬૯૭) અને શયનને ઉપયોગિ વિચિત્ર આસનો તથા તેના પર બિરાજવાને માટે અદ્ભુત પ્રભાવાળી ચોકી (૬૯૮) અને અનેક પ્રકારના શોભાયમાન વસ્ત્ર, આભૂષણ લઈને રમણ જેને પ્રિય છે, એવાં ગોપીજન જલદીથી કૃષ્ણની પાસે ગયાં. (૬૯૯)

ત્યાં પ્રભુ સામે આવ્યા ત્યારે સર્વેએ પ્રભુના દર્શન કર્યાં, અને તેમની વિકલ અવસ્થા થઈ, પછી મન અને શરીરથી પ્રભુની સાથે રમણ કર્યું, પ્રભુ સન્ધ્યાભોગની સર્વ સામગ્રી આરોગ્યા, આ લીલાનું વર્ણન સત્તર શ્લોકથી કરે છે.

ततः सन्मुखमायांतो गोपाः दृष्टाः सगोधनाः। सबला हृदयोत्साहा गतिभृङ्गप्रपूरकाः ॥
गायन्तो गोकुलपतिगुणान् वनकृतानपि। हृष्टान्तःकरणा जाता एकाकी प्राप्स्यते प्रियः ॥
तदा मनोरथः सर्वो हृदिस्थः पूर्णतां गतः। अदृष्ट्वा वा निजपतिं विरहाकुलमानसाः ॥
भगवानार्तफलद इति ता मिलिता हरिम्। स्वप्रियस्त्वेकलो दृष्टः सुखाय समभूत्तदा ॥

પછી ગોધનસહિત હૃદયના ઉત્સાહવાલા, ચાલતા ચાલતા, સારીરીતે શિંગડીઓ વગાડતા, બલદેવજીસહિત ગોપો ગોકુલપતિના ગુણો અને વનમાં કરેલા સર્વે ચરિત્રોનું ગાન કરતા સામે આવતા જણાયા, તેથી વ્રજભક્તો અતઃકરણમાં હર્ષવાળા થયા કે હવે પ્રિય પ્રભુ એકાન્તમાં પ્રાપ્ત થશે. (૭૦૧) ત્યારે હૃદયમાં રહેલો સર્વ મનોરથ પૂર્ણ થયો. અથવા જ્યાં સુધી પોતાના પતિને જોયા ન હતા ત્યાં સુધી વિરહથી વ્યાકુલ મનવાલા થઈ ગયા હતા, અને ભગવાન્ આર્તજનને ફલ દેવાવાલા

છે, તેથી સર્વ દુઃખના હર્તા હરિને તેઓ મળ્યા ત્યારે સ્વપ્રિયને એકલા જોઇને તે સમયે તેમને સુખ ઉત્પન્ન થયુ. (૭૦૩)

**प्रियदर्शनसंजातस्वेदरोमांचविग्रहाः । हर्षाश्रुव्याप्तनयनास्तथा कंपादिसंयुताः ॥७०४॥**
**परिरेभुर्निजपतिं प्रत्येकं मित्रसंमताः । ततः समभवत्तासां हरेरपि मिथो रसः ॥७०५॥**
**देहानुसंहतिगतिर्ब्रह्मानंद इवापरः । इदं प्रथमताप्राप्तसंबंध इव सोभवत् ॥७०६॥**

પ્રિયના દર્શનથી પ્રસ્વેદ તથા રોમાંચ શરીરમાં થઈ ગયા, હર્ષાશ્રુથી નેત્ર ભરાઇ ગયા, તથા કમ્પ વગેરે તેમને થયા (૭૦૪) પ્રત્યેક ગોપીએ મિત્રોની માફક પોતાના પતિને આલિંગન કર્યું, પછી તેમનામાં અને હરિમાં પરસ્પર રસ ઉત્પન્ન થયો. (૭૦૫) દેહાનુસન્ધાન જતું રહ્યું, જાણે બીજો બ્રહ્માનન્દજ હોય એવો આનન્દ થયો, જાણે પ્રથમ સબંધ પ્રાપ્ત થયો હોય એવો આ સબંધ થયો. (૭૦૬)

**मुख्य एव च संबंधः प्रकटः स तदाभवत् । न ह्यंधकारदेशस्थलीलावदभवत् पुनः॥७०७॥**
**तत्र भावाः समुत्पन्नाः संगे प्राथमिके यथा । आदौ व्रीडा ततो मध्ये हासं पुष्टे रसे स्मितम् ॥**
**अन्ते च विनयस्त्वेवमलसादिभिरंचितः । भावैर्दृष्टिगतैरेवं स्वामिनीभिः सुसत्कृतः ॥**

હરિનો પ્રકટ સબંધ થવો એ જ મુખ્ય સબંધ છે તેથી તે સબંધ તેમને તે સમયે થયો. પછી જેમ અંધકારવાલા સ્થાનની લીલા પ્રકટ દેખાય નહિ તેમ થયુ. (૭૦૭) ત્યાં જેમ પ્રથમ સમાગમમાં થાય તેમ સારીરીતે ભાવો ઉત્પન્ન થયા, પ્રથમ લજ્જા, પછી વચમાં હાસ, રસપુષ્ટ થતા સ્મિત (૭૦૮) અન્તમાં વિનય, એમ એ પ્રકારે શ્રીસ્વામિનીજીએ પોતાની દૃષ્ટિમાં રહેલા અલસાદિ ભાવથી ભગવાનનો સુદર રીતે સત્કાર કર્યો. (૭૦૯)

**आनीतामपि सामग्रीं संध्याभोगाय गेहतः । समर्प्य व्यजनैः प्रेष्ठमुपतस्थुः श्रमापहाः ॥**
**सहस्थितो व्रजपतिः स्वामिनीभिरनन्तरम् । तदीयसकलं वस्तु बुभुजे भोजनप्रियः ॥७११॥**
**आश्वासयन् वचोवृंदपीयूषैर्व्रजसुंदरः । मनसा रमयामास सूचयन् भावमात्मनः ॥७१२॥**

સન્ધ્યાભોગને માટે જે સામગ્રી ઘેરથી લાવ્યા હતા તે સમર્પણ કરીને પ્રેષ્ઠ પ્રભુનો શ્રમ નિવારણ કરવાને માટે પખા કરવા લાગ્યા (૭૧૦) ત્યારપછી શ્રીસ્વામિનીજીઓ સહિત વ્રજપતિ બિરાજ્યા. તેમની સર્વ વસ્તુ ભોજન જેને પ્રિય છે, એવા પ્રભુ આરોગવા લાગ્યા. (૭૧૧) વ્રજના સુન્દર પ્રભુ વચનામૃતના સમૂહથી આશ્વાસન કરવા લાગ્યા, અને પોતાના હૃદયમાં રહેલો ભાવ સૂચન કરતાં મનથી રમણ કરાવ્યુ (૭૧૨)

**ततस्तद्दत्तपानीयाचमनप्रांते आदरात् । पश्यन् मुखानि गोपीनामभूत् प्राप्तनिधिर्हरिः ॥**
**ततस्तदंचलेनैव संप्रोञ्छ्य मुखपंकजम् । स्वामिनीहस्तरचितामगृहीत् पर्णवीटिकाम् ॥**
**स्वामिन्यधरपीयूषकृतचर्वणभावनः । तांबूलमुत्तमं कृष्णः स्वात्मीकरीचकार सः ॥७१५॥**
**प्रादाय गंडलग्नायाः स्वामिन्याः श्रीमुखाम्बुजात् । तांबूलचर्वितमथोपिबत्तदधरामृतम् ॥**

પછી તેમણે આપેલા જલથી આચમન કર્યું, અને અન્તમાં આદરથી ગોપીઓના મુખના દર્શન કરતાં હરિ કે જેને નિધિ પ્રાપ્ત થયો હતો, એવા થયા (૭૧૩) પછી તેમના વસ્ત્રના

છેડાથી મુખકમલ લુછીને સ્વામિનીના હસ્તથી તૈયાર કરેલી પાનની બીડીનું ગ્રહણ કર્યું. (૭૧૪) શ્રીસ્વામિનીના અધરામૃતની ભાવના કરતા આ ઉત્તમ તામ્બૂલનું ચર્વણ શ્રીકૃષ્ણ કરવા લાગ્યા. (૭૧૫) પોતાનું કપોલ ભગવાનના કપોલને લગાડીને રહેલા શ્રીસ્વામિનીના મુખકમલમાંથી ચર્વિત તામ્બૂલ લઇને પછી તેમના અધરામૃતનું પાન કર્યું. (૭૧૬)

વ્રજભક્તોનો સત્કાર ગ્રહણ કરીને સખામંડલથી વિંટલાયલા ભગવાન ચાલ્યા, અને વ્રજમાં આવ્યા, તેનું વર્ણન સાડાત્રણ શ્લોકથી કરે છે.

**एवं सत्कृतिमादाय हर्षवेगसमुद्भवः । पश्चात् समागतैर्गोपैर्गूढात्मा संवृतोभवत् ॥७१७॥**
**वेणुं विरणयन् गोपैर्गीतकीर्तिः सुवेत्रधृक् । बर्हिपिच्छशिरोभूषो वनमालाविलासयुक् ॥**
**कमलं चालयन् विश्वं मोहयन् नृत्यगीतिभिः ।**
**पश्यन् पार्श्वस्थिता गोपीः साग्रजो व्रजमाव्रजत् ॥७१९॥**

**एवं विभाव्यतां नित्यं हरेरागमनावधि ।**

આમ ગોપીજનનો સત્કાર ગ્રહણ કરીને હર્ષથી જેને બહુ વેગ આવ્યો છે, એવા ગૂઢાત્મા પ્રભુ, પછી સર્વે ગોપો આવી ગયા, તેમનાથી વિંટલાઈ ગયા. (૭૧૭) ગોપો જેની કીર્તિનું ગાન કરે છે, એવા પ્રભુ વેણુરવ કરતા, સુન્દર લકુટિ ધારણ કરીને, મોરપિચ્છનું મસ્તકનુ ભૂષણ કરીને, વનમાલાના વિલાસવાલા (૭૧૮) કમલને હલાવતા નૃત્ય તથા ગાન કરતા, આખા વિશ્વને મોહિત કરતા, પાસે ઉભેલી ગોપીઓને જોતા, બલદેવજીસહિત વ્રજમાં પધાર્યા. (૭૧૯) આ પ્રકારે નિત્ય શ્રીહરિની વ્રજમાં આવતા સુધીની લીલાની ભાવના કરવી. (૭૧૯½)

પ્રભુ વનમાંથી વ્રજમાં આવે છે, એવું સાંભળીને શ્રીયશોદાજી પોતાની સખીઓ સહિત પ્રભુની સામે જાય છે, તે સમયની એમની વિકલ અવસ્થા અને ભાવ તથા મનોરથ, એનું વર્ણન સાડી એકત્રીશ શ્લોકથી કરે છે.

**ततो यशोदावात्सल्यरसपोषो निरूप्यते ॥७२०॥**
**यशोदा सुतमाकर्ण्य विपिनाद् व्रजमागतम् । मनोरथाभिविष्टा सा सखीभिः सहितोत्थिता ॥**
**प्रकुर्वन्ती सखीभिः स्वसूनुबाल्यैकगायनं । वियोगभरसंभ्रान्तहृदया चिंतयातुरा ॥७२२॥**

પછી શ્રીયશોદાના વાત્સલ્ય રસના પોષણનું નિરૂપણ કરવામાં આવે છે. (૭૨૦) શ્રીયશોદાજી પોતાનો પુત્ર વનમાંથી વ્રજમાં આવ્યો છે, એવુ સાંભળીને મનોરથથી આવિષ્ટ થઇને પોતાની સખીઓની સાથે ઉઠ્યા (૭૨૧) પોતાના પુત્રની બાલલીલાનુ સખીઓની સાથે ગાયન કરવા લાગ્યા, અને વિયોગના ભારથી સંભ્રાન્ત થયલા હૃદયવાલા ચિન્તાતુર થયાં. (૭૨૨)

**कदा दुर्ललितस्याहं निजसूनोर्मुखाम्बुजम् । गोधूलिधूसरं वृन्दाविपिनादागतस्य वै ॥७२३॥**
**मुक्ताफलैरिवात्यच्छश्रमबिंदुभिरंचितम् । मधुपैरिवातिकुटिलैरलकैश्च समावृतम् ॥७२४॥**
**वन्यप्रसूनसंबंधिपछवादिभिरद्भुतम् । मनःशीलाबालकादिवनधातुविचित्रितम् ॥७२५॥**
**मयूरपिच्छरचितशिरोमुकुटभूषणम् । वेणुवादशिरोभेदचलत्कनककुंडलम् ॥७२६॥**
**कुंडलद्वयसम्बन्धिगंडद्वयचमत्कृतिम् । नासाविवरविन्यस्तलसन्मौक्तिकभूषणम् ॥७२७॥**

बिंबाधरलसद्वेणुनादमोहितविष्टपं। वनश्रमकृतालस्यनातसालससलोचनम् ॥७२८॥
मम दृग्विषयो भूयाद्दीनाया दिवसक्षये। पश्चाद्भागे गोधनस्य स्थितस्य क्रीडनात्मनः ॥

वृन्दावनथी पधारेला, बहु लाड लडावेला, मारा पुत्रनु मुखकमल, गोरजथी धूसर, जाणे मोती लटकता होय तेम, अति स्वच्छ श्रमबिन्दुथी व्याप्त, जाणे भ्रमर विंटलाया होय एम अति वांकडीआ केशथी विंटलायलु (७२३-२४) वनना पुष्प सम्बन्धि पल्लवो वगेरेथी अद्भुत, मन शील, हरताल वगेरे वननी धातुथी विशेष प्रकारे चितरेलु (७२५) मोरपिच्छथी बनावेला मस्तकना मुकुटना भूषणवाळु, वेणु वगाडतां, मस्तक हालतां, जेमा कनकना कुण्डल हाल्या करे छे, एवु (७२६) बे कुण्डलना सम्बन्धि चकचक थता बे कपोलवाळु, नासिकाना छिद्रोमा धरेला प्रकाशित मोतीना भूषणवाळु (७२७) बिंब जेवा अधर उपर प्रकाशता, वेणुना नादथी विश्वने मोहित करनारु अने वनना श्रमने लीधे करायला आलस्यथी आलस्ययुक्त लोचनवाळु (७२८) गोधननी पाछलना भागमां उभेला अने क्रीडामां चित्तवाला मारा पुत्रनु मुखारविन्द दिवसने अन्ते हु गरीबडी क्यारे जोईश ? (७२९)

गजराज इव श्रांतश्चलन् मंदमनुसरन्। वनलीलां मम सुतः कदा मां सुखयिष्यति ॥
स्वधेनुनामग्रहणवेणुनादेन मन्मनः। वियोगवह्निज्वलितं पुनः शिशिरयिष्यति ॥७३१॥
लकुटिं भ्रामयन् वामकरेण कमलं तथा। कर्ता कदा दृशोर्जन्म सफलं विरहे मम ॥७३२॥
संबोध्य मातर्मातर्मे मातरित्यंतिकागतिः। हृदये दर्शनैकार्तियुते सूनुर्लगिष्यति ॥७३३॥
स्वांगं संचालयन् स्वीयक्षुधं विज्ञापयन् मुदा। याचको दधिदुग्धादेर्विधास्यति हठं कदा ॥

थाकेलो होवाथी गजराजनी माफक धीमे धीमे चालतो, वनलीलानु स्मरण करतो, मारो पुत्र मने क्यारे सुखी करशे ? (७३०) वेणुनादथी पोतानी गायोना नाम देतो, वियोगाग्निथी बळेला मारा मनने फरीथी क्यारे शीतल करशे ? (७३१) डाबा हाथथी लकुटि तथा कमलने फेरवतो, विरहमां मारा नेत्रना जन्मने क्यारे सफल करशे ? (७३२) मा, मा, हे मा, एम मने सबोधन करीने, पासे आवीने एक दर्शननीज आर्तियुक्त हृदयने मारो पुत्र लागीने क्यारे आलिंगन करशे ? (७३३) पोताना शरीरने चलावतो, हर्षथी पोतानी भूख जणावतो, दूध, दहिं वगेरे मांगतो, मारी साथे हठ क्यारे करशे ? (७३४)

कदा गृहमुपागत्य सखिभिः सहितो वनात्। सुतः स्वशिरसा पादौ ग्रहिष्यति कदा मम ॥
कदा भुजद्वयेनाहमुत्थाप्य निजबालकम्। वत्सला निजवत्सस्य चुंबयिष्यामि तन्मुखम् ॥
कदा सहासवदनं द्रक्ष्यामि व्रजजीवितुः। कदा सुतप्रियाधेनुहुंकृतिं शृणुयाम्यहम् ॥७३७॥
कदाहं सहसोत्थाय धावित्वा बालकांतिकम्। गत्वा निजसुतं स्वीये योजयिष्येथ कंठके ॥

सखाओनी साथे वनथी घरमां आवीने, मने प्रणाम करवाने, मारा बन्ने चरण पोताना मस्तकथी क्यारे ग्रहण करशे ? (७३५) हुं मारा बन्ने हाथथी मारा बालकने उपाडीने, वात्सल्यथी मारा बालकना मुखने क्यारे चुम्बन करीश ? (७३६) व्रजना जीवननु हास्यसहित मुख हुं क्यारे जोइश ? सुतनी वहाली गायनु हुंकारसहित रंभवु हुं क्यारे सांभळीश ? (७३७) हुं एकदम उठीने, दोडीने बालक समीप जइने मारा पुत्रने मारा कंठमा क्यारे लगावीश ? (७३८)

स्खलज्जिह्वतया सार्द्रवचनानि सुतस्य मे करिष्यत्यंतरानंदं मधुराणि मनो मम ॥७३९॥
वनमालां विरचितां कुसुमैर्विविधैरपि कदा गोपालकगले धास्यामि विरहातुरा ॥७४०॥
कदोत्तरीयांचलेन मोंछयिष्यामि गोरजः। वनागतस्य मे राजकुमारस्य मुखांबुजात् ॥
कदा चिकुरसंदोहान् मुखोपरिसमागतान्। नखैः प्रसादयिष्येऽहं द्रष्टुं वदनपंकजम् ॥

મારા સુતના તોતડી જીભથી બોલેલા, આર્દ્ર મીઠાં વચન મારા અંતઃકરણને કયારે અન્તરાનન્દ આપશે? (૭૩૯) વિવિધ પ્રકારના કુસુમથી રચેલી વનમાલા, ગાયનાં પાલન કરનાર મારા પુત્રના ગળામાં વિરહથી આતુર થયલી હુ ક્યારે પહેરાવીશ? (૭૪૦) વનમાંથી આવેલા મારા રાજકુમારના મુખકમલપરથી ગોરજને મારા ઉત્તરીય વસ્ત્રના છેડાથી ક્યારે લુછીશ? (૭૪૧) મુખપર આવેલા કેશના સમૂહને પુત્રનુ મુખકમલ જોવાને મારા નખથી ક્યારે ઠીક કરીશ? (૭૪૨)

कदा धेनुखुरोद्भूतरजोलग्नं मुखाम्बुजं। अंचलाच्छन्नबाहुभ्यां मार्जयिष्ये मुदा पुनः ॥
कदा दुर्जनदग्दोषवारणाय व्रजागतौ। विमुच्य राजिकां चैलांचलादुत्तारये मुदा ॥७४४॥
यस्मिन्नहं निजसुतं गोष्ठद्वारि समागतम्। कूजंतं वेणुना मंदं दृशाऽहमवलोकये ॥७४५॥
स कालः पुनरप्येवंविधो मम भविष्यति। गोकुलेशैकपुत्रायास्तप्ताया विरहेण च ॥७४६॥
प्रकुर्वन्ती मुदा मार्गे मनोरथशतानि सा। सखीभिः सहिता सायमचलत् संमुखं हरेः ॥

ગાયની ખરીથી ઉડેલી ધુળથી વ્યાપ્ત મુખકમલને મારા વસ્ત્રમાં ઢાંકેલા હસ્તથી હુ હર્ષથી ફરીથી ક્યારે લુછીશ? (૭૪૩) વ્રજમાં આવતાં દુર્જનની દૃષ્ટિનો દોષ દૂર કરવાને માટે રાઈ લઈને વસ્ત્રના છેડાથી આનન્દથી હુ ક્યારે ઉતારીશ? (૭૪૪) જે સમયમાં ગોષ્ઠના દ્વારપર આવેલા મંદ મંદ વેણુનુ કૂજન કરતા પોતાના પુત્રને વિરહથી તપેલી, અને ગોકુલેશ જેનો એકનો એક પુત્ર છે, એવી દૃષ્ટિથી, એવો સમય ફરીથી પણ શુ મને પ્રાપ્ત થશે? (૭૪૫-૪૬) આ પ્રમાણે સેંકડો મનોરથ રસ્તામાં કરતી શ્રીયશોદા હર્ષથી સખીસહિત સાયકાલમાં હરિની સન્મુખ ચાલી. (૭૪૭)

गृहीत्वा नूत्नवस्त्राणि तथा चाभरणानि च। वनमालां सुगंधादिद्रव्याणि विविधानि च ॥
गायंती सुतकर्माणि स्मरंती चरितानि च। आनंदाश्रुयुता जातरोमांचोत्कंठितांतरा ॥
प्रकंपितशरीरा च परमानंदविह्वला। मार्गे स्खलत्पदा पुत्रं प्रपश्यंती पदे पदे ॥७५०॥
भावेन परिरंभंती कृष्ण कृष्णेति वादिनी। यथाकथंचिदत्यार्ता गोष्ठद्वारि समागता ॥

નવાં વસ્ત્રો અને આભરણો, વિવિધ પ્રકારના અરગજા વગેરે સુગંધી પદાર્થ વનમાલા લઈને (૭૪૮) શરીરપર રોમાંચનો અનુભવ કરતી, હૃદયમાં જેને ઉત્કંઠા થઈ છે, એવી આનન્દાશ્રુવાળી, સુતના કર્મોનુ ગાન કરતી, અને ચરિત્રોનુ સ્મરણ કરતી (૭૪૯) ધ્રુજતા શરીરવાળી, પરમાનન્દથી વિહ્વલ, માર્ગમાં પગલે પગલે પુત્રને આતુરતાથી જોતી, ઠોકર ખાતી (૭૫૦) ભાવથી કૃષ્ણને ભેટતી, કૃષ્ણ કૃષ્ણ એમ બોલતી, અત્યન્ત આર્ત થયલી, જેમ તેમ કરીને ગોષ્ઠના દ્વાર આગળ આવી. (૭૫૧)

પછી પ્રભુને જોઈને શ્રીયશોદાજી હર્ષથી વિકલ થઈ ગયા. પ્રભુ પર પ્યાર કરવા લાગ્યા, ને પોતાનું અહોભાગ્ય માનવા લાગ્યા, એવી અવસ્થામાં પ્રભુની સાથે ઘરમાં પધાર્યા, તે લીલાનું વર્ણન સોળ શ્લોકથી કરે છે.

सुतमागतमालोक्य नृत्यंतं गोपकैः सह । बर्हिपिच्छशिरोभूषं वनधातुविचित्रितम् ॥७५२॥
यशोदा द्रुतमागम्य स्नेहस्नुतपयोधरा । स्वपयोधरधाराभिः सिंचंती सर्वतः सुतम् ॥७५३॥
परिरभ्य मुखं सूनोश्चुचुंबे गोरजोन्वितं । कपोलौ चिबुकं हस्तौ मुहुर्भाववती हरौ ॥७५४॥
चुचुंबे विपिनादृत्समर्भकं गौरिवागता जिघ्रन्ती मस्तकं सूनोर्मोदरोमांचसंभवा ॥७५५॥
अनुभूतं स्वप्नमिव मेने समयमाकुला । व्रजनाथप्रसूः श्रीमद्यशोदा नंदगेहिनी ॥७५६॥

મસ્તકપર મોરપિચ્છના ભૂષણવાળો, વનધાતુથી ચિતરેલા શરીરવાળો, અને નાના ગોપોની સાથે નાચતો પોતાનો પુત્ર આવેલો હતો તે જોઇને (૭૫૨) સ્નેહથી સ્તનમાંથી દૂધ ઝરતા યશોદાજી જલદી પોતાના પુત્રની પાસે જઈને પોતાના સ્તનના દૂધની ધારાથી પોતાના પુત્રને સર્વતઃ સિંચવા લાગ્યા (૭૫૩) આલિંગન કરીને હરિમાં ભાવવાળી માતાએ પોતાના પુત્રનાં ગોરજથી ભરેલાં મુખને, બન્ને કપોલને, ચિબુકને અને બન્ને હાથને વારવાર ચુંબન કર્યું. (૭૫૪) જેમ ગાય વનમાંથી આવીને પોતાના બાલક વાછરડાને ચુંબન કરે તેમ ચુંબન કરીને દીકરાના મસ્તકને સુંઘવા લાગ્યા, અને તેમને આનન્દથી રોમાંચ ઉભા થયા. (૭૫૫) વ્રજનાથની માતા શ્રીમદ્યશોદા, નન્દરાયની ગૃહિણી, આકુલ થઇને આ અનુભવના સમયને સ્વપ્ન સમાન માનવા લાગ્યા. (૭૫૬)

सख्यश्चित्रमिदं जातं व्रजराजसुताननं । गोधूलिधूसरं सायं पश्यामि विपिनागतम् ॥७५७॥
आलि सर्वासु तिथिषु मम त्वद्यैव पूर्णिमा । यतः प्रादुरभूत् पूर्णो गोकुलेशास्यचंद्रमाः ॥
अद्यैव जन्म सफलं सफलोद्यैव हि व्रजः । अद्यैव नंदभवने कुलदीपः कृतोभवत् ॥७५९॥
कृतानि पूर्वपुण्यानि सफलान्यभवन्मम । सुतो मदक्षिविषयः समभूदधुना गृहे ॥७६०॥
क्व काननगतिः क्वायं बालः कमललोचनः । दिष्ट्या दामोदरो मह्यं पुनरक्षिपथं गतः ॥

હે સખીઓ, આ આશ્ચર્ય છે, કે સન્ધ્યાકાલમાં વનથી આવેલુ ગોરજથી ધૂસર થયલું વ્રજરાજના પુત્રનુ મુખ હુ જોઉં છું (૭૫૭) હે સખિ, સર્વ તિથિઓમાં મને તો આજેજ પૂર્ણિમા છે, કેમકે ગોકુલેશના મુખરૂપી પૂર્ણચંદ્રમા આજ પ્રકટ થયો. (૭૫૮) આજેજ જન્મ સફલ થયો. વ્રજ પણ આજેજ સફલ થયુ. નન્દભવનમાં કુલદીપક આજે પ્રકટ થયો. (૭૫૯) પૂર્વે કરેલાં પુણ્ય મારાં આજ સફલ થયા, કેમકે હમણાં મારા પુત્રને મારી આંખથી મેં ઘરમાં જોયો. (૭૬૦) ક્યાં વનમાં જવું, અને ક્યાં આ કમલનયન બાલક; મારૂ ભાગ્ય છે કે દામોદર ફરીથી મારી દષ્ટિગોચર થયો (૭૬૧)

अहमेकप्रजा सख्यो जीवाम्येतेन सूनुना । तस्मिन्ननक्षिपदवीं याते यांति ममासवः ॥७६२॥
क्रीडापरः कथं कृष्णो रोद्धव्यो रोदनादरः । एतस्मिन् म्लानवदने सदनं मे न रोचते ॥
दिवसोद्यतनो जातः सफलः सुतदर्शनात् । गोकुलाधीशतनुजवदनं दुःखनाशनम् ॥७६४॥
सखि सीदन्ति चित्तानि वनं याते बलानुजे । सर्वेषामेव तन्मात्रभावभावितचेतसाम् ॥
अयमस्तंगतः सूर्यो बोधयत्येव मे मनः । वनस्थितव्रजाधीशतापः क्षाराम्बुधौ गतः ॥७६६॥
एवं वदन्ती ससुता भवनद्वारमागमत् । हसन्ती जातरोमांचा हर्षाश्रूणि व्यमुंचत ॥७६७॥

હે સખીઓ, મને એકજ પ્રજા છે, આ પુત્રથીજ હું જીવું છું, તે મારી આંખથી દૂર જાય છે, ત્યારે મારાં પ્રાણ પણ એની પાછળ જાય છે. (૭૬૨) ક્રીડામાં પરાયણ કૃષ્ણને હું કેવી રીતે

રોકું, કેમકે રોઈ પડે છે, એનું મુખ ઉદાસીન થાય તો મારૂં ઘર પણ મને રુચતું નથી. (७६३) સુતના દર્શનથી આજનો દિવસ સફલ થયો, ગોકુલાધીશના પુત્રનું મુખ દુઃખનો નાશક છે. (७६४) હે સખિ, બલદેવનો નાનો ભાઈ વનમાં જાય છે, ત્યારે માત્ર એનાજ ભાવથી જેમના ચિત્ત ભરેલાં છે, તે સર્વેના ચિત્ત સીઝાઇ જાય છે. (७६५) આ સૂર્ય અસ્ત થયો, તે મારા મનને એમ બોધ કરે છે કે વ્રજાધીશ વનમાં હતા, તે સમયનો તાપ પણ ખારા સમુદ્રમાં ચાલ્યો ગયો. (७६६) આમ બોલતી પુત્રની સાથે ભવનના દ્વાર આગળ આવી હસે છે, રોમાંચ શરીરપર થયા છે, અને હર્ષથી અશ્રુધારા વહે છે. (७६७)

માતાએ પ્રભુને ઘરમાં પધરાવીને લાડ લડાવ્યા, તે સમયે વ્રજભક્તો દર્શન કરવા આવ્યા, માતાએ સન્ધ્યાઆરતિ કરી, તેનું વર્ણન અગીયાર શ્લોકથી કરે છે.

समागतान् व्रजजनानादरेण च पृच्छती । वदंती भवदाशीर्भिर्बालो भवनमागतः ॥७६८॥
उत्तार्योत्संगतः सम्यगुच्चास्तीर्णासने सुतम् । उपवेश्य पुनः प्रोंछय गोरजः कुंतलाहितम् ॥
पीताम्बरेण तनुजमावार्य चरमस्तकात् । चर्चित्वागरुसत्त्वेन चंदनाद्यैर्विशेषतः ॥७७०॥
परिधाप्य प्रसूनानां मालां पादावलंबिनीम् । वेणुयुक्तभुजं वेत्रमवलम्ब्य परिस्थितम् ॥
बालभावाग्रहस्वीयमुख्यश्रीस्वामिनीयुतम् । भवनागतिसोत्साहं स्वजनप्रेक्षणोत्सुकम् ॥
वियुक्ततमनंदादिगोपोत्संगसुलालितम् । गोपीनिर्मंछितधनं विप्रपूजनकारणम् ॥७७३॥

ત્યાં વ્રજભક્તો આવ્યા છે, તેને આદરસહિત કુશલ પૂછે છે, અને સર્વને કહે છે કે તમારા આશીર્વાદથી મારો બાલ ઘેર આવ્યો છે. (७६८) પુત્રને ગોદમાંથી ઉતારીને સારા બિછાવેલા ઉંચા આસનપર બેસાડીને ફરીથી વાંકડીઆ કેશ ઉપર લાગેલી ગોરજ લુછી નાંખી. (७६९) પોતાના પીતામ્બરથી પુત્રને મસ્તક ઉપરથી ઢાંકીને અગરુસત્ત્વયુક્ત ચંદન વગેરેથી વિશેષ રીતે શરીરને લેપ કર્યો. (७७०) પછી પગ સુધી લાંબી લટકતી ફુલોની માલા ધરાવી, વેણુયુક્ત હાથમાં લકુટિ ધરીને પ્રભુ સ્થિત થયા. (७७१) બાલભાવના આગ્રહથી પોતાના મુખ્ય સ્વામિનીને સાથે રાખ્યા છે. ભવનમાં આવીને ઉત્સાહ સહિત પોતાના ગોપીજનને જોવામાં ઉત્સાહવાળા થાય છે. (७७२) અતિવિયોગવાળા નંદ વગેરે ગોપો ઉત્સંગમાં લઇને સારી રીતે લાડ લડાવે છે. ગોપીજનોએ પ્રભુપર ધન નોછાવર કર્યું છે. બ્રાહ્મણોની પુજાના કારણરૂપ પોતે છે. (७७३)

जननीभाववात्सल्यावलोकचकिताननम् । स्वासाधारणभक्तैकदृष्टिसस्मयमानसम् ॥७७४॥
हासोदयविनिर्गच्छद्दशनद्वयशोभितम् । दीपप्रकाशसंबंधद्विगुणाभरणप्रभम् ॥७७५॥
वैयाघ्रनखनिर्माणभूषणाभूषितं गले । त्रैलोक्यजयसंसूचीवैजयन्तीविभूषितम् ॥७७६॥
बालमालोक्य मुदिता जातहर्षा हरिप्रसूः । सर्वांगस्वेदरोमांचकंपस्तंभा सखीयुता ॥७७७॥
उत्तारितवती सूनोरुपर्यारात्रिकं शुभम् । कर्पूरेणमदस्वाज्यविनमद्वार्तिकायुतम् ॥७७८॥

માતાનો વાત્સલ્યભાવ જોઇને પ્રભુનુ મુખ ચકિત થયું. પોતાના અસાધારણ ભક્તો એક તકે જોઈ રહ્યા છે, તેથી પ્રભુનું મન વિસ્મિત થયુ (७७४) પ્રભુને હાસ્યનો ઉદય થવાથી મુખમાંથી બે દાંત બહાર નીકળવાથી પોતે શોભાયમાન દેખાય છે. દિવાના પ્રકાશના સબંધથી આભૂષણનો ચળકાટ બમણો થાય છે. (७७५) વાઘનખના બનાવેલા ભૂષણથી ગળું શોભી રહ્યું છે. ત્રણ લોકના જયનું સૂચન કરનાર વૈજયન્તીમાલાથી પોતે શોભે છે. (७७६) સખીઓસહિત યશોદાજી સર્વ

દુઃખ હર્તા પોતાના બાલકને જોઇને બહુ હર્ષવાળાં થયાં. આખા શ્રીઅંગમાં પરસેવો, રોમાંચ, કંપ, થવાથી સ્તંભિત થઈ ગયાં. (૭૭૭) કપુર, કસ્તૂરી, ઘી, એકઠાં કરીને તેમાં બોળેલી નીચી રાખેલી વાટની સુંદર આરતી પોતાના પુત્ર ઉપર ઉતારી. (૭૭૮)

પછી રાઈમીઠાં ઉતારીને પ્રભુનાં વનનાં આભૂષણ વડાં કરીને, અંગ, ધોઈને, લુછીને, થોડા આભૂષણ ધરાવીને, પુત્રનું લાલનપાલન કર્યું, તેનું વર્ણન દશ શ્લોકથી કરે છે.

**राजिकालवणं पश्चादुत्तार्य च सुतोपरि। समागतानुदासीनान् संप्रेष्य भवनं निजम् ॥**
**अंतरंगैकसहितोत्तारयामास भूषणं। उत्तार्य वसनं पूर्वं कटिदेशाद्विभूषितम् ॥७८०॥**
**नग्नमालोक्य मुदितांतरा सूनुं समेखलं। सर्वाभरणसंयुक्तमुष्णीषे वक्रचंद्रिकाम् ॥७८१॥**
**क्रमेणोत्तारयामास भूषणादिकमङ्गतः। नूपुरे पदपुष्पादि तथा च क्षुद्रघंटिकाम् ॥७८२॥**
**अङ्गदे पदकादीनि माला मणिमया अपि। आवलिः पर्णसदृशभूषा मौक्तिकमालिकाः॥७८३॥**

પછી પુત્રના ઉપર રાઈમીઠાં ઉતાર્યાં અને દર્શન કરવા આવેલા બહારના માણસોને પોત પોતાને ઘેર વિદાય કરીને (૭૭૯) અતરગ સખીઓની સાથે આભૂષણ વડાં કરવા લાગ્યાં. પહેલાં કેડપરથી શોભાયમાન વસ્ત્ર વડુ કર્યું. (૭૮૦) પુત્રને કંદોરાસહિત નગ્ન દર્શન કરીને, અને સર્વે આભરણ તથા પાઘ ઉપર વાંકી ચદ્રિકા જોઇને અતઃકરણમાં બહુ આનંદ પામ્યા. (૭૮૧) શરીરપરથી ક્રમપૂર્વક આભૂષણ ઉતાર્યાં. બને નૂપુર ચરણના ફુલ તથા ઝીણી ઘુઘરીઓ (૭૮૨) બંને બાજુબધ, પદક વગેરે મણિમયમાલાઓ, પત્રના આકારનાં આભૂષણ, ત્રિવલીઓ, મોતીની માલાઓ એ સર્વે વડાં કર્યાં. (૭૮૩)

**वेणुं च लकुटं वक्रं स्थापयामास संनिधौ। उष्णीषं कंठमालां च मौक्तिकीं कर्णभूषणे ॥**
**नासाविभूषणं चैव तथैव करकंकणे। सूक्ष्मं कच्छपटं शुभ्रं तथा चरणभूषणे ॥७८५॥**
**एतावत् स्थापयामास सायं तनुजवर्ष्मणि। स्वामिनीवपुषि प्रायोतिभारजनकान्यथो ॥**
**उत्तारितान्याभरणान्येवं सहचरीगणैः। संप्रोंछ्य पुत्रवदनं चैलेनोष्णेन वारिणा ॥७८७॥**
**निवार्य गोरजो वक्राच्चुचुंब सुतवत्सला। करद्वयभ्रामणेन जग्राह बलिमंततः ॥७८८॥**

વેણુ તથા વાંકી લકુટી પાસે ધરી. પાઘ, મોતીની કંઠની માલા, બે કર્ણફુલ, (૭૮૪) નકવેસર, બે હાથના બે કંકણ, સૂક્ષ્મ શ્વેત કટિવસ્ત્ર (તનીચો), ચરણના બે નૂપુર, (૭૮૫) એટલાં આભૂષણ પોતાના પુત્રના સુંદર શ્રીઅંગમાં સાયકાલે ધર્યાં, અને એ પ્રમાણે શ્રીસ્વામિનીજીના અંગ ઉપરથી બહુ ભારવાળાં આભૂષણ પણ શ્રીયશોદાજીના સખીઓએ વડાં કર્યાં. પછી શ્રીયશોદાજીએ પોતાના પુત્રનું મુખ ઉષ્ણ જલથી ધોઈને વસ્ત્રથી સારી રીતે લુછી નાંખ્યું. (૭૮૬-૮૭) પુત્રપર વહાલવાલી માતાએ મુખપરથી ગોરજ દૂર કરીને ચુંબન કર્યું. બને હાથ હલાવીને હાથના છેડાના ભાગથી બલૈયા લીધા. (૭૮૮)

શ્રીયશોદાજી પ્રભુએ વનમાં જઇને જે ક્રીડા કરી તે પૂંછે છે, તે બાવીશ શ્લોકથી કહે છે.

**पप्रच्छ वनकृत्यानि सुतमव्यग्रमानसा। गोष्ठात् प्रचलितेनेतः सुत केन पथा गतम् ॥**
**वृक्षच्छायेयवा घर्मे चारिता व्रजधेनवः। नहि कंटकसंबंधो जातश्चरणयोस्तव ॥७९०॥**
**तृणांकुरैः खिन्नपदः क्वोपविष्टः स्वसंगिभिः। के के विमोहिता हस्तगृहीतानेन वेणुना ॥**

गावः प्रचलिताः कुत्र लकुटभ्रामणेन हि। समाहूताः कुत्र गावः कदंबारोहणेन हि॥
पीताम्बरभ्रामणेन तथोच्चैर्भाषणेन हि। कुत्र शीतं जलं पीतमुपविष्टैर्नदीतटे ॥७९३॥

પછી શાંત ચિત્તવાલી માતા, પુત્રને વનમાં કરેલી લીલા પૂછે છે. "હે સુત, અહીં ગોષ્ઠમાંથી નીકળીને પછી તું કયે રસ્તે ગયો? (૭૮૯) વ્રજની ગાયોને વૃક્ષની છાયામાં ચરાવી કે તાપમાં? તારા ચરણમાં કાંટા તો લાગ્યા નથીને? (૭૯૦) ઘાસના અંકુર લાગવાથી દુખતા ચરણવાળો તું પોતાના સંગીઓની સાથે ક્યાં બેઠો? હાથમાં ધરેલી આ વેણુ વગાડીને કોને કોને મોહિત કર્યાં? (૭૯૧) લકુટી ફેરવીને ગાયોને ક્યાં ક્યાં લઇ ગયો? કદંબ વૃક્ષપર ચડીને પીતાંબર ફરકાવીને ઉંચે સ્વરથી બૂમ પાડીને ગાયોને ક્યાં ક્યાં બોલાવી? નદીના કિનારા ઉપર બેસીને શીતલ જલ ક્યાં પીધું? (૭૯૨-૯૩)

कुत्र वा यमुनातीरे जलं गावः प्रपायिताः। जलस्थितैः कुत्र गावो धौताः श्रीयमुनाजले॥
गोपैः सह क्व विहितो विहारो धावनादिभिः। कुत्र वै गुलिकाक्रीडा कृता दंडेन बालकैः॥
कुत्र चारोहणक्रीडा तथा नेत्रविमुद्रणम्। कुत्र स्पंदोलिकाक्रीडा राजक्रीडा च कुत्र हि॥
तत्र को वाभवद्राजा को मंत्री काः प्रजास्तथा।
कश्चोरः को नियंताभूत् कः क्रीडामुख्यतां गतः॥७९७॥
परस्परं स्नेह आसीद्बालकानां च कानने। स्वभावभेदभिन्नानां नवलीलाविलासने॥७९८॥

યમુનાના કિનારા ઉપર ગાયોને જલ ક્યાં પીવડાવ્યું? શ્રીયમુનાજલમાં જઇને ગાયોને ક્યાં નવડાવી? (૭૯૪) ગોપોની સાથે દોડવા વગેરેની રમત ક્યાં કરી? બાલકોની સાથે ગીલ્લી દંડા ક્યાં રમ્યો? (૭૯૫) વૃક્ષપર ચડવાની ક્રીડા ક્યાં કરી? આંખ મીંચામણીની રમત ક્યાં રમ્યો? એકબીજાના ખભાપર ચડવાની ક્રીડા ક્યાં કરી? રાજક્રીડા ક્યાં કરી? (૭૯૬) ત્યાં રાજા કોણ થયો? પ્રધાન કોણ થયો? પ્રજા કોણ કોણ થયા? ચોર કોણ થયો? પકડવાવાળો સિપાઇ કોણ થયો? એ ક્રીડાનો મુખી કોણ થયો? (૭૯૭) વનમાં જુદા જુદા સ્વભાવવાળા બાલકોમાં તારી નવી લીલાના વિલાસમાં પરસ્પર સ્નેહ રહ્યો હતો કે? (૭૯૮)

कुत्रेतःप्रेषितं भुक्तमोदनव्यंजनादिकम्। तरुच्छायेऽथवा गोत्रगोवर्धनशिलासु च॥७९९॥
कुत्र स्थितैर्वन्यधातुवैचित्र्यं वपुषः कृतम्। गावो विचित्रिताः कुत्र गैरिकादिभिरद्भुताः॥
मयूरपिच्छरचिताः क्व बद्धाः पट्टिका गवाम्। क्व गवामृजुशृङ्गाणि रंजितानि च कुंकुमैः॥
फलानि कानि भुक्तानि गोवर्धनगिरिस्थितैः। कुत्र गोवर्धने नृत्यं कृतं केकिविमोहनम्॥
कुत्र गोपार्भकैर्मल्लक्रीडा च विपिने कृता। त्वदीयेषु बलिष्ठेषु के जिताः के पराजिताः॥

અહીંથી મોકલેલા ભાત, મસાલા વગેરે ક્યાં ખાધા? વૃક્ષની છાયામાં કે ગોવર્ધનપર્વતની શિલામાં બેસીને ખાધા? વનની ધાતુથી શરીરને ક્યાં બેસીને ચિતર્યું? ગાયોને ગેરુ વગેરેથી અદ્ભુત ચિતરામણથી ક્યાં ચિતરી? (૮૦૦) મોરપિચ્છની બનાવેલી પટ્ટિકા ગાયને ક્યાં બાંધી? ગાયોના સીધા શિંગડા કુંકુમથી ક્યાં રંગ્યાં? (૮૦૧) ગોવર્ધનપર્વત ઉપર બેસીને ક્યાં ફલ ખાધાં? ગોવર્ધનના ઉપર મોરને મોહિત કરનારૂં નૃત્ય ક્યાં કર્યું? (૮૦૨) વનમાં ગોપબાલકોની સાથે મલ્લક્રીડા ક્યાં કરી? તારા બલિષ્ઠ બાલકોમાં કોણ કોણ જીત્યા, અને કોણ કોણ હાર્યાં? (૮૦૩)

त्वदीया केऽभवन् बालाः केऽभवन् बलसंगिनः। मारितस्तालविपिने कथं रासभराक्षसः॥
कथं गोपैः सह फलान्यथो भुक्तानि वै वने। कुत्र स्थितैः श्रुतं गीतं मधुपैः मत्ततां गतैः॥
क्व पक्षिविहितो नादो विचित्रः सुत विश्रुतः। हरिण्यो वेणुनादेन कुत्र कुत्र विमोहिताः॥
अनेकविधसौगंध्ययुतैः पुष्पैः विभूषितैः। यमुनायां जलक्रीडा संध्यायां विहिता त्वया॥
कस्माद्वनादिहानेतुं त्वया गावो निवर्तिताः। पथि के केपि मिलिता अस्मत्परिचिता जनाः॥

ખેલમાં તારા સગી કયા બાલક થયા, અને બલદેવના સંગી કોણ કોણ થયા ? તાલવનમાં ગધેડાના રૂપવાલા રાક્ષસને કેવી રીતે માર્યો ? (૮૦૪) ગોપોની સાથે વનમાં ફલ કેવી રીતે ખાધા ? મત્ત થયલા ભ્રમરોનું ગાન ક્યાં બેસીને સાંભળ્યું ? (૮૦૫) હે સુત ! પક્ષીનો કરેલો વિચિત્ર નાદ ક્યાં સાંભળ્યો ? વેણુનાદથી હરિણીઓને ક્યાં ક્યાં મોહિત કરી ? (૮૦૬) અનેક પ્રકારના સુગંધવાલા પુલોથી ભૂષિત થઇને સન્ધ્યા સમય યમુનાજીમાં તેં ક્રીડા કરી હશે ? (૮૦૭) કયા વનમાંથી ગાયોને એકઠી કરીને તું અહિં લાવવાને પાછી વાળી ? અમારા પરિચિત મનુષ્ય માર્ગમાં કોણ કોણ મળ્યા ? (૮૦૮)

गवां पश्चात् कथं नित्यं त्वयात्रागच्छता कृतम्। कथमस्मन्मनः कर्तुं शीतलं व्रजसंनिधौ॥
वेणुः प्रपूरितः पुत्र वद पृष्टस्य चोत्तरं। मातुराज्ञाकरः कोस्ति बालस्त्वदपरः शिशो॥

ગાયોની પાછળ અહિં આવતી વખત રોજની માફક શું શું કર્યું ? વ્રજની પાસે મારૂં મન શીતલ કરવાને વેણુ કેવી રીતે વગાડી ? હે પુત્ર, મારા પૂછેલા પ્રશ્નોનો ઉત્તર આપ હે લાલા, માની આજ્ઞા પાળવાવાળો તારા શિવાય બીજો કોણ છે ?" (૮૦૯-૧૦)

પ્રભુએ માતાને ઉત્તર આપ્યો, તે દશ શ્લોકથી કહે છે.

मातर्मया कृताः क्रीडाः स्मृतिमायांति मे न हि। परं समभवत् पूर्णो मम क्रीडामनोरथः॥
यावन्त्यो जगति क्रीडाः सर्वा अपि मया कृताः।
गावश्च चारिताः सर्वास्तातनंदस्य वै वने॥८१२॥
मातर्दैत्यः समायातो रासभो जातिभिः सह।
क्षणेन मारितोऽस्माभिर्भद्रं तालवनं कृतम्॥८१३॥
फलानि पातितानीह भूमौ बालैर्विलासने।
भुक्तानि तैर्वने क्रीडाः करोत्क्षेपादिभिः कृताः॥८१४॥

"હે મા, મેં કરેલી ક્રીડા હવે મને યાદ આવતી નથી, પણ ક્રીડા કરવાનો મારો મનોરથ સારી રીતે પૂર્ણ થયો. (૮૧૧) જગતમાં જેટલા પ્રકારની ક્રીડા છે, તે સર્વે મેં વનમાં કરી છે, અને સર્વ ગાયો તાત નંદનાજ વનમાં ચરાવી છે. (૮૧૨) હે મા, ગર્દભ દૈત્ય પોતાની જાતિવાલાઓ સાથે આવ્યો, તેને અમે એક ક્ષણમાં મારી નાંખ્યો, અને તાલવનને કલ્યાણકારક બનાવ્યું. (૮૧૩) વિલાસ કરવાને બાલકોએ ભૂમિપર ફલ પાડ્યાં, તે ફલ તેઓએ ખાધાં. હાથ ઉંચા કરી કરીને વનમાં ક્રીડા કરી. (૮૧૪)

विपिनं रोचते मह्यं क्रीडापि व्रजबालकैः। मदर्थे विटपाः मातः कुर्वते प्रत्यहं तपः॥

मृगीगणाः प्रपश्यंति पदवीं विरहातुराः। श्रोतुं मदाननाद्वेणुनादं मद्दर्शनोत्सुकाः॥८१६॥
व्रजः सर्वोपि मन्मातर्मदर्थ इव भासते। यत्र चाहं न गच्छामि तदेव च वृथा भवेत्॥
व्रजराजसुतः कस्मादहं न खलु निर्भयः। कंससंप्रेपिताः के वा मदग्रे दैत्यबालकाः॥
मातस्त्वद्दुग्धपुष्टानां नवनीतभुजामपि। मल्लक्रीडापराणां वै क्रीडा दैत्यविमारणम्॥८१९॥
कापि चिंता न कर्तव्या मातर्गोचारणे मम। श्रीदामाद्याः सहाया मे यत्रास्ते बलवान्बलः॥

મને વન બહુ રુચે છે, બાલકોની સાથે ક્રીડા કરવી પણ બહુ ગમે છે. હે મા, મારે માટે વ્રજના વૃક્ષો પણ દરરોજ તપ કરે છે. (૮૧૫) હરિણીઓનાં ટોળાં વિરહાતુર થઇને મારી વાટ જુવે છે, મારા મુખથી કરેલો વેણુનાદ સાંભળવાને મારા દર્શન કરવાને ઉત્સુક થઈ જાય છે. (૮૧૬) હે મા, આખું વ્રજ મારે માટેજ છે, એમ મને લાગે છે. જ્યાં હું ન જાઉં તે સ્થલ વૃથા થઇ જાય છે. (૮૧૭) વ્રજરાજનો પુત્ર હું નિર્ભય શા માટે ન હોઉં ? કંસે મોકલેલા દૈત્યના બાલકો મારી આગળ શું હિસાબમાં છે ? (૮૧૮) હે મા, તારૂં દૂધ પીને પુષ્ટ થયલા, અને માખણ ખાધેલા, અને મલ્લક્રીડામાં પરાયણ એવા અમને દૈત્યને મારવા એ તો રમતની વાત છે. (૮૧૯) હે મા, હું ગાયો ચરાવવા જાઉં, ત્યારે મારી કાંઈ પણ ચિન્તા કરવી નહિ. શ્રીદામા વગેરે મારી સહાયમાં છે, અને બલવાન બલદેવજી પણ મારી સાથે હોય છે." (૮૨૦)

ततः समागता गोपा गायंतो वनखेलनम्। धावंतः क्षुधिताः सद्यो दोहदुग्धपिपासवः॥
सहानवस्थितिकृतविरहौत्कंठ्यकातराः। वदंतो विविधं वाक्यं यच्छंतः करतालिकाम्॥
निर्योगपाशसहितहस्ताः शस्ताश्च दोहने। पूरयंतो मुखैर्वेणून् कूजंतः कुंतलाननाः॥८२३॥
अन्योन्यमपि कुर्वंतो गवां वार्ता विशेपतः। कृष्णं क्रोडस्थितं मातुरूचुर्गोपालमाकुलाः॥

પછી ભૂખ્યા થયલા, તરત દોહેલું દૂધ પીવાની ઇચ્છાવાળા, ગોપો વનના ખેલનું ગાયન કરતા, દોડતા આવી પહોંચ્યા. (૮૨૧) પ્રભુ માતાની પાસે રહ્યા હતા, તેટલા સમયમાં પોતાની સ્થિતિ ભગવાનની સાથે નહીં રહેવાથી, ઉત્કંઠાથી, વ્યાકુલ થયલા વિવિધ વાક્ય બોલવા લાગ્યા, અને હાથમાં તાલીઓ આપવા લાગ્યા. (૮૨૨) તેમના હાથમાં નિર્યોગપાશ (નોંઝણું) હતું, દોહવામાં ચતુર હતા, મુખથી વેણુ વગાડતા હતા, અને વાંકડીયા કેશસહિત મુખવાળા તેઓ કૂજન કરતા હતા. (૮૨૩) પોતપોતામાં ખાસ કરીને ગાયોની વાર્તા કરતા હતા, ને આકુલ થઇને માતાના ખોળામાં બેઠેલા ગોપાલકૃષ્ણને કહેવા લાગ્યા. (૮૨૪)

कृष्ण त्वदाननविधुं दृशि तृष्णाकुलेंद्रियाः। गावः पश्यन्ति पदवीं स्वदोहायोन्मुखाः परम्॥
चलनीयं पयः सद्यो धारोष्णं मधुरं स्वतः। पास्यामोथ वयं धेनोर्धवलाया बलार्थिनः॥
मल्लक्रीडापराणां वै वने बलमपेक्षितम्। मारणीया हरे दैत्याः कंससंबन्धिनश्च ये॥
चारणीयाः प्रतिवनं बलिष्ठा नंदधेनवः। गृह्णीयानि शृङ्गाणि युध्यतां च ककुद्मिनाम्॥
धावनीयं प्रतिस्पर्धासहितैर्व्रजभूमिषु। मोचनीया गृहीताश्च गोपैर्हस्ताः परस्परम्॥८२९॥
मोचनीयाश्च गोवत्सा जननीसंगकातराः। उत्क्षिप्तकर्णाः पश्यन्ति मातृणां वदनानि ते॥

"હે કૃષ્ણ, તારા મુખચંદ્રનું દર્શન કરવાને આકુળ ઇન્દ્રિયવાળી ગાયો પોતાને દોહવડાવવાને તત્પર થયલી ત્હારી વાટ જુએ છે. (૮૨૫) હવે આપણે જવું જોઈએ. તરતનું દોહેલું, ધારોષ્ણ,

મધુર, ધોળી ગાયનુ દૂધ, જોર આવવાને માટે આપણે પીશું. (૮૨૬) વનમાં મલ્લક્રીડા કરવામાં પરાયણ એવા આપણને બલની અપેક્ષા છે. હે હરિ, કસના સંબંધી જે દૈત્યો હોય તેને મારવા પણ જોઇએ. (૮૨૭) દરેક વનમાં નદરાયની બલવાન ગાયોને ચરાવવાની છે, અને લડતા ગોધાઓના શિંગડા પણ પકડવા પડે. (૮૨૮) વ્રજભૂમિપર આપણી સાથે પ્રતિસ્પર્ધા કરવાવાળાની સાથે દોડવું પણ પડે. ગોપીએ પરસ્પર પકડેલાં એકબીજાના હાથ છોડાવવા પણ પડે. (૮૨૯) પોતાની માતાને મળવાને ઉતાવળા થયલા વાછરડાઓને છૂટા કરવા પડે. તેઓ ઉંચા કાનવાળા થઇને પોતાની માતાઓના વદન જુએ છે. (૮૩૦)

गावश्च वेणुपीयूषं पातुं प्रणयविह्वलाः । पुनरुत्क्षिप्तकर्णाश्च स्थिताश्चकितदृष्टयः ॥८३१॥
न भक्षयन्ति संतृप्तास्तृणान्यपि घृणान्तराः । दत्तान्यपि च वृणते नैव नंदसुत प्रियाः ॥
मित्र क्रीडाविशेषाश्च तत्रास्माभिर्विचारिताः । ते कर्णे तव वक्तव्यास्त्वयि सन्निधिमागते ॥
पयःफेनं च तत्रैव पेयं मंथननिर्मितम् । वार्ताश्च तत्र वक्तव्या अन्तरंगाः श्रुतिप्रियाः ॥
पयश्चावर्तितं पेयं स्वर्णपात्रे ससीत्कृति । हृदयं शिशिरीकार्यमस्माकं त्वत्परात्मनाम् ॥८३५॥

ઉંચા કાનવાળી, ચકિત દૃષ્ટિવાળી, ગાયો વેણુનાદરૂપી અમૃતનું પાન કરવાને પ્રેમથી વિહ્વળ થઈ રહી છે. (૮૩૧) હે નંદસુત, ત્હારી વ્હાલી ગાયો સારીરીતે તૃપ્ત થયલી હોવાથી ખાવામાં અરુચિવાળી થઇ હોય તેમ ઘાસ પણ ચરતી નથી, અને મ્હોંમાં મૂકેલા ઘાસને પણ પસદ કરતી નથી. (૮૩૨) હે મિત્ર, ત્યાં અમે ખાસ ક્રીડાઓ કરવાનું વિચારી રાખ્યું છે. તું અમારી પાસે આવશે ત્યારે ત્હારા કાનમાં કહીશુ (૮૩૩) મથન કરવાથી થયલું દૂધનું ફીણ ત્યાં આપણે પીશું, અને કાનને મીઠી લાગે એવી છાની વાતો ત્યાં આપણે કરીશું. (૮૩૪) સોનાના પાત્રમાં કઢેલુ દૂધ સીત્કારસહિત પીશુ, ત્હારામાં પરાયણ એવા જે અમો તેમનું હૃદય ત્હારે શીતલ કરવું જોઇએ. (૮૩૫)

न रोचते गृहं स्वीयं त्वया कृष्ण विना क्षणम् ।
उद्विग्नमानसाः प्राण तिष्ठामो वियुते त्वयि ॥८३६॥
अस्माकं तु विना लीलां युगायति हरे त्रुटिः ।
त्वयि दूरे स्थिते शून्या दिशः सर्वा व्रजेश्वर ॥८३७॥

व्रजराजसुत स्वीयचित्तशोकनिवर्तक । चलनीयं कृपापारावार वारणविक्रम ॥८३८॥
आनंदय निजानंदसंदोह सुखदायक । अस्मानतितरामंतर्वियोगभरदुःखितान् ॥८३९॥
कृपालो पालय स्वीयान् गोपालान् गोकुलेश्वर । विज्ञप्तिं निजमित्राणामाकर्णय महाप्रभो ॥

હે કૃષ્ણ, ત્હારા વિના અમને અમારા ઘરમાં એક ક્ષણભર પણ સોહાતું નથી. હે પ્રાણ, ત્હારા વિયોગમાં અમારૂ મન ઉદ્વેગવાળું થઈ જાય છે. (૮૩૬) હે હરિ, ત્હારી સાથે ક્રીડા કર્યા વિનાની એક ક્ષણ એક યુગ જેટલી લાંબી અમને લાગે છે. હે વ્રજેશ્વર, તું દૂર હોય ત્યારે અમને સર્વ દિશાઓ શૂન્ય લાગે છે. (૮૩૭) હે વ્રજરાજસુત, હે નિજજનના શોકને નિવૃત્ત કરનાર, હે કૃપાના સમુદ્ર, હે ગજરાજસમાન પરાક્રમી, હવે આપણે ચાલવું જોઈએ. (૮૩૮) હે નિજાનંદના સમૂહ, હે સુખદાયક, અતરના વિયોગના ભારથી દુઃખિત થયલા અમને આનંદિત કરો. હે મહાપ્રભુ, તમારા મિત્રોની વિજ્ઞપ્તિ સાંભળો. (૮૪૦)"

ગ્વાલો ગાય દોહવાને માટે બોલાવે છે, એમ કહી પ્રભુ માતાની ગોદમાંથી ઉઠ્યા, તે બે શ્લોકથી કહે છે.

**आकर्ण्य गोपवाक्यानि क्रीडाचलितमानसः । पश्यन् मुखांबुजं मातुरुत्संगात् सहसोत्थितः ॥**
**मातर्मया तातधेनुदोहनाय च गम्यते । आकारयन्ति गोपालाः सकला अंगणस्थिताः ॥**

ગોપોનાં વાક્યો સાંભળીને ક્રીડાથી ચલાયમાન મનવાલા પ્રભુ માતાનું મુખકમલ જોતાં માતાના ખોળામાંથી એકદમ ઉઠ્યા. (૮૪૧) "હે માતા, મારે પિતાની ગાયો દોહવાને જવું છે. આંગણામાં ઉભેલા સર્વે ગોપાલો બોલાવે છે." (૮૪૨)

માતા પોતાનો વાત્સલ્યભાવ પ્રકટ કરતાં પ્રભુને વારે છે, તે શ્રીયશોદાજીનાં વાક્યો સોળ શ્લોકથી વર્ણન કરે છે.

**यशोदावददानंदनिधिमात्मसुतं तदा । पुत्र तिष्ठन्ति गोपाला धेनूर्धोक्ष्यन्ति सर्वतः ॥**
**अस्मद्व्रजस्थिता गावस्तीक्ष्णशृङ्गा व्रजप्रिय । मन्मनः कंपते कृष्णानुकंपैकपरं हरे ॥८४४॥**
**बहुभिर्दिवसैः प्राप्तो भवान् पुण्यैरुपार्जितैः । मम गोपकुलोत्तंस धनं प्राणा भवत्पराः ॥**

ત્યારે પોતાના આનંદનિધિ સુતને શ્રીયશોદાજીએ કહ્યું કે "હે પુત્ર, ગોપાલો ઉભા છે, તે બધી તરફથી ગાયોને દોહશે. (૮૪૩) આપણા વ્રજમાં રહેલી ગાયો તીક્ષ્ણ શિંગડાવાળી હોય છે. હે વ્રજપ્રિય, હે હરિ, હે કૃષ્ણ, તારી જ સંભાળમાં પરાયણ મારું મન કંપે છે. (૮૪૪) બહુ દિવસે એકઠા થયલા પુણ્યથી તું પ્રાપ્ત થયો છે. હે ગોપકુલભૂષણ, મારું ધન અને પ્રાણ તારેજ આધીન છે. (૮૪૫)

**रक्षा मम कृता भूयः पुरुषेण महात्मना । पूतनातः सुत व्यस्तशकटात् तृणनामतः ॥**
**गूढद्विजातिसंस्कारात् यमलार्जुनपातनात् । धेनुकासुरसंहारात् तथा बकनिषूदनात् ॥८४७॥**
**कालीयसर्पसविषयमुनाहृदवेशनात् । दावानलाद् व्रजजनभस्मसात्करणागतात् ॥८४८॥**
**मुंजाटवीप्रविष्टस्य धेनुदाहदवानलात् । अघासुरव्यात्तमुखविवरान्तः प्रवेशनात् ॥८४९॥**
**सुदर्शनोरगग्रासात् तथा वृषभमारणात् । अत्यन्तदुःखिता तात बिभेमि रिपुरोषतः॥८५०॥**

હે સુત, મહાત્માપુરુષે ઘણી વાર આજ સુધી મારી રક્ષા કરી છે. પૂતનાનો નાશ કરીને શકટનો ભંગ કરીને, તૃણાવર્તનો નાશ કરીને (૮૪૬) ગુપ્ત રીતિએ દ્વિજાતિનો નામકરણ સંસ્કાર કરીને, યમલાર્જુનને પાડી નાંખીને, ધેનુકાસુરનો સંહાર કરીને, અને બકાસુરને મારી નાંખીને (૮૪૭) કાલીય સર્પના વિષવાળા યમુનાના જલમાં પ્રવેશ કરીને, વ્રજજનને ભસ્મ કરવાને આવેલા દાવાનલનું પાન કરીને (૮૪૮) મુંજાટવિમાં પેઠેલી પોતાની ગાયોને દાવાનલના દાહથી બચાવીને, અઘાસુરના પહોળા કરેલા મુખની ગુફામાં અંદર પ્રવેશ કરીને (૮૪૯) સુદર્શન સર્પના ગ્રાસમાંથી, વૃષભાસુરને મારીને રક્ષા કરી છે. હે તાત, અત્યન્ત દુઃખી થયલી હું કંસાદિ શત્રુના રોષથી બીહું છું. (૮૫૦)

**दुर्लभैकप्रजा कुर्वे कथं विश्वासमन्यतः । मदक्षियुगलान्नैव भिन्नो भव भवान् क्षणम् ॥**
**आकार्य गोपपृथुकानंगणे विहरात्मज । अहमप्यङ्ग पश्यामि दुर्लभं सुतलालितम् ॥८५२॥**
**कथं वै रोचते मह्यं त्वां विना ललिताकृते । त्वदेकशरणा जीवं जीवयामि प्रियार्भक ।**
**सर्वोपि तावकीनोयं व्रजोत्रैवागमिष्यति । भवनं भरितं चेतः सोत्सवं मे विधास्यति ॥८५४॥**

भवान् यत्र जनास्तत्र सर्वेपि वदनं तव। पश्यंति परमोत्कंठा विरहे व्रजभूषणम् ॥८५५॥

બહુ જ કષ્ટથી પ્રાપ્ત થયલી પ્રજામાં તુ એક જ છે, તેથી હુ બીજાનો વિશ્વાસ કેવી રીતે કરૂ ? માટે તુ મારી આખોથી એક ક્ષણ પણ દૂર જા નહિ (૮૫૧) ગોપબાલકોને બોલાવીને હે પુત્ર, આગણામાં રમ હે અગ, મને પણ પુત્રની ક્રીડા જોવાનુ દુર્લભ સુખ મળશે (૮૫૨) હે લલિત આકૃતિવાળા, તારા વિના મને કેમ રુચે ? હે પ્રિય બાલ, એક તારા જ આધારથી મારા જીવમાં જીવ રહ્યો છે (૮૫૩) આ આખુ વ્રજ તારૂ જ છે, એ બધા અહિં જ આવશે મારૂ આખુ ભવન ભરાઈ જશે મારા ચિત્તને મોટો ઉત્સવ થશે (૮૫૪) તુ જ્યાં હશે ત્યા સર્વે લોકો, વિરહમાં પરમ ઉત્કંઠાથી વ્રજના ભૂષણરૂપ તારા મુખનુ દર્શન કરશે (૮૫૫)

त्वयि स्थिते व्रजानंद दयिते भवने मम। नित्योत्सवः सर्वजनाह्लादकः कामसुंदर ॥८५६॥
त्वय्यागते नंदगेहे कुलदीपः प्रकाशितः। ततः प्रभृति सततं समृद्धाः सर्वतो वयम् ॥८५७॥
अस्माकं तु शुभं यत् तद् व्रजे त्वयि समागते। अतो भवानेव हरे लौकिकं पारलौकिकम् ॥

હે વ્રજના આનન્દરૂપ, હે કામથી પણ સુન્દર, વ્હાલો એવો તુ જ્યારે મારા ભવનમાં હોય છે, ત્યારે સર્વ જનને આહ્‌લાદ કરનાર નિત્ય ઉત્સવ થઇ રહે છે (૮૫૬) શ્રીનંદરાયજીના ઘરમાં તારા આવવાથી કુલદીપ પ્રકાશિત થયો છે, તે દિવસથી અમે સર્વે સર્વ તરફથી નિરતર સમૃદ્ધિ-વાળા થયા છીયે (૮૫૭) અમારૂ જે જે કલ્યાણ થયુ છે, તે તારા આવવાથી જ થયુ છે, તેથી અમારૂ ઐહિક અને પારલૌકિક સર્વસ્વ તુ જ છે." (૮૫૮)

માતાનાં વચન સાંભળીને પ્રભુ પોતાનુ નિડરપણું બતાવે છે, અને માતાની આજ્ઞા લઇને ગોષ્ઠમાં (ખિરકમાં) જવા નીકળ્યા, તેનુ વર્ણન સાત શ્લોકથી કરે છે.

आकर्ण्य जननीवाक्यं हरिरुत्तरमुक्तवान्। वयं क्रीडापरा एव मातर्गोकुलभूमिषु ॥८५९॥
अस्मद्व्रजे व्रजपतौ भ्राते व्रजभयं कुतः। ये द्रुह्यन्ति व्रजजनान् ते नश्यंति स्वतोऽसुराः ॥
न वै दूरं गमिष्यामः सायमायातधेनवः। गोष्ठे गोपजनाक्रांते क्रीडिष्यामः परं वयम् ॥
मातरस्मत्प्रिया गावस्तीक्ष्णशृङ्गा अपि स्वतः। साध्व्यो व्रजजनं दृष्ट्वा मारयन्ति न कंचन ॥
त्वया मद्विषये चिंता न कार्या जननी स्वयम्। अहं व्रजं विहायान्यत् स्थलं यास्ये न किंचन ॥
व्रजो मदीयो न मया क्षणं त्यक्तुं हि शक्यते। अहं व्रजप्रियो मातर्व्रजस्याप्यहमेव हि ॥
एवमुक्त्वा प्रचलितोऽनुज्ञातोपि यशोदया। कपोलौ करयुग्मेन प्रगृह्य परिचुंबितः ॥८६५॥

માતાનાં વચન સાંભળીને હરિ ઉત્તર દેવા લાગ્યા "હે મા, અમે તો ગોકુલની જગ્યાઓમાં ક્રીડા કરવાવાલા છીએ (૮૫૯) અમારા વ્રજમાં અમારા પિતા વ્રજપતિ છે તો વ્રજને ભય શાનો ? જે અસુરો વ્રજજનનો દ્રોહ કરે છે, તેમનો એની મેળે જ નાશ થઈ જાય છે (૮૬૦) અમે દૂર જઇશુ નહિ સધ્યાકાલે ગાયો ખિરકમાં આવશે, ત્યારે એમની જોડે પાછા આવીશુ ત્યારે ખિરકમાં ગોપલોકો ભરાઇ જશે, તે વખતે અમે અહિંયાં ખેલીશુ (૮૬૧) હે મા, અમારી વ્હાલી ગાયો જો કે પોતે તીક્ષ્ણ શિંગડાવાલી છે, તો પણ તે સારી ગાયો છે વ્રજજનોને જોઈને, કોઇને મારતી નથી (૮૬૨) હે મા, તારે મારે વિષે જરાપણ ચિંતા કરવી નહિ હુ વ્રજને છોડીને બીજા કોઈપણ સ્થલમાં કદી જવાનો નથી (૮૬૩) વ્રજ મારૂ છે, હું એને એક ક્ષણ પણ છોડી શકુ

તેમ નથી. હે મા, વ્રજ મને વ્હાલું છે, અને વ્રજને પણ હું જ પ્રિય છું. (૮૬૪) એમ કહીને યશોદાની રજા લઇને પ્રભુ ચાલ્યા, ત્યારે માતાએ બંને હાથથી ગાલ ધરીને પ્રભુને ચુંબન કર્યું.

ગોપથી વિંટલાયલા પ્રભુ ખિરકમાં પધારીને ગોદોહનનો ઉદ્યોગ કરીને ગાયોને દુહે છે, તેનું વર્ણન સત્તર શ્લોકથી કરે છે.

समागतैः परिवृतो मधुपः कमलैरिव । गोपैः समगमद्वेणुवेत्रबाहुः कृपाकरः ॥८६६॥
निर्योगपाशरचितगोपवेषः कृपानिधिः । कटिबंधावृतशिराः कटिपीतांशुकावृतः ॥८६७॥
रणयन्नूपुरे पद्भ्यां नृत्यन् गोपकुलैः सह । वादयन् मधुरं वेणुं सरामो गोष्ठमागतः ॥

ભ્રમર કમળોથી વિંટલાય તેમ સાથે આવેલા ગોપોથી વિંટલાયલા કૃપા કરનાવાળા પ્રભુ હાથમાં વેણુ અને લકુટિ લઇને ચાલ્યા. (૮૬૬) હાથમાં દોમનાં (દોરડું) લઇને ગોપવેષવાલા કૃપાનિધિ ભગવાન્ મસ્તક ઉપર પટકો લપેટીને, પીતાંબર કટિપર બાંધીને, (૮૬૭) ચરણના નૂપરનો રણકાર કરતા, ગોપોના ટોળાંની સાથે નૃત્ય કરતા, મધુર વેણુ વગાડતા, રામની સાથે ખિરકમાં આવ્યા. (૮૬૮)

ततः परिवृतो गोपैर्वत्सवेश्म समागतः । स्वकरेणारविन्दाक्षः कपाटमुदघाटयत् ॥८६९॥
धावमानांस्ततो वत्सान् मात्रांतिकगतिप्रियान् । उत्क्षिप्तकर्णानुद्धृत्य कर्णौ चकितलोचनान् ॥
गृहीतजननीस्तन्यान् संध्यावधिवियोगिनः । क्षुधातुरान् समुत्प्लुत्य मुहुर्जननीसंगतान् ॥
विलोकयन् कृपापूर्णो गोपवेषसुशोभितः । मुखेन मुरलीरंध्रान् पूरयन् सुधया भृशम् ॥

પછી ગોપોથી વિંટલાયલા વાછરડાઓના સ્થાનમાં આવ્યા. કમલનયન પ્રભુએ પોતાના હાથથી દરવાજો ઉઘાડ્યો. (૮૬૯) પછી પોતાની માતાઓની પાસે જવાનું જેને ગમે છે, એવા વાછરડાંઓ ઉંચા કાન કરીને ચકિત થયલાં નેત્રવાલાં ખિરકમાં દોડ્યા. (૮૭૦) સવારથી તે સધ્યાપર્યંત માતાના વિયોગવાલાં, ભૂખ્યા થયલાં, વારંવાર કુદતાં કુદતાં માતાઓની પાસે ગયાં, અને માતાઓના આંચળને ગ્રહણ કર્યા. (૮૭૧) એવાં વાછરડાંઓને કૃપાથી ભરપૂર ગોપવેષથી સુશોભિત પ્રભુએ જોયા, અને મુખથી વેણુના છિદ્રમાં સુધા પુરતા વેણુ વગાડવા લાગ્યા. (૮૭૨)

गृहीतपीतवसनो बाहुना दक्षिणेन हि । वामेन दोहनीं गृह्णन्नंसे निर्योगपाशभृत् ॥८७३॥
आकारयन् व्रजजनान् त्रिविधैर्वेणुनिःस्वनैः । नामग्राहं व्रजगवां गतिस्तंभकृतिः पुनः ॥
तरुभ्यो मधुधाराः स सर्जयन् फलपुष्पकृत् । उत्पादयन् रोमहर्षं स्तंभयंश्च नदीगतिम् ॥
प्रकुर्वन् कमलोद्योतं जलं कल्लोलयन्नपि । गाः समुच्चन्चसत्कर्णाः सर्वा विदधदागताः ॥

જમણા હાથમાં પોતે પીતાંબર ધર્યું છે, તથા ડાબા હાથમાં દોહણી લીધી છે, ખાંધ ઉપર દોરડુ (દોમના) ધર્યું છે (૮૭૩) મદ, મધ્યમ, અને તીવ્ર, એમ ત્રણ પ્રકારના નાદથી વેણુ વગાડીને વ્રજભક્તને બોલાવવા લાગ્યા પછી ગાયોના નામ લઈ તેમની ગતિ રોકી દીધી. (૮૭૪) વૃક્ષમાંથી મધુધારાઓ ઝરવા લાગી, અને એમને ફુલ તથા ફ્લો આવ્યા, અને એમને હર્ષથી રોમાંચ થયો, અને નદીની ગતિ અટકી ગઈ (૮૭૫) આ વેણુનાદથી કમલ ખિલવા લાગ્યા, જલમાં તરગ આવવા લાગ્યા, અને આસપાસ આવેલી ગાયો કાન ઉંચા કરી સ્તબ્ધ થઈ ગઈ. (૮૭૬)

दोहनाय कृतोद्योगश्चलन् पद्भिः शनैर्हरिः । वदन्नामानि धेनूनामव्यक्तपदनूपुरः ॥८७७॥
इतस्ततः समायातान् पश्यन् व्रजजनानपि । अंतरुत्साहसंपन्न उद्यद्भावविभावितः ॥८७८॥
ईक्षमाणो मुहुर्वक्त्राण्यानंदानंदितानि च । व्रजस्त्रीणां स्ववदनं पश्यन्तीनामहर्निशम् ॥८७९॥
लसद्वक्रगतिर्गोपकुलपो धेनुसन्निधौ । वत्सं बबन्ध निर्योगपाशैः शोभार्थमेव हि ॥८८०॥
अर्धोत्थितः स्थितः स्थाप्य दोहनीमूरुमध्यतः । अदुहद्धेनुमुत्कृष्टां स्वतः स्नुतनिजस्तनाम् ॥
स्वामिन्यो व्रजनाथैवमवस्थादर्शनोत्सुकाः । समागताः स्वभवनाच्चित्रप्रायतया स्थिताः ॥

હરિ ધીમે ધીમે ચરણ ધરતા ચરણમાં નૂપુરનો અવાજ ન થાય એમ ચાલતા, ગાયોના નામ લેતા દોહવાનો ઉદ્યમ કરવા લાગ્યા. (૮૭૭) આમતેમથી આવેલા વ્રજજનને જોતા અંતઃકરણમાં ઉત્સાહવાળા થયલા પ્રભુ તેમનામાં ઉત્પન્ન થતા ભાવથી વિશેષ પ્રકારે ભાવિત થયા. (૮૭૮) રાત્રિ દિવસ પોતાના મુખને જોઈને તેના આનન્દથી આનન્દિત થયલા વ્રજભક્તના મુખને પ્રભુ વારંવાર જોવા લાગ્યા. (૮૭૯) ગોપકુલપાલક ભગવાન ગાયોની પાસે શોભા આપતી વાંકી ગતિથી લોમનાથી શોભાને માટે વાછરડાને બાંધવા લાગ્યા. (૮૮૦) અર્ધા ઉંચા એવી સ્થિતિમાં રહીને દોહણીને બે જાંગની વચમાં પકડીને, પોતાની મેળેજ સ્તનમાંથી દૂધ ઝરતી ઉત્કૃષ્ટ ગાયને દોહવા લાગ્યા. (૮૮૧) વ્રજનાથની આવી અવસ્થા જોવાને ઉત્સાહવાળી સ્વામિનીઓ પોતપોતાના ઘરમાંથી આવી પહોચ્યાં, અને ત્યાં ચિત્રપ્રાય થઈને ઉભાં રહ્યાં. (૮૮૨)

ખિરકમાં ગોદોહન કરતા પ્રભુનું વર્ણન, અને એવાં દર્શન કરીને વ્રજભક્તની જે અવસ્થા થઇ તેનું વર્ણન સત્તાવીશ શ્લોકથી કરે છે.

अर्धोत्थितं भावयंतं स्वप्रेष्ठस्वामिनीं हृदि । दुहंतं गां गोपसूनुं विवशं स्वामिनीरसैः ॥८८३॥
आनंदमीलन्नयनं चालयन्तं शिरस्तथा । आनंदाश्रुयुतं दृग्भ्यामुच्छूनं पुलकोद्गमैः ॥८८४॥
दरश्वासोन्नमन्नासं सहासवदनाम्बुजम् । उन्नमद्गण्डयुगलं चलत्कुंडलमंडितम् ॥८८५॥
नासिकावलंबिमुक्ताफलभूषणभूषितम् । अधरस्रवदत्यन्तदुर्लभस्वाधरामृतम् ॥८८६॥
ग्रीवालसत्त्रिवृत्कंठभूषामालाविभूषितम् । उरोवलंबमानेन वैयाघ्रेण नखेन च ॥८८७॥
हीरकादिमणिव्रातविराजत्पदकान्वितम् । आनाभिलंबमानेन मुक्ताहारेण शोभितम् ॥८८८॥
माणिक्यमध्यग्रथितमुक्तादामविराजितम् । कांचनेनापि हारेण राजद्धृदयमंडलम् ॥८८९॥
करकंकणसौवर्णांगदद्वयविभाद्वयम् । कटिमध्यलसत्स्वर्णकिंकिणीगुच्छशोभितम् ॥८९०॥
पद्मपीतांबरं कट्यां केकिपिच्छशिरोधरम् । पदद्वयलसन्नीलमणिनूपुररंजितम् ॥८९१॥
गोदोहबाहुसंचारं धारादर्शनमानसम् । फेनभोजनकार्यैकपयःसंपादनोन्मुखम् ॥८९२॥
पश्यंत्यो व्रजनाथं स्मर्वस्वमहसन् मुदा ।

અર્ધોત્થિત સ્થિતિમાં, પોતાની પ્રેષ્ઠ શ્રીસ્વામિનીની હૃદયમાં ભાવના કરતા, ગાય દોહતા, ગોપપુત્રને, શ્રીસ્વામિનીના રસમાં વિવશ, (૮૮૩) આનન્દથી નેત્રને મીંચી દેતા, અને મસ્તકને હલાવતા, અને નેત્રમાં આનન્દાશ્રુવાલા, રોમાંચથી ફુલેલા શરીરવાલા, (૮૮૪) ધીમે ધીમે શ્વાસ લેવાથી નાસિકા ઉંચી થઇ રહી છે એવા, મુખકમલ હાસ્યયુક્ત છે એવા, બન્ને ગણ્ડસ્થલ પ્રફુલ્લિત થઈ

રહ્યા છે એવા, હાલતા કુણ્ડલોથી શોભી રહ્યા છે એવા (૮૮૫) નાસિકામાં લટકતા મોતીના નકવેસરથી શોભતા, જેના અધરમાંથી અત્યન્ત દુર્લભ અધરામૃત સ્રવે છે એવા (૮૮૬) મોતીની ત્રણ સેરનું કણ્ઠાભરણ જેના ગળામાં વિરાજમાન છે એવા, અને ઉર ઉપર વાઘનખનું આભૂષણ શોભી રહ્યું છે એવા (૮૮૭) હીરા, વગેરે મણિના સમૂહથી જડેલુ શોભાયમાન પદક જેમણે ધારણ કરેલુ છે એવા, નાભિપર્યન્ત લટકતા મોતીના હારથી શોભતા (૮૮૮) વચમાં વચમાં માણેક ગુંથેલા એવી મોતીની માલાથી શોભતા, અને કંચનના હારથી જેનુ હૃદયમણ્ડલ શોભી રહ્યું છે, એવા (૮૮૯) બન્ને હાથમાં કંકણ તથા બાહુમાં સોનાના બે બાજુબન્ધ ધર્યા છે, તેથી બન્નેની કાન્તિથી શોભતા, કટિમધ્યે સુવર્ણનો કંદોરો ધર્યો છે, તેના ઘુઘરીના ગુચ્છાથી શોભતા (૮૯૦) જેમણે કટિ ઉપર પીતામ્બર બાંધ્યું છે, મસ્તક ઉપર મોરપિચ્છ ધર્યું છે એવા, બન્ને ચરણમાં નીલમણિ જડેલા નૂપુરથી શોભતા (૮૯૧) ગાય દોહવામાં જેમના હાથનો સંચાર થાય છે એવા, દૂધની ધારા જોવામાં જેમનું મન લાગી રહ્યું છે એવા, ધૈયાના ભોજનને માટે દૂધ એકઠું કરવામાં તત્પર એવા (૮૯૨) પોતાના સર્વસ્વરૂપ એવા વ્રજનાથને આવી સ્થિતિમાં જોઇને વ્રજભક્તો આનંદથી તેની સામે હસવા લાગ્યાં. (૮૯૨½)

काश्चित् त्यक्तगृहाः काश्चित् कृष्णग्रहणविह्वलाः ॥८९३॥
काश्चिदत्यद्भुतां लीलामीक्षन्त्यो न्यरुणन् मनः। काश्चिन्मनोरथारूढा भावयन्त्यः स्वसंगमम् ॥
अगृह्णन् बलिमन्याश्च भ्रामयित्वा करद्वयं। काश्चिद्वियोगभीत्यैव चिंताकुलितचेतनाः ॥

કેટલાકોએ ઘરનો ત્યાગ કરી દીધો, કોઇક કૃષ્ણનું ગ્રહણ કરવાને વિકલ થઇ ગયાં. (૮૯૩) કેટલાંકે અતિઅદ્ભુત લીલાને જોતાં તેમનું મન નિરુદ્ધ થઈ ગયું. અને કેટલાંકને એવો મનોરથ થયો કે પ્રભુની સાથે આપણો સંબંધ ક્યારે થાય. (૮૯૪) બીજાં વ્રજભક્ત બન્ને હાથ ફેરવીને ભગવાનના બલૈયા લેવા લાગ્યાં, કેટલાંક વિયોગની બીકથી ચિંતાથી આકુલ ચિત્તવાળાં થઇ ગયાં. (૮૯૫)

काश्चित् हृदयसंजातकामसंतापतापिताः। काश्चिद्व्रजपतेर्दोहक्रियाशिक्षापरायणाः ॥८९६॥
काश्चिद्दोहनसंसर्गिकरचांचल्यचंचलाः। काश्चिदावृत्तगोपीशकटाक्षमुषिता अपि ॥८९७॥
काश्चिद्वदनलावण्यरसांभोनिधिमज्जिताः। काश्चित् कुंत्रलयानंदिमुखचंद्रचकोरकाः ॥८९८॥

કેટલાંક હૃદયમાં ઉત્પન્ન થતાં કામના સંતાપથી તપ્ત થઇ ગયાં, અને કેટલાંક વ્રજપતિને ગાય દોહવાનું શિખવવામાં પરાયણ થઇ ગયાં. (૮૯૬) કેટલાંક ગાય દોહવાના સસર્ગથી પ્રભુના હસ્ત ચચલ થાય છે, તેની નકલ કરી પોતે પણ તેમજ હાથ હલાવવા લાગ્યાં. કેટલાંક ગોપીજન વારંવાર થતાં પ્રભુના કટાક્ષથી ઠગલા જેવા થઈ ગયાં. (૮૯૭) કેટલાંક પ્રભુના મુખના લાવણ્યરસના સમુદ્રમાં મગ્ન થઇ ગયાં, કેટલાંક કુમુદિનીને [રાત્રિવિકાસી કમલને] આનદ આપનાર પ્રભુના મુખચંદ્રના દર્શનને માટે ચકોર જેવાં તત્પર થઈ ગયાં. (૮૯૮)

काश्चित् परमवैक्लव्यहृतलज्जा अपि स्वतः। काश्चित् कटाक्षविक्षेपैरन्यसंबंधभावनात् ॥८९९॥
मन्त्यः परमसंतुष्टमपश्यन् प्रणयातुराः। काश्चिन्निमीलितस्वीयनेत्ररंध्रेण गोपतिम् ॥९००॥
योगमार्गानुसारेण हृदि प्रावेशयन् मुदा। काश्चिद्भक्तिप्रकारेण गोपीशचरणाम्बुजम् ॥
पीतं पुनः पुनः पीतं नातृप्यन् विरहातुराः। काश्चिदत्यंतसौन्दर्यदर्शनानंदकंपिताः ॥९०२॥

કેટલાંકે પોતેજ અત્યંત વિકલ થઈને લજ્જાનો ત્યાગ કરી દીધો, કેટલાંક અન્યની સાથે પ્રભુના સંબંધની ભાવનાથી પ્રભુ ઉપર કટાક્ષ નાંખીને (૮૯૯) પ્રહાર કરતાં હતાં તો પણ પરમ સંતોષથી પ્રભુના દર્શન પ્રેમથી આતુર થઇને કરવા લાગ્યાં. (૮૯૯½) કેટલાંક પોતાના મીંચેલાં નેત્રનાં છિદ્રદ્વારા ગોપાલ પ્રભુને (ઈંદ્રિયોના સ્વામીને) યોગમાર્ગને અનુસાર હૃદયમાં પધરાવીને આનંદ પામ્યાં. (૯૦૦½) કેટલાંક ભક્તિમાર્ગના પ્રકારથી ગોપીશ પ્રભુનાં ચરણ-કમલનું પોતાના નેત્રદ્વારા વારંવાર પાન કરતાં છતાં વિરહથી આતુર થઈ તૃપ્ત થયાં નહિ. (૯૦૧½) કેટલાંક પ્રભુના અત્યંત સૌંદર્યનાં દર્શનથી થયલા આનંદથી કંપવા લાગ્યા. (૯૦૨)

काश्चिद्वदनलावण्यजातस्वेदांगशैथिलाः । काश्चिच्चरणचाञ्चल्यजातरोमोद्गमा मुहुः ॥९०३॥
काश्चित्कूजितकं श्रुत्वा भाषणस्वरमङ्गकाः । काश्चित् हृदयसंजातोद्भटभावविभावुकाः ॥९०४॥
प्राप्तातिवेपथुवशीकृतस्वधनमानसाः । ज्वलदंगालनिर्यातशिखाश्यामनिरीक्षकाः ॥९०५॥
वैवर्ण्यवर्ण्यमानांगशिथिलीकृतसत्क्रियाः । गोपालदोहसुषमाजडीभूताखिलाङ्गकाः ॥९०६॥

કેટલાંક ભગવાનના મુખની લાવણ્યતાથી પ્રસ્વેદયુક્ત અંગવાળાં થઈ શિથિલ થઈ ગયાં. કેટલાંક પ્રભુના ચરણની ચંચલતાથી વારંવાર રોમાંચનો અનુભવ કરવા લાગ્યાં. (૯૦૩) કેટલાંક પ્રભુના કૂજનનું શ્રવણ કરીને ગદ્‌ગદ્ કંઠથી બોલવા લાગ્યાં. કેટલાંક હૃદયમાં ઉત્પન્ન થયલા ઉત્કટ ભાવની ભાવના કરવા લાગ્યાં. (૯૦૪) પોતાને થયલા કંપથી મનરૂપી ધન પ્રભુને વશ થઈ જવાથી, બળતા અંગારામાંથી નીકળતી જ્યોતિરૂપ શ્યામ પ્રભુનું દર્શન કરવા લાગ્યાં. (૯૦૫) પ્રભુના વિલક્ષણ અંગના વર્ણનથી શિથિલ થઈ ગયલી સર્વક્રિયાવાળાં કેટલાંક ગોપીજન ગોપાલ પ્રભુની દોહવાની શોભા જોઇને સર્વ અંગથી જડ જેવાં થઇ ગયાં. (૯૦૬)

चित्रदर्शनहृच्चित्ताः चित्रप्रायतया स्थिताः । स्वनिष्ठरससंदोहसमर्पणपरायणाः ॥९०७॥
धेनुदर्शनसंजाततथाविधमनोरथाः । निजस्वामिश्रमकृतिप्रेक्षणातिविलक्षणाः ॥९०८॥
दोहनोद्योगचलितनूपुरध्वनिबुद्धयः । अंतरंगानेकविधवार्तास्मृतिसमाकुलाः ॥९०९॥

પ્રભુના વિચિત્ર દર્શનથી ચિત્ત હરાઈ જવાથી કેટલાંક ચિત્રમાં લખ્યા જેવાં સ્થિર થયાં. અને પોતામાં રહેલો રસનો સમૂહ અર્પણ કરવામાં પરાયણ થયાં (૯૦૭) ગાયોના દર્શનથી તેવાજ પ્રકારના મનોરથ કેટલાંક ગોપીજનને થવાથી પોતાના સ્વામીને દોહવામાં જે શ્રમ થતો હતો તે જોઇને વિહ્વલ થઇ ગયાં. (૯૦૮) દોહવાને માટે પધારતા પ્રભુના નૂપુરનાં અવાજમાં જેમની બુદ્ધિ લાગેલી છે એવાં કેટલાંક અનેક પ્રકારની અંતરંગ વાર્તાનું સ્મરણ થવાથી અતિ-વ્યાકુલ થઇ ગયાં. (૯૦૯)

આ પ્રમાણે વિકલ થયલાં વ્રજભક્તો શ્રીદામા સખાને પોતાના મનોરથ કહે છે, અને તે પૂર્ણ કરવાને પ્રભુની પ્રાર્થના કરવાની વિનંતિ કરે છે, તેનું વર્ણન સાડી ઓગણીસ શ્લોકથી કરે છે.

विविधप्रेष्ठसंबंधविभावनविचक्षणाः । श्रीदामानं समाहूय गोकुलेशान्तरङ्गिणम् ॥९१०॥
सखायमवदन् स्वीयहृदयस्थान् मनोरथान् । श्रीदामन्नस्मदीयस्त्वं स्वामिनीप्रियसेवकः ॥
किंचिद्विज्ञापितं ब्रूहि गोपीनां प्रियसन्निधौ । वयं दिवा वियोगार्त्या भावयन्त्यस्त्वदाननम् ॥

પોતાના પ્રેષ્ઠ ભગવાનના વિવિધ સમ્બન્ધની ભાવના કરવામાં ચતુર કેટલાંક વ્રજભક્તો શ્રીગોકુલેશના અન્તરગ સખા શ્રીદામાને બોલાવીને (૯૧૦) પોતાના હૃદયના મનોરથોને કહેવા લાગ્યાં કે હે શ્રીદામા, તું અમારો છે, અમારા શ્રીસ્વામિનીનો પ્રિય સેવક છે (૯૧૧) તેથી અમે તેને કાંઈ પ્રાર્થના કરીએ છીએ, તે ગોપીઓના પ્રિય શ્રીકૃષ્ણની આગળ કહેજે કે અમે દિવસના વિયોગથી પીડિત થયેલા તમારા મુખની ભાવના કરીએ છીએ. (૯૧૨)

आसायं दुःखदं कालं कथं चागमयन् प्रभो। स कोपि भविता कालो यस्मिन् पतिपदाम्बुजम्॥
निजोत्संगगतं सम्यग् वाहयिष्याम एव हि। कदा व्रजपतेर्बाहू समाहूयान्तिके प्रभुम्॥
गृहीत्वा गाढमालिङ्ग्य सुखिताः स्याम चांतरम्। कदा हृदयसंतापनिवृत्तिं गोकुलेश्वरः॥
नवनीतातिमृदुलस्वगात्रस्पर्शनादिभिः। कदा कृष्णस्य वदनलावण्यं दृग्मधुव्रतैः॥९१६॥
पास्यामः परमानंदसन्दोहं हृदयस्थितेः।

સન્ધ્યાકાલપર્યન્તનો દુઃખ દેનારો કાલ હે પ્રભુ, જેમ તેમ કરીને વ્યતીત કર્યો. એવો કોઇ કાલ આવશે કે જેની અન્દર અમે અમારા પતિના ચરણકમલને (૯૧૩) અમારા ખોળામાં લઇને તેને સારીરીતે દાબવાની સેવા કરીશું? અમે ક્યારે વ્રજપતિને પાસે બોલાવીને એમના બે બાહુને (૯૧૪) પકડીને ગાઢ આલિંગન કરીને અન્તઃકરણમાં સુખી થઇશું? (૯૧૪½) ગોકુલેશ્વર નવનીતથી પણ અત્યન્ત કોમલ એવા પોતાના ગાત્રનો સ્પર્શ વગેરે કરાવીને હૃદયનો સન્તાપ ક્યારે નિવૃત્ત કરશે? (૯૧૫½) અમારા હૃદયમાં રહેલા કૃષ્ણના પરમાનન્દના સારરૂપ મુખના લાવણ્યનું દૃષ્ટિરૂપ ભ્રમરથી ક્યારે પાન કરીશું? (૯૧૬½)

कदा कपोलौ मृदुलावुच्छूनौ सरसौ हरेः॥९१७॥
मनोजभावविवशाश्चुंबिष्यामः परस्परम्। स्थापयामः कदा कृष्णं हृदये हृदयप्रियम्॥
कराभ्यां वेष्टयिष्यामो मधुपं कमलैरिव। कदा वयं करिष्यामः प्रभुणा रससंविदः॥९१९॥
गास्यामस्तद्गुणान् कंठं गृहीत्वा प्रभुणा सह। कदा रहसि शृङ्गारं स्वरुच्या गोकुलेशितुः॥
करिष्यामो हसिष्यामः क्रीडिष्यामः परस्परम्। कदा विविधरमणसंतोषैस्तुष्टमानसाः॥
पूरयामः प्रियेणेह प्राप्तानंदा मनोरथम्। कदास्माकं प्रभोर्मूर्तिरेकैव खलु दृश्यते॥९२२॥

અતિ કોમલ પ્રફુલ્લિત રસવાળા શ્રીહરિના બન્ને કપોલને કામભાવથી વિવશ થયેલા અમે ક્યારે પરસ્પર ચુમ્બન કરીશું? (૯૧૮½) અમારા હૃદયના પ્રિય શ્રીકૃષ્ણને અમે ક્યારે અમારા હૃદયમાં સ્થાપન કરીશું? (૯૧૮) જેમ ભ્રમર કમલોથી વિંટલાઇ જાય છે, તેમ અમે અમારા હાથથી પ્રભુને ક્યારે વેષ્ટિત કરીશું? પ્રભુની સાથે રસસમ્બન્ધિ વાર્તા અમે ક્યારે કરીશું? (૯૧૯) પ્રભુના શ્રીકણ્ઠને ગ્રહણ કરીને તેમની સાથે તેમના ગુણ અમે ક્યારે ગાઇશું? અમે એકાન્તમાં અમારી રુચિને અનુસાર પ્રભુને શૃંગાર ક્યારે કરીશું? (૯૨૦) વિવિધ રમણ દ્વારા સન્તોષ પામી અમે પ્રસન્ન મનવાળા ક્યારે થઇશું? ક્યારે હસીશું? અને પરસ્પર ક્રીડા કરીશું? (૯૨૧) અમે આનન્દ પ્રાપ્ત કરીને પ્રિયની સાથે અત્ર મનોરથ ક્યારે પૂર્ણ કરીશું! અમે અમારા પ્રભુના એકલા સ્વરૂપમાત્રનેજ ક્યારે જોઈશું? (૯૨૨)

एवंविधैर्वचोवृंदैर्विविधैः स्वमनोगतैः। श्रीदामानं समानंय किंचिदूचुः प्रियाः प्रियम्॥

यथा मिलति गोपीशस्तथा संकेतमातनु। अस्मानितो नय सखे सविधे गोकुलेशितुः ॥९२४॥
अतितप्ता वयं सर्वा हृच्छयेनांतरात्मना। तच्छांतिः कृष्णकुमुदबंधुसर्वांगदर्शनात् ॥९२५॥
बाहू सततसंतप्तौ परिरंभणकर्मणि। हृदयं स्फुटति प्रायो विरहेणातिकोमलम् ॥९२६॥
वचो विनोदवाक्यानि वक्तुमुत्कंठते सदा। श्रवणे स्वामिवचनश्रवणोद्योगकातरे ॥९२७॥
मनो विनोदसहितं हरिणा रंतुमिच्छति। एवं त्वयातिरहसि कृष्णकर्णेऽस्मदीरितम् ॥९२८॥
गोपालभोगसमये कथनीयं प्रयत्नतः।

આ પ્રમાણે પોતાના મનમાં રહેલા વિવિધ પ્રકારના વાક્યોના સમૂહથી શ્રીદામાને આનન્દ આપીને ફરીથી એ પ્રિયાઓ પ્રિય સુદામાને કાંઈક કહેવા લાગ્યા. (૯૨૩) ગોપીશ પ્રભુ જે પ્રકારથી મળે એવો સંકેત કર; હે સખા, અમને અહિંયાંથી ગોકુલેશ પ્રભુ પાસે લઈ ચાલ. (૯૨૪) અમે સર્વે અન્તઃકરણમાં કામથી બહુ પીડિત થઇ ગયા છીએ, તેની શાન્તિ કૃષ્ણચંદ્ર જે કુમુદનો બન્ધુ છે, તેના સર્વાંગદર્શનથી થશે. (૯૨૫) પ્રભુને આલિંગન કરવાને અમારા બાહુ નિરન્તર તપી રહ્યા છે. અમારું અતિકોમલ હૃદય વિરહથી લગભગ ફાટી જવા જેવું થયું છે. (૯૨૬) અમારી વાણી વિનોદના વાક્યો કહેવાને સદા અતિ ઉત્કણ્ઠિત રહે છે. અમારા કાન પોતાના સ્વામીના વચન શ્રવણ કરવાને દીન થઈ રહ્યા છે. (૯૨૭) અમારૂં મન વિનોદસહિત હરિ સાથે રમણ કરવા ઇચ્છે છે. આ પ્રમાણે અમારો સદેશો તારે કૃષ્ણના કાનમાં તદ્દન એકાંતમાં ગોપાલભોગસમયે પ્રયત્ન કરીને કહેવો. (૯૨૮½)

પ્રભુ ગોદોહન કરીને ઉઠે છે, ત્યારે સર્વે ગોપ તેમને વિંટલાઇ વળે છે, અને ધૈયા આરોગવાની પ્રાર્થના કરે છે, અને તેની સાથે શ્રીસ્વામિનીજીની આડીથી પણ પ્રાર્થના કરે છે, તે સાંભળીને તેનો વિચાર કરતા ધૈયા અને દૂધ આરોગીને તેની ઉત્તમતા કહીને પોતાની ગાયોની સરાહના કરે છે, તે પંદર શ્લોકથી કહે છે.

ततः समुत्थितं धेनुदोहनाद्गोकुलप्रभुम् ॥९२९॥
गोपाः सर्वे समागत्यावेष्टयन्निजनायकम्। ऊचुः प्रमुदिताः कृष्णं संमन्त्र्य मनसि स्थितम्॥
करिष्यामो कृष्ण पयोमंथनं निकटस्थिताः। स्वर्णपात्रेषु तत्फेनभोजनं क्रियतां त्वया ॥
वार्ताश्च विविधा वाच्या मानसौत्कंठ्यवर्धिकाः। रुच्यं बलकरं कृष्ण पयसः फेनभोजनम् ॥
अस्मत्कराणां भवति सार्थकत्वं कृपानिधे। वयं त्वदीयाः सकलाः सखायः सकलाधिप॥
पूरणीयो व्रजफल भवता तन्मनोरथः। वयं त्वदीयदासीनां दासा इति न संशयः ॥
कृष्ण संबंधतस्तासां पूरणीयो मनोरथः।

પછી ગોકુલપ્રભુ ગોદોહન કરીને ઉઠ્યા (૯૨૯) સર્વે ગોપો આવીને પોતાના નાયકને વિંટલાઈ વળ્યા. આનંદથી કૃષ્ણને પોતે માંહોમાંહે વિચાર કરીને મનમાં નક્કી કર્યું હતું તે કહેવા લાગ્યા (૯૩૦) હે કૃષ્ણ, તમારી પાસે રહીને અમે દૂધનુ મંથન સુવર્ણના પાત્રોમાં કરીશું, તેનુ ફીણ (ધૈયા) તું ભોજન કરજે. (૯૩૧) મનની ઉત્કંઠા વધારતી વિવિધ પ્રકારની ગોષ્ઠીઓ તુ કરજે. હે કૃષ્ણ, પયફેન (ધૈયા) નુ ભોજન રુચિકર અને બલ આપનારૂં છે. (૯૩૨) હે કૃપાનિધે, તે આરોગવાથી અમારા હાથની સાર્થકતા થશે. અમે સર્વે તમારા

સખા છીએ. હે સર્વના અધિપતિ, તેમનો મનોરથ, હે વ્રજના કુલરૂપ, તમારે પૂર્ણ કરવો જોઇએ. (૯૩૩½) અમે તમારી દાસીઓ (વ્રજભક્તો) ના પણ દાસ છીએ, એમાં સંશય નથી. હે કૃષ્ણ તેમનો [દાસીઓનો] મનોરથ આપે આપના સબંધથી પૂર્ણ કરવો જોઇએ (૯૩૪½)

एवं गोपालवाक्यानि स्वभावख्यापकानि च ॥९३५॥
श्रुत्वा व्रजपतिः स्वीयदयया तत्तथाचरत्। गोष्ठस्थितो गोपबालैः सहितो मथितं पयः॥
सफेनं सघनं तुल्यं तूलराशेः सितायुतम्। कुर्वन् विविधलीलानां विचारं स्वांतरंगकैः॥
शृण्वन् श्रीदामाभिहितं विज्ञप्तिं कारितां रहः। अभ्यसन् रससीत्कारं मुद्रयन्नयनं सुखैः॥
चिंतयन् परमानंदरतिं श्रीगोपिकाजनैः। विचारयन् विशेषेण संकेतस्थलकारणम्॥९३९॥
स्मरन्निरुद्धकरणः स्मरवेगं विचक्षणः। रसाभिनन्दनं कुर्वन् शिरः संचालयन् मुहुः॥९४०॥

पीत्वा पीत्वा च गोपालान् याचमानः पुनः पुनः।
गृह्णन् स्वधेनुनामानि स्वीकृतस्वादुदुग्धतः॥९४१॥

प्रकटीविदधन् नंदधेनुषु प्रियतां स्वतः। मित्रास्माकं गवां हित्वा क्वापि नैवंविधं पयः॥
न तृप्यामि सखे पीत्वा मुहुर्मुहुरनेकशः। यतोस्माभिः पयःपुष्टैर्हन्यते दैत्यपुंगवाः॥९४३॥
एवं वदन् निजं प्रेष्ठैः पयःफेनमभुक्त सः।

આવા તેમના ભાવને પ્રકટ કરનાર ગોપાલોનાં વાક્યો સાંભળીને વ્રજપતિએ પોતાની દયાથી તે તે પ્રમાણે કર્યું. (૯૩૫½) ખિરકમાં ગોપબાલોની સાથે મથન કરેલુ દૂધ ફીણ સહિત, ગાઢું, રૂના ઢગલા જેવુ, મિશ્રીયુક્ત (૯૩૬½) પોતાના અતરગોની સાથે વિવિધ લીલાઓનો વિચાર કરતા, (૯૩૭½) ગોપીજને એકાંતમાં કરાવેલી વિજ્ઞપ્તિ એટલે શ્રીદામાનુ કહેલુ શ્રવણ કરતાં, સુખોથી રસના સીત્કારનો અભ્યાસ કરતા, આંખો વીંચીને, (૯૩૮) શ્રીગોપીજનની સાથેની પરમાનદદાયક રતિનુ ચિંતન કરતા, અને વિશેષે કરીને સકેતસ્થલ ક્યાં કરાવવુ તેનો વિચાર કરતા, (૯૩૯) ઇંદ્રિયોને સ્થિર કરીને કામવેગનુ સ્મરણ કરતાં વિચક્ષણ પ્રભુ, રસનુ અભિનંદન કરતાં, વારવાર મસ્તકને હલાવીને, (૯૪૦) સ્વાદિષ્ટ દૂધનુ વારવાર પાન કરતા અને ગોપાળોની પાસે ફરીફરીને માગીને પીતા, સ્વીકારેલુ દૂધ બહુ મીઠુ હોવાથી પોતાની ગાયોના નામ લેતા (૯૪૧) નદરાયજીની ગાયોને વિષે પોતાની પ્રિયતા પ્રકટ કરતા "હે મિત્ર, આપણી ગાયો સિવાય બીજી કોઈ ગાયોનુ દૂધ આવુ હોતુ નથી. (૯૪૨) હે મિત્ર, વારવાર અનેક પ્રકારે પીતાં છતાં મને તૃપ્તિ થતી નથી, કેમકે આ દૂધથી પુષ્ટ થઇને મોટા દૈત્યોને આપણે મારીએ છીએ." (૯૪૩) એ પ્રમાણે પોતાના પ્રિય મિત્રોને કહેતા પ્રભુ ફેંધા આરોગ્યા. (૯૪૩½)

સેનભોગ આરોગવાનો સમય થતાં, માતા સામગ્રી સિદ્ધ કરીને વિહ્વળ થઇને પ્રભુને શોધવાને ગાયોને જોવાના મિષથી ખિરકમાં આવી. તે સાડા પાંચ શ્લોકથી કહે છે.

ततः समागता नंदगेहिनी सुतमाकुला॥९४४॥
द्रष्टुं गोष्ठे व्रजगवां मुदा चकितलोचना। संपाद्य भोगसामग्रीं रोहिण्या मन्दिरे पुनः॥९४५॥
मानयंती च सामग्र्याः शीतलत्वं समाकुला। क्व नंदसूनुरित्येवं प्रश्नविक्लवचेतसा॥९४६॥

तत उत्थाय सहसा सुतान्वेषणविह्वला। मार्गे मनोरथान् माता प्रकुर्वती क्रियापरा ॥९४७॥
गोपान् गोपीस्तथा बालान् पृच्छन्ती पथि बालकम्। आनंदसाश्रुनयना जातरोमांचविग्रहा ॥
आर्ता निजसुतं द्रष्टुं पुत्रस्नेहस्नुतस्तनी। अपश्यद् गोष्ठभूमिष्ठं क्रीडंतं निजबालकम्॥

પછી આકુલવ્યાકુલ થયલાં શ્રીયશોદા (૯૪૪) વ્રજની ગાયોના ખિરકમાં આનંદથી ચકિત થયેલાં લોચનવાળાં, સુતને જોવાને આવ્યાં. રોહિણીની સાથે પોતાના ભવનમાં સેનભોગની સામગ્રી સિદ્ધ કરીને પછી (૯૪૫) તે સામગ્રી શીતલ થઇ જશે એવો વિચાર કરતાં આકુલ વ્યાકુલ થઇને 'નંદલાલ ક્યાં છે'? એમ વિકલ ચિત્તથી પ્રશ્ન કરતાં, (૯૪૬) પછી ખિરકમાંથી એકદમ ઉઠીને પુત્રને શોધવામાં વિહ્વલ, ક્રિયાપરાયણ, માર્ગમાં મનોરથ કરતાં, (૯૪૭) ગોપોને, ગોપીઓને, તથા બાલોને, પોતાના બાલક વિષે રસ્તામાં પૂછતાં, આનંદાશ્રુવાળાં નયનયુક્ત, અને શરીરે રોમાંચવાળાં (૯૪૮) પોતાના પુત્રને જોવાને આતુર, પુત્રના સ્નેહથી સ્તનમાંથી દૂધ ઝરતાં માતાએ ખિરકની જગ્યામાં પોતાના બાલકને ખેલતો જોયો. (૯૪૯)

**પ્રભુને જોઇને માતાની જે અવસ્થા થઈ તેનું અને માતા પ્રભુને તે સમયે બોલાવે છે, તેનું વર્ણન આઠ શ્લોકથી કરે છે.**

प्रमोदभरसंक्रान्तहृदया हृदयप्रियम्। चातकीव स्वातिबिंदुं मयूरीव घनागमम् ॥९५०॥
मत्स्यांगनेव पानीयं चकोरीव हिमांशुकम्। चक्रवाकीव तपनं क्षुधितेवान्नमुत्तमम् ॥९५१॥
पिपासार्तेव सुजलं रोगार्तेव वरौषधम्। दरिद्रेव धनं भूयो विषयं विषयार्थिनी ॥९५२॥
वत्सं धेनुरिव स्वीयं हरिमार्तेव चाश्रयम्। भयार्तेव स्वशरणं क्रियार्थेव स्वसाधनम् ॥९५३॥

હૃદયને પ્રિય પ્રભુને જોઇને, હર્ષના વેગથી ઉભરાતા હૃદયથી, જેમ ચાતકી સ્વાતિનક્ષત્રના વર્ષાબિંદુને, અને જેમ મયૂરી મેઘના આવવાને, (૯૫૦) જેમ માછલી જલને, ચકોરી શીતલ કિરણવાળા ચંદ્રમાને, ચક્રવાકી સૂર્યોદયને, ભૂખી ઉત્તમ અન્નને, (૯૫૧) તરસી સુન્દર જલને, રોગથી પીડાતી ઉત્તમ ઔષધને, દરિદ્રા સ્ત્રી પુષ્કલ ધનને, વિષયની ઇચ્છાવાળી વિષયને, (૯૫૨) ગાય પોતાના વાછરડાને, દુ:ખી સ્ત્રી હરિરૂપી આશ્રયને, ભયવાળી પોતાના રક્ષકને, ક્રિયા કરવાવાળી પોતાના સાધનને, (૯૫૩)

ज्ञानार्थिनीव विद्येशं पूज्यं पूजार्थिनी यथा। दासीव स्वामिनीं नंदगेहिनी दुर्लभप्रजा ॥
जातसर्वांगरोमांचहर्षाश्रुकलितानना। बाहू प्रसारयंती स्वसुतमाकारयंत्यपि ॥९९५॥
निभालयंती वदनमलकभ्रमरावृतम्। भ्रामयंती करद्वंद्वं गृह्णन्ती बलिमादृता ॥९९६॥
यथाकथंचिच्चपला चपलं क्रीडनोत्सुकम्। सुतं चकार करगमोषधिः पारदं यथा ॥९९७॥

જ્ઞાનની ઇચ્છાવાળી વિદ્યાના ઈશ્વરને, પૂજા કરવાવાળી પૂજ્યને, દાસી પોતાની સ્વામિનીને, જેમ જુએ, તેમ દુર્લભ પ્રજાવાળી નંદગેહિની [યશોદા]એ પોતાના પુત્રને જોયો. (૯૫૪) સર્વ અંગમાં રોમાંચ થયા, હર્ષના આંસુ મુખપર આવ્યાં, એવી યશોદા હાથ લાંબા કરીને પોતાના પુત્રને બોલાવવા લાગી. (૯૫૫) ભ્રમરરૂપી કેશથી ઢકાયલા મુખને જોતી, બન્ને હાથ હલાવીને આદરથી બલૈયા (ઓવારણાં) લેવા લાગી. (૯૫૬) ક્રીડામાં ઉત્સાહવાલા ચપલ બાલકને પોતે પણ ચપલ થઇને જેમ તેમ કરીને જેમ ઔષધિ પારાને પકડે, તેમ પોતાના હાથથી પ્રભુને પકડ્યા. (૯૫૭)

**માતા સેનભોગ આરોગવાની પ્રાર્થના કરે છે, તે અગીઆર શ્લોકથી કહે છે.**

बाल सिद्धैव सामग्री शीतला जायते ध्रुवम्। रोहिणी रामजननी कृत्वा विविधचातुरीम्॥
संपाद्य भोगसामग्रीं पथं पश्यति सादरम्। ओदनं सितमत्यंतभिन्नमावर्तितं पयः॥९५९॥
संयोज्य भुक्तमखिलं वनश्रममपोहति। तथा सर्वेपि विहिताः पदार्थास्त्वत्परात्मना॥९६०॥
संधावाद्यानेकसूपसमाप्ता रुचिकारिणः। पयश्च भिन्नमावर्त्य सितासंयोगि सन्निधौ॥९६१॥
स्थापितं सूक्ष्मसौवर्णपात्रान्तरितधैनवम्। त्वदेकपेयं परमदयालो तत् तथा कुरु॥९६२॥

હે બાલ, સિદ્ધ કરેલી સામગ્રી ઠંડી થઈ જાય છે. આ સામગ્રી બલદેવની માતા રોહિણીએ બહુ ચતુરાઈથી કરી છે. (૯૫૮) સેનભોગની સામગ્રી સાજીને આદરસહિત તારી વાટ જુવે છે. સફેદ ખીલેલો ભાત તથા કઢેલું દૂધ પણ ધર્યું છે. (૯૫૯) એ ભાત તથા દૂધ એકઠું કરીને ખાવાથી વનનો બધો શ્રમ નિકલી જશે. બીજીપણ સર્વે યોગ્ય સામગ્રી તારામાં જીવ રાખીને તૈયાર કરી છે. (૯૬૦) સંજાબથી માંડીને અનેક દાળ સુધીની સામગ્રી બહુ રુચિકર છે. ગાયનું કઢેલું મિશ્રીવાળું દૂધ નજીકમાં સોનાના કટોરામાં ધરીને, અન્દર સોનાની છોટી કટોરી ધરી છે તે જુદો ધર્યો છે. એ માત્ર તારેજ પીવાને માટે છે, તેથી હે પરમદયાલુ, એનું પાન કર. (૯૬૧–૬૨)

अन्यापि सर्वा सामग्री संपाद्य निहिता गृहे। रक्षते रोहिणी माता त्वद्गृहागमनावधि॥
याते काले विरसता सुत तस्यां भविष्यति। मम दुर्ललितप्राणप्रियपुत्र वचोमृतम्॥९६४॥
संमानय गता संध्या रात्रिरप्यपतद् द्रुतम्। अंधकारोभवन्मार्गे तारकादिविनिर्गताः॥९६५॥
गोपाः समागताः सर्वे कृत्वा कार्याणि गोव्रजे। हुता अप्यग्नयो जाता भसना पिहिता गृहे॥
संभाविता अतिथयस्तातेन गृहमागताः। एकाग्रचित्तः पदवीं तव पश्यति सादरम्॥९६७॥
गोप्यो गायंति गीतानि तव मद्गृहमागताः। व्रजप्रिय व्रजाधीश गृहमायाहि हा हरे॥

બીજી પણ સર્વે સામગ્રી સમ્પાદન કરીને ઘરમાં ધરી છે. તું ઘરમાં આવે ત્યાં સુધી રોહિણી માતા તેને સાચવવા બેઠી છે. (૯૬૩) હે સુત, જેમ જેમ સમય જાય છે તેમ તેમ તે વિરસ થઈ જશે. માટે હે મારા પ્રાણપ્રિય લાડકવાયા પુત્ર, મારા કહેલાં અમૃત વચનને (૯૬૪) માની લે, સન્ધ્યાકાલ પૂરો થયો, રાત્રિ પણ જલદી પડી ગઈ, માર્ગમાં અંધારું થઈ ગયું, તારાઓ પણ દેખાવા લાગ્યા (૯૬૫) સર્વ ગોપો ખિરકમાંથી ગાયનું બધું કામ કરીને વ્રજમાં આવી ગયા. ઘરમાં હોમ કરેલો અગ્નિ પણ રાખથી ઢંકાઇ ગયો (૯૬૬) સંભાવિત પરોણાઓ તારા પિતાને ઘેર આવ્યા છે, તે પિતા એકાગ્ર ચિત્તથી આદર સહિત તારી વાટ જુવે છે (૯૬૭) મારે ઘેર આવેલી ગોપીઓ સર્વે તારા ગુણોના ગીત ગાઈ રહી છે. હે વ્રજપ્રિય, વ્રજાધીશ, હે હરિ, ઘેર ચાલ. (૯૬૮).

માતાનાં વચન શ્રવણ કરીને પ્રભુ માતાની પાસે આવ્યા. તેને લઇને માતા ગયા તે ત્રણ શ્લોકથી કહે છે

आकर्ण्य जननीवाक्यान्यतिवात्सल्यवंत्यपि। आनंदसार्द्रहृदयो मातुरुत्संगमागतः॥९६९॥
गाढमालिङ्ग्य जननी चुंबती सादरं मुखम्। प्रेमार्द्रहृदयोत्संगे कराभ्यां जगृहे सुतम्॥९७०॥
लालयंती विशेषेण सुतमुच्चोलयंत्यपि। गायंती फुल्लवदना यशोदा गृहमागमत्॥९७१॥

માતાના અતિ વાત્સલ્યવાળાં વચન સાંભળીને આનંદથી ભીના હૃદયવાળા પ્રભુ માતાની

પાસે આવ્યા. (૯૬૯) માતાએ ગાઢ આલિંગન કરીને આદર સહિત મુખને ચુંબન કરીને પ્રેમથી આર્દ્ર હૃદયવાળીએ પુત્રને બન્ને હાથથી પકડીને ગોદમાં બેસાડયો. (૯૭૦) સુતને સારી રીતે લાડ લડાવતી બન્ને હાથથી ઉંચો કરતી પ્રફુલ્લિત વદનથી ગીત ગાતી યશોદા ઘરમાં આવી. (૯૭૧)

ઘરમાં માતાએ પ્રભુને ગોદમાં બેસાડ્યા ત્યારે સેનભોગને માટે સખીએ જલની ઝારી ધરી, અને રોહિણીએ સામગ્રીનો થાળ ધર્યો. માતાના રુચિ ઉપજાવનાર વાક્યો સાંભળીને પ્રભુ આરોગવા લાગ્યા, તેનું વર્ણન ઓગણીશ શ્લોકથી કરે છે.

प्रविश्यांतर्गृहं गुप्तमास्तीर्यासनमुत्तमं । उपविश्य स्वयं पुत्रमुत्संगे चोपवेशयेत् ॥९७२॥
सखीजनैः समानीतं सौवर्णजलभाजनम् । स्थापितं वामभागे तु विज्ञाय समयं प्रभोः ॥
सामग्री विविधा सोष्मा विशिष्टस्वादुसंयुता । आपूर्य कनकस्थालीमानयन् मातृरोहिणी ॥
वदनं गोकुलेशस्य पश्यंती कुलदीपकम् । हृष्यंती हृदये चित्रलिखितेवाभवत् तदा ॥

ઘરની અંદરના ભાગમાં ગુપ્ત સ્થાનમાં પ્રવેશ કરીને, ઉત્તમ આસન બિછાવીને પોતે તે પર પુત્રને ગોદમાં બેસાડયો (૯૭૨). સખીજનોએ ભોગનો સમય થયો જાણીને સુવર્ણની ઝારી લાવીને ડાબી બાજુ પર ધરી. (૯૭૩) વિવિધ પ્રકારની, જૂદા જૂદા સ્વાદવાળી, ગરમ ગરમ સામગ્રી સોનાની થાળીમાં સાજીને રોહિણી માતા લઈ આવ્યાં. (૯૭૪) કુલદીપક ગોકુલેશના મુખનું દર્શન કરતાં હૃદયમાં આનંદ પામતાં ચિત્રમાં ચિતરેલાં જેવાં થઈ ગયાં. (૯૭૫)

वारयंती निजप्राणान् परमानंदनिर्वृता । वसुदेवस्य पत्नीषु रोहिणी भाग्यभाजनम् ॥९७६॥
रामं च निकटासीनमवलोक्य कुमारकम् । उद्भूतहार्दवात्सल्यविस्मृतान्या तदाभवत् ॥
यशोदा कोमलान्नादि भोजयंती निजार्भकम् । अवदद् भावविवशा विलोक्य पृथुकाननम् ॥

પોતાના પ્રાણ નોછાવર કરતાં પરમાનંદમાં નિમગ્ન થઈ ગયાં. વસુદેવની પત્નીઓમાં રોહિણી પરમ ભાગ્યવાન થયાં. (૯૭૬) કૃષ્ણની પાસે બેઠેલા પોતાના પુત્ર બલદેવજીનું દર્શન કરીને હૃદયમાં ઉત્પન્ન થતાં વાત્સલ્યથી બીજું સર્વ તે વખતે ભૂલી ગયાં. (૯૭૭) શ્રીયશોદાજી કોમલ અન્ન વગેરે પોતાના બાલકને જમાડે છે, અને ભાવથી વિવશ થઈને બાલકના મુખનું દર્શન કરીને કહે છે. (૯૭૮)

मुग्ध दुग्धौदनं ग्राह्यमादौ परमकोमलं । वनगोचारसंचारसंतापं शमयेदिदं ॥९७९॥
बलमप्यतुलं चापि क्रीडनायोपयोगि तत् । रामो भुनक्ति सततं दृश्यतां कीदृशं बलम् ॥
कचाश्च मेचका दीर्घा भविष्यंति तवात्मज । पयश्चास्ते त्वदीयाया धूमर्या गोरनुत्तमम् ॥
गावश्च सार्थकाः संतु त्वत्तातभवनस्थिताः । व्रजः सर्वोपि भवता सनाथो गोकुलेश्वर ॥

હે ભોળા, પહેલાં આ પરમ કોમલ દૂધભાત ખા; વનમાં ગોચારણથી થયેલો શ્રમ આથી મટી જશે. (૯૭૯) એનાથી પુષ્કલ બલ પણ આવશે. તે ક્રીડા કરવામાં ઉપયોગી થશે. બલરામ રોજ આનુંજ ભોજન કરે છે. જો, એનામાં કેટલું બધું બલ છે? (૯૮૦) આ તારી ધુમરી ગાયનું બહુ ઉત્તમ દૂધ છે એનું પાન કરવાથી હે પુત્ર તારા વાળ લાંબા અને કાળા થશે. (૯૮૧) તારા પિતાના ઘરમાં રહેલી ગાયો પણ સાર્થક થશે. હે ગોકુલેશ્વર સર્વ વ્રજ તારાથીજ સનાથ છે. (૯૮૨)

अन्यापि पोत सामग्री कार्या वदनपंकजे । भविता सकला पुत्र सार्थिका रोहिणीकृतिः ॥
अचंचलेन कर्तव्यं भोजनं मातृवत्सल । प्रतिग्रासमिदं पुत्रं याचते जननी भृशम् ॥९८४॥
पश्चात् क्रीडापि कर्तव्या व्रजे गोपकुमारकैः । न त्वरा नंदतनुज भोजनेऽत्र विधीयताम् ॥

હે બાલ, બીજી પણ સામગ્રી તારા મુખકમલમાં ધર. એથી હે પુત્ર, રોહિણીની સર્વ મહેનત સફલ થશે. (૯૮૩) હે માતાપર પ્રેમવાલા, ધીમે ધીમે ભોજન કર. ચંચલતા કર નહિ. એમ દરેક કોળીયે પુત્રને વારંવાર આજીજી કરીને કહે છે. (૯૮૪) પછી વ્રજમાં ગોપકુમારોની સાથે ખેલવા પણ જજે. હે નંદના લાલા, ભોજનમાં ઉતાવળ કરવી નહિ. (૯૮૫)

विचारयसि किं चित्ते वद वार्ता वनस्थिताम् । पृच्छंती वारयंती च क्रीडोद्योगीयचंचलाम् ॥
वीजयंती व्यजनिना दक्षिणेन करेण तम् । मार्जयंती च वामेन वदनं छुरितालकम् ॥९८७॥
मुखस्रुतपयोबिंदून् प्रोंछंती दत्तचेतना । जायतेत्यंतसंतुष्टा क्षणक्षणविलोकनात् ॥९८८॥
कथयंती कथां लोकसिद्धामुत्साहवर्धिनीम् । मार्जारमूषकादीनां हासेनादनसिद्धये ॥९८९॥
समापयंती तां शीघ्रं विलंबासहना चिरम् । वनश्रमं भावयंती शयनाय मनो दधे ॥९९०॥

તું ચિત્તમાં શું વિચાર કરે છે? વનમાં થયલી વાતો મને કહે. એમ પૂછતી માતા ક્રીડામાં ઉપયોગી ચચલ બાલકને રોકે છે. (૯૮૬) જમણા હાથમાં પંખો લઇને તેને પવન નાંખે છે, અને ડાબે હાથે મુખ ઉપર વાળ આવી ગયા છે તેને ઠીક કરે છે. (૯૮૭) મુખમાંથી નીકળતાં દૂધના ટીપાંને ધ્યાન દઇને લુછે છે. નેત્ર માંડી માંડીને ક્ષણે ક્ષણે પ્રભુનાં દર્શન કરે છે, અને અત્યંત પ્રસન્ન થાય છે. (૯૮૮) લોકમાં પ્રસિદ્ધ ઉત્સાહને વધારતી ઉંદર બિલાડી વગેરેની વાર્તાઓ, પ્રભુ હસીહસીને, સારી રીતે આરોગે તેને માટે કહે છે. (૯૮૯) પ્રભુને વનમાં શ્રમ થયો છે એવી ભાવના કરીને લાંબો વિલંબ સહન નહીં થતાં વાર્તાને જલદી સમાપ્ત કરી પોહોરાડવાનું મન કર્યું. (૯૯૦)

શ્રીયશોદાજી વાત્સલ્યતાથી અધીર થઈને કૃષ્ણની રક્ષાની બાબતમાં બલદેવજીને શિખામણ આપે છે, તેનું વર્ણન દશ શ્લોકથી કરે છે.

वदंती बलदेवं चैकस्थाल्यां निकटस्थितम् । स्वभावव्याकुला गोकुलेशितुः शिक्षणाय च ॥
राम रात्रिरभूदद्य गवामागमने व्रजे । बिभेमि सर्वतः कृष्णे भवत्यटविसंस्थिते ॥९९२॥
एवं कदापि कर्तव्यं नैव गोचारकैर्विभो । भवान् ज्येष्ठो बलश्रेष्ठो गुणैर्व्रजसुखप्रदः ॥९९३॥
संकर्षणोपि गर्गोक्त्या रोहिणीतनयो भवान् । वसुदेवसुतः क्षत्रधर्मशौर्यसमन्वितः ॥९९४॥
अयं बालो महामुग्धः कृष्णः कोमलकोमलः । संख्यातुमपि जानाति नैको द्वाविति च कश्चित् ॥

પાસે બેસીને એકજ થાળમાં ભોજન કરતા બલદેવજીને ગોકુલેશને શિખામણ આપવાને સ્વભાવથી વ્યાકુલ નીચે પ્રમાણે કહેવા લાગ્યા. (૯૯૧) રામ આજે ગાયોને વ્રજમાં આવતા રાત પડી ગઈ. કૃષ્ણ જંગલમાં રહે, તેથી બધી તરફથી મને ભય લાગે છે. (૯૯૨) ગાય ચારવાવાળાઓએ હે વિભો, એવું કદાપી કરવું નહિ. તું મ્હોટો છે, બળમાં શ્રેષ્ઠ છે, અને ગુણથી વ્રજને સુખ આપનાવાળો છે. (૯૯૩) ગર્ગાચાર્યના કહેવા પ્રમાણે તું સંકર્ષણ છે, રોહિણીપુત્ર

છે, વસુદેવનો પુત્ર છે, ક્ષત્રિયધર્મે શૂરવીરતાવાળો છે. (૯૯૪) આ કૃષ્ણ બાલક છે, બહુ ભોળો છે, અત્યન્ત કોમલ છે, અને એક બે આંકડા પણ ગણી જાણતો નથી. (૯૯૫)

विधाय रोदनं हैयंगवं मां याचतेऽधुना । वाक्यप्रत्युत्तरं नैव पृष्टो यच्छति कर्हिचित् ॥
न वेत्ति मित्रशत्रूणां भेदं सर्वसमो ह्ययम् । कपटं नैव कस्यापि जानाति जगदीश्वरः ॥९९७॥
अतः सर्वत्र शिक्षैव भवतैव विधीयताम् । गवां समीपे न स्थातुं देयो नैव वियोघने ॥
न मर्कटक्रीडने वा न नियुद्धेपि बालकैः । नैकाकी कुत्रचिद्यातुं देयो नैव जलाशये ॥९९९॥
न वह्निसन्निधौ नैव वृक्षाद्यारोहणादिषु । न गर्तोत्फालने नैव त्वया सह पृथक्स्थितौ ॥

હજુ સુધી મારી પાસે રડીને માખણ માગે છે. હું પૂછું તેનો ઉત્તર કોઇ દિવસ આપતો નથી. (૯૯૬) એ તો બધાને સમાન ગણે છે. શત્રુ મિત્રનો ભેદ પણ સમજતો નથી. એ જગદીશ્વર કોઈનું કપટ પણ જાણતો નથી. (૯૯૭) માટે સર્વ સ્થલે તારે એને શિખામણ દેતા રહેવું. ગાયોની પાસે અને જ્યાં લડાઈ થતી હોય ત્યાં એને ઉભો રહેવા દેવો નહિ. (૯૯૮) જ્યાં વાંદરાનો ખેલ થતો હોય, જ્યાં બાલકો એકબીજા સાથે લડતા હોય, ત્યાં એને ઉભો રહેવા દેવો નહિ. એને કોઈ જગ્યાએ એકલો જવા દેવો નહિ. જલાશય પાસે એકલો નજ જવા દેવો. (૯૯૯) અગ્નિની પાસે જવા દેવો નહિ. વૃક્ષની ઉપર ચઢવા દેવો નહિ. ખાડાઓની આરપાર કુદવા દેવો નહિ. તારી સંગતથી દૂર રાખવો નહિ, (૧૦૦૦)

માતાની અધીરાઈ સાંભળીને બલદેવજી યશોદાજીને પ્રભુનું સામર્થ્ય કહીને નિર્ભય રહેવાની પ્રાર્થના કરે છે, તે સાડા અગીઆર શ્લોકથી કહે છે.

यशोदावचनं श्रुत्वा रामो मातरमब्रवीत् । वयं सर्वेप्यनेनैव बलिनो गोकुलेश्वरि ॥१००१॥
एतत्सहाया गहने तरामः संकटान्यहो । न जानासि प्रभावं त्वं ज्ञातं वा विस्मृतं तव ॥
पूतनासुपयः पीतं शकटः पातितः पदा । तृणावर्तः शिलापृष्ठे हतो विश्वं प्रदर्शितम् ॥
कटिबद्धोलूखलेन भग्नौ तु यमलार्जुनौ । धेनुकस्तालविपिने वत्सो विज्ञाय वै हतः ॥
व्यपाटयद्बकमुखमघासुरनिषूदनः । कालियो दमितः कालरूपः पीतं दवानलं ॥१००५॥

યશોદાના વચન સાંભળીને બલદેવજી માતાને ઉત્તર આપવા લાગ્યા. હે ગોકુલેશ્વરિ, અમે સર્વ એના બલથીજ બલવાન છીએ. (૧૦૦૧) એની સહાયથીજ ગહન વનમાં સંકટો તરી જઇએ છીએ. એના પ્રભાવને તું જાણતી નથી. અથવા તો જાણીને ભૂલી ગઈ છે. (૧૦૦૨) પૂતનાના પયની સાથે તેના પ્રાણ પણ એ પી ગયો કોમલ ચરણથી શકટને પાડી નાંખ્યો, તૃણાવર્તને શિલા ઉપર પછાડીને માર્યો, અને તને મુખમાં વિશ્વનું દર્શન કરાવ્યું. (૧૦૦૩) કેડે બાંધેલા ખાંડણીયાવાળા એણે બે મ્હોટા યમલાર્જુન વૃક્ષ ભાંગી નાખ્યા. તાલવનમાં ધેનુકને માર્યો. વાછરડાઓમાં ભળી ગયલા વત્સાસુરને ઓળખીને હણ્યો. (૧૦૦૪) બકાસુરનું મુખ ચીરી નાંખ્યુ. અઘાસુરને એણેજ માર્યો. કાલરૂપ કાલીયનાગનું દમન એણેજ કર્યું. દાવાનલને પણ એ પી ગયો. (૧૦૦૫)

मुंजाटवीदवाग्नेस्तु रक्षिता धेनवः स्विकाः । मया सह स्थितिवता प्रलंबोपि निपातितः ॥
एवंविधानि चरितान्यहो कृष्णस्य वै व्रजे । वृथा बिभेषि किमिति सूनुसामर्थ्यमीदृशम् ॥

મુંજાટવિમાં પેઠેલી પોતાની ગાયોની રક્ષા દાવાનલથી એણે કરી. મ્હારી સાથે રહીને મલ્મ્બાસુરને પણ એણેજ માર્યો. (૧૦૦૬) વ્રજમાં કૃષ્ણે એવા આશ્ચર્યવાલાં ચરિત્ર ખરેખર કર્યાં છે. તું નકામી શા માટે બીએ છે? તારા દીકરાનુ આવું સામર્થ્ય છે. (૧૦૦૭)

व्रजे भयं कुतः कृष्णो भ्रातास्माकं विराजते । अनेन सर्वथास्माकं सर्वत्र सुखमेव हि ॥
एतस्य तु भयं नैव सर्व एवास्य सेवकाः । राजवद्विपिने कृष्णः क्रीडति स्वेच्छया समम् ॥
चारयामो वयं धेनूः पालयामस्तदीरितम् । यतःप्रभृति कृष्णोयं व्रजेऽस्माकं समागतः ॥
तत आरभ्यास्ति सुखमासीदग्रे भविष्यति । तवैतदुचितं मातृस्वभावात् स्त्रीस्वभावतः ॥
मद्वाक्यपुंजविश्वासान्मातर्मन्तव्यमद्भुतम् ।

અમારો ભાઇ કૃષ્ણ વ્રજમાં બિરાજે છે ત્યાં સુધી વ્રજમાં ભય શાનો? એનાથીજ અમને સર્વત્ર સર્વથા સુખ થાય છે. (૧૦૦૮) એને તો ભય છેજ નહિ. સર્વે એના સેવકજ છે. રાજાની માફક કૃષ્ણ પોતાની ઇચ્છાઅનુસાર અમારી સાથે વનમાં ક્રીડા કરે છે. (૧૦૦૯) અમે ગાયોને ચરાવીએ છીએ અને એના કહ્યા પ્રમાણે અમે કરીએ છીએ. (૧૦૧૦) જ્યારથી અમારા વ્રજમાં આ કૃષ્ણ પધાર્યા છે ત્યારથી અમને સુખ થયું છે, સુખ થયું હતું, અને હવે પછી પણ સુખજ થશે. તમને તો તમારા માતાના સ્વભાવપ્રમાણે અને સ્ત્રીસ્વભાવથી એને માટે આવા ભાવ થાય તે ઉચિતજ છે. (૧૦૧૧) હે માતા, મારાં વચનોના ઉપર વિશ્વાસ રાખીને તમારે આ અદ્ભુત માનવુંજ પડશે. (૧૦૧૧½)

બલદેવજીનાં અભયવચન સાંભળીને પણ વાત્સલ્યતાથી અધીર થઇને ફરી પણ બલદેવજીને શિખામણ આપે છે તે સાડાચાર શ્લોકથી કહે છે.

यशोदात्मजवीर्याणि बलदेवोदितानि हि ॥१०१२॥
शृण्वन्ती फुल्लहृदयाप्यवदत् पुनरादृता । तातास्मन्महतां भाग्यैरेते विघ्ना निवर्तिताः ॥
विष्णुना सत्सहायेन दिष्ट्या कृष्णोपि रक्षितः। तातास्मच्छत्रवो लोकाः कंसविद्वेषतस्तथा ॥
कचाः शिरसि तावंतो न यावंतो हि शत्रवः। अतो बिभेमि सततं गोचारणगतौ पुनः ॥
न साहसं क्वचित् कार्यं चारयन्तां धेनवोंतिके । महांतो वा स्वसंगेन नेयाः शस्त्रास्त्रसंयुताः ॥

બલદેવજીએ કહેલાં પોતાના પુત્રના પરાક્રમ સાંભળતા પ્રફુલ્લ હૃદયવાળા થઇને ફરીથી આદરસહિત બોલ્યા. હે તાત, અમારા મોટાઓના ભાગ્યથી આ સર્વ વિઘ્નો દૂર થયા છે (૧૦૧૩) અમારા મોટા ભાગ્યથી સજ્જનોને સહાય કરનાર વિષ્ણુએ કૃષ્ણનુ પણ રક્ષણ થયું છે. હે તાત, કંસના અમારા ઉપર દ્વેષથી લોકો અમારા શત્રુ થયા છે. (૧૦૧૪) જેટલા અમારા શત્રુ છે, તેટલા અમારા માથાપર વાળ પણ નથી, એ કારણને લીધે વળી જ્યારે તમે ગાય ચરાવવા જાઓ છો ત્યારે હૈયે હમેશાં મને ભીતિ રહે છે. (૧૦૧૫) કદિપણ સાહસ કરવુ નહિ ગાયોને નજીકમાંજ ચરાવવી, અથવા તો તમારી સાથે શસ્ત્ર અસ્ત્રવાળા મોટા ગોપોને લઇ જવા. (૧૦૧૬)

પ્રભુ ભોજન કરતાં ઉઠી ગયા, ત્યારે માતાએ સમજાવીને બેસાડ્યા, ફરીથી ભોજન કરાવ્યું, પછી શ્રીઅંગ ધોઇને લુછીને માતાએ બીડી આરોગીને પોતાનું ચર્વિત પ્રભુને આપ્યું, તે સાડાસાત શ્લોકથી કહે છે.

एवं प्रवदतोः कृष्णो भुक्त्वा च सहसोत्थितः । तदा यशोदाऽकथयत् किं भुक्तं चपलार्भक ॥
वार्तयैव वृथा कालो नीतः कमललोचन । यथैव पूरिता पूर्वं स्थाली सुत तथैव हि ॥
तिष्ठ किंचिद् गृहाणेदमुत्तमं वस्तु सुंदर । एवं विनीय भगवान् पुनरप्युपवेशितः ॥
किंचिदादाय पुनरप्यह्नायैव समुत्थितः । गृहीतैककरो मात्रा वादयन्नूपुरे पदोः ॥१०२०॥

એમ બન્ને જણ વાત કરતાં હતાં, એટલામાં કૃષ્ણ ભોજન કરતાં એકદમ ઉઠી ગયા, ત્યારે યશોદાએ કહ્યું કે "હે ચંચલ બાલક, તેં શું ખાધું? (૧૦૧૭) હે કમલનયન, વાતમાંજ નકામો કાલ ગુમાવ્યો, ભોજનનો થાળ તો હે સુત, પહેલાં હતો તેનોજ ભરેલો પડ્યો છે. (૧૦૧૮) હે સુંદર, ઉભો રહે, આ ઉત્તમ વસ્તુ કંઈક લે, એમ વિનંતિ કરીને ભગવાનને પાછા આરોગવા બેસાડ્યા. (૧૦૧૯) કંઈક આરોગીને ફરીથી પ્રભુ જલદી ઉઠ્યા. માતાએ તેને એક હાથથી પકડી રાખ્યા. ભગવાન્ ચરણમાંનાં નૂપુર વગાડવા લાગ્યા. (૧૦૨૦)

उच्छिष्टवदनः कृष्णो नंदाङ्गणमुपागतः । आस्तीर्णपीठसंविष्टः स्वांगं सर्वमधावयत् ॥१०२१॥
संप्रोंछितस्ववदनो जनन्या वसनोत्तमैः । तांबूलमुत्तमं स्वास्ये निधाय कृतचर्वणम् ॥
स्वसूनुवदने दत्त्वा चुचुंब मुखपंकजं । उपविश्यासने रम्ये श्रीनंदसहिता हरिम् ॥१०२३॥
लालयंती विशेषेण चक्रुस्तांबूलचर्वणम् ।

ઉચ્છિષ્ટ મુખવાલા કૃષ્ણ નંદરાયજીના આંગણાંમાં આવ્યા. ત્યાં બિછાવેલા બાજઠ ઉપર બેઠા. પોતાનુ સર્વ અગ ધોવડાવ્યું. (૧૦૨૧) માતાએ પોતાના ઉત્તમ વસ્ત્રોથી પ્રભુનું મુખ લુછ્યું. ઉત્તમ તાંબૂલ પોતાના મુખમાં મૂકીને, તેનુ ચર્વણ કરીને (૧૦૨૨) પછી પોતાના પુત્રના મુખમાં તે આપીને મુખકમલનુ ચુબન કર્યું. રમણીય આસન ઉપર શ્રીનદરાયજીની સાથે બેસીને હરિને સારી રીતે લાડ લડાવતા બધા પાન ખાવા લાગ્યા. (૧૦૨૩½)

तावत् समीकृता शय्या सखीभिर्निजमंदिरे ॥१०२४॥
स्वच्छा पयःफेननिभा दांता रुक्मपरिच्छदा । कस्तूरिकागरुरजःकर्पूरादिपरिष्कृता ॥
पार्श्वद्वयधृतस्वच्छतांबूलजलभाजना । स्थापितैकदिशि प्रायोपयोगिव्यजनादिका ॥१०२६॥
अति सूक्ष्मोत्तमैर्वस्त्रैस्तूलिकाभिः सुकोमला । पार्श्वद्वयलसत्स्वर्णपट्टगुच्छोपबर्हणा ॥
कस्तूरिकानिकरयुक्तवासःसंपुटवासिता । अनेकपुष्परचितमालालंकृतकोणका ॥१०२८॥
संपाद्य शय्यासामग्रीमागत्य स्वसखीजनः । यशोदां नंदसहितां सकृष्णामवदद्वचः ॥
मातः समीचीनतया शय्यास्तीर्णा गृहान्तरे । स्थापिता सर्वसामग्री निकटे शयनोचिता ॥

નિજમંદિરમાં સખીજન પ્રભુને માટે શય્યા બિછાવીને શયનમાં ઉચિત સામગ્રી ધરીને શ્રીયશોદાજીને જણાવે છે, તેનું વર્ણન સાડા છ શ્લોકથી કરે છે.

એટલામાં નિજમંદિરમાં સખીઓએ શય્યા બિછાવી. (૧૦૨૪) દૂધના ફીણ જેવી સ્વચ્છ શોભાયમાન અને સુવર્ણ જેની અંદર જુદી જુદી જગાએ પૂરેલું છે એવા હાથીદાંતની બનાવેલી, કસ્તૂરી, અગરુ, બરાસ વગેરેથી સુગધિત કરેલી (૧૦૨૫) બને બાજુએ સ્વચ્છ બીડાં અને સ્વચ્છ જલના પાત્ર ધર્યાં, અને એક બાજુપર પખા વગેરે ઉપયોગી વસ્તુઓ ધરી. (૧૦૨૬)

અતિ ઝીણી ચાદરોની અને રૂ ભરેલી કોમલ ગાદીઓથી બહુજ કોમલ કરી; તેની ઉપર સુવર્ણ-વાળા રેશમી ગુચ્છાવાળા શોભિત તકિયા બંને બાજુપર ધર્યા. (૧૦૨૭) એવી શૈયાની ઉપર કસ્તૂરી ભરેલી થેલી તથા ઝીણી ચાદરને સુગંધિત કરીને ધરી. અનેક પુષ્પની બનાવેલી માલાથી ચારે બાજુએ ખુણાઓને શોભિત કર્યા, એટલે ફૂલની માલાની કેરો બાંધી. (૧૦૨૮) આ પ્રમાણે શય્યા અને સામગ્રી સાજીને જ્યાં શ્રીયશોદાજી શ્રીનંદરાયજીની અને શ્રીકૃષ્ણની સાથે બેઠા હતા, ત્યાં આવીને સખી બોલી. (૧૦૨૯) હે માતા, અંતરગૃહમાં સારી રીતે શૈયા બિછાવી છે. અને તેની બાજુમાં શયનને યોગ્ય સર્વ સામગ્રી ધરી છે. (૧૦૩૦)

માતા અધીરાં થઇને સખીને પૂછે છે કે તેં શું શું સામગ્રી ધરી છે? સખી તેનો ઉત્તર આપે છે. પછી શ્રીયશોદાજી પ્રભુને પોઢાડવાને જાય છે. પ્રભુને નિદ્રાવશ જાણે છે, પરંતુ પોતે માતાનું મુખ જુએ છે, એ સર્વ પ્રકાર સાત શ્લોકથી વર્ણન કરે છે.

यशोदाप्यतिवात्सल्यवशं यातातिविह्वला । पुनर्निजसखीं प्राह पुत्रपोषपरायणा ॥१०३१॥
बालोयं सखि मे कृष्णः कदाचित् क्षुधितो भवेत् ।
रात्रौ तदर्थं सविधे किमिति स्थापितं त्वया ॥१०३२॥

પુત્રના પોષણમાં પરાયણ શ્રીયશોદાજી અતિવાત્સલ્યતાથી વિહ્વલ થયાં, અને ફરીથી પોતાની સખીને કહેવાં લાગ્યાં. (૧૦૩૧) હે સખિ, આ મારો કૃષ્ણ બાલક છે. કદાચિત્ રાત્રીમાં ભૂખ લાગે એને માટે તેં શૈયાની પાસે શું શું ધર્યું છે? (૧૦૩૨)

नवनीतं सिता सद्यः कृतं पक्वान्नमेव च । तथा सलवणं वस्तु पय आवर्तितं तथा ॥१०३३॥
द्राक्षेक्षुभेदविहितसामग्रीशकलान्यपि । एतावती तु सामग्री स्थापितेत्यवदत् सखी ॥
आकर्ण्य कृष्णमुत्संगे निद्रामुद्रितलोचनम् । गृहीत्वा शयनस्थाने शनैः स्वयमुपागमत् ॥
मार्गे मंदगतिः कृष्णप्रबोधभयविह्वला । विचारयंती विपिनगोचारणपरिश्रमम् ॥१०३६॥

માખણ, મિશ્રી, તાજું પકવાન્ન, લોણવાળી વસ્તુઓ અને કરેલું દૂધ (૧૦૩૩) દ્રાક્ષ શેરડીની ગંડેરી, એવી સર્વ યોગ્ય સામગ્રી ધરી છે, એમ સખીએ શ્રીયશોદાજીને કહ્યું. (૧૦૩૪) તે સાંભળીને ગોદમાં નિદ્રાથી બંધ કરેલાં નેત્રવાલા શ્રીકૃષ્ણને લઇને શ્રીયશોદાજી ધીમેધીમે પોતે શયનસ્થાન આગળ આવ્યા. (૧૦૩૫) શ્રીકૃષ્ણ જાગી જાય તે ભયથી વિહ્વલ થયલાં માર્ગમાં ધીમે ધીમે ચાલતાં વનમાં ગોચારણના પરિશ્રમનો વિચાર કરતાં (૧૦૩૬)

अशाययन्निश्चलाभ्यां बाहुभ्यां प्रियमात्मजम् । प्रबुद्धमल्पसंचारे पश्यंतं जननीमुखम् ॥

નિશ્ચલ પોતાના બન્ને હાથથી પ્રિય પુત્રને સુવાડ્યા. એટલામાં સહેજસાજ હાલવાથી જાગૃત થઇને શ્રીકૃષ્ણે માતાના મુખ તરફ જોયું.

પછી માતા પ્રભુની પાસે બેસીને પીઠપર વારંવાર હાથ ફેરવતી પ્રભુની લીલાનું વર્ણન કરતી ઉંઘી જવાની પ્રાર્થના કરે છે, અને પ્રભુ નિદ્રાવશ થાય છે, ત્યારે પોતે ઘરમાં આવે છે, તેનું વર્ણન ત્રેવીશ શ્લોકથી કરે છે.

उपविश्य स्वयं शय्यासमीपे सुतवत्सला । धृतपृष्ठकरा गायन् निद्रागमनसिद्धये ॥१०३८॥
मजराजसुत स्वीयताततोषकृते हरे । मन्नेत्रयुगसाफल्य याहि निद्रां कृपानिधे ॥१०३९॥

अटव्यटनसंजातगोचारणपरिश्रम । घर्मस्वेदयुतस्वास याहि निद्रां कृपानिधे ॥१०४०॥

પુત્ર પર વહાલવાળા શ્રીયશોદાજી પોતે શૈયાની પાસે બેસીને પુત્રના વાંસાપર હાથ ફેરવીને નિદ્રા આવે તેને માટે ગાવા લાગ્યા. (૧૦૩૮). હે વ્રજરાજસુત, હે પોતાના પિતાને સંતોષ આપવાવાળા, હે હરિ, મારા બન્ને નેત્રના ફલરૂપ હે કૃપાનિધિ, સૂઇ જાઓ. (૧૦૩૯). ગાય ચરાવવાને માટે વનમાં ફરવાના પરિશ્રમથી, તાપથી, પરસેવાથી ભીના મુખવાળા હે કૃપાનિધિ, ઉંઘી જાઓ. (૧૦૪૦)

सरोजकोमलपदप्राप्तखेदशिलातृणैः । नंदांगणनट स्वीयगोपिकागृहचौर्यकृत् ॥१०४१॥
व्रजहीरामणे गोष्ठकृतपंकांगलेपन । गृहीतगोवत्सपुच्छ याहि निद्रां कृपानिधे ॥१०४२॥

પથરા તથા ઘાસના અંકુરોને લીધે કમલ જેવા કોમલ ચરણ જેના દુઃખે છે એવા નંદરાયજીના આંગણામાં ખેલતા નટ જેવા, પોતાના ગોપીજનના ઘરમાં ચોરીઓ કરવાવાલા,(૧૦૪૧) વ્રજના હીરામણિ, ખિરકના કાદવથી ખરડાયલા અંગવાલા, ગાય અને વાછરડાનાં પૂછડાં પકડનારા હે કૃપાનિધિ, ઉંઘી જાઓ. (૧૦૪૨)

नवनीतप्रियप्रेष्ठ नवनीतहठक्रिय । मंथानग्रहणोद्युक्त याहि निद्रां कृपानिधे ॥१०४३॥
धूलिधूसरसर्वांग मदुत्संगोपरिस्थित । याचितस्वादुपक्वान्न याहि निद्रां कृपानिधे॥१०४४॥

હે નવનીતપ્રિય, હે અતિ પ્રેષ્ઠ નવનીતને માટે હઠ કરવાવાલા, હે મથનીને પકડવાના ઉદ્યોગ કરવાવાલા, હે કૃપાનિધિ, ઉંઘી જાઓ. (૧૦૪૩) હે વ્રજની રજથી ધૂસર થયલાં અંગવાળા, હે મારી ઉત્તમ ગોદમાં બેસવાવાલા, સ્વાદિષ્ટ પકવાન્નને માગવાવાળા હે કૃપાનિધિ, ઉંઘી જાઓ.

स्तनपानोन्नमितदृक् जातनिद्राक्षसुंदर । कस्तूरिकातिलकयुग् याहि निद्रां कृपानिधे ॥
वक्रालकावृतमुख नयनांजनशोभन । भ्रूतटांतमषीबिंदो याहि निद्रां कृपानिधे ॥१०४६॥
नासावलंबिमुक्ताफलभूषणभूषित । दशनद्वयसंशोभिन् याहि निद्रां कृपानिधे ॥१०४७॥

હે સ્તનપાનને માટે નીચી દૃષ્ટિ કરવાવાલા, હે નિદ્રાયુક્ત સુંદર નેત્રવાલા, હે કસ્તૂરીના તિલકવાળા, હે કૃપાનિધિ ઉંઘી જાઓ. (૧૦૪૫) વાંકડીયા કેશથી ઢંકાયલા મુખવાળા, નયનમાં અંજનથી શોભતા, ભ્રુકુટિના અંદરના ભાગમાં કાજળના બિંદુવાળા હે કૃપાનિધિ, ઉંઘી જાઓ. (૧૦૪૬) નાસિકા ઉપર અવલંબન કરતાં મોતીના ભૂષણથી શોભાયમાન, બે સુંદર દાંતથી શોભાયમાન, હે કૃપાનિધિ ઉંઘી જાઓ. (૧૦૪૭)

प्रतिबिंबद्वैतभाव कंठभूषातिसुंदर। मुक्तामालालसत्कंठ याहि निद्रां कृपानिधे ॥१०४८॥
उरः संशोभिवैयाघ्रनखमंडनमंडित । सौवर्णहारहृदय याहि निद्रां कृपानिधे ॥१०४९॥
पीताम्बरोत्तरीयांगकिंकिणीविलसत्कटे । मल्लवेषलसद्देह याहि निद्रां कृपानिधे ॥१०५०॥

પોતાનુ પ્રતિબિંબ જોઇને આ બીજો કોઈ મારા જેવો છે એવા ભાવવાળા, કંઠની શોભાથી શોભતા, મોતીની માલાથી શોભાયમાન કંઠવાળા, હે કૃપાનિધે, ઉંઘી જાઓ. (૧૦૪૮) ઉર ઉપર શોભતાં વાઘનખથી મંડિત, હૃદય ઉપર સુવર્ણના હારવાળા, હે કૃપાનિધે, નિદ્રા કરો. (૧૦૪૯) અંગ ઉપર ઉપવસ્ત્ર તરીકે પીતાંબરવાલા, કિંકિણી (ઘુઘરી)થી શોભિત કટિવાળા, મલ્લવેષથી શોભાયમાન દેહવાળા, હે કૃપાનિધે, ઉંઘી જાઓ. (૧૦૫૦)

गतित्वरातिचपलचरणाभरणध्वने । रिंगमाण व्रजभुवि याहि निद्रां कृपानिधे ॥१०५१॥
वत्सचारणसंजातक्रीडोत्साहातिविह्वल । विस्मृतस्वान्नपानादे याहि निद्रां कृपानिधे ॥
गोपाल गोकुलाधीश गोकुलानंददायक । गोकुलोत्सव गोविंद याहि निद्रां कृपानिधे ॥
गोकुलाभय गोवृंदमध्यस्थित गवां प्रिय । गोपीजनोक्तिसंगीत याहि निद्रां कृपानिधे ॥

જલદી ચાલવાથી અતિ ચપલ ચરણના આભૂષણની ધ્વનિવાળા, વ્રજની ભૂમિ ઉપર ઘુંટણીયાં તાણતા હે કૃપાનિધે, ઉંઘી જાઓ. (૧૦૫૧) વાછરડા ચરાવવામાં ક્રીડાના ઉત્સાહથી અતિ વિહ્વલ, ખાવું પીવું પણ ભૂલી જનાર હે કૃપાનિધે, નિદ્રા કરો. હે ગોપાલ, હે ગોકુલાધીશ, હે ગોકુલને આનંદ આપનાર, હે ગોકુલોત્સવ, હે ગોવિંદ, હે કૃપાનિધે, ઉંઘી જાઓ. હે ગોકુલને અભય આપનાર, હે ગાયોના ટોળામાં સ્થિતિ કરનાર, હે ગાયોના પ્રિય, હે ગોપીજન વડે સંગીતથી ગવાતા, હે કૃપાનિધે, નિદ્રા કરો. (૧૦૫૪)

सर्वात्मना शुद्धभावभाववत्सेवित प्रभो । नृत्यप्रकारचतुर याहि निद्रां कृपानिधे ॥१०५५॥
आदर्शदृष्टजलजाननसंदर्शनोत्सुक । द्वैतदर्शनसोत्साह याहि निद्रां कृपानिधे ॥१०५६॥
मौग्ध्यभावकृतक्रीड सव्रीडवदनांबुज । स्मितानन स्फुरद्धास याहि निद्रां कृपानिधे ॥१०५७॥
अधरस्रवदत्यंतरस बालस्वभावतः । मकरंदच्छविजित याहि निद्रां कृपानिधे ॥१०५८॥

શુદ્ધ સર્વાત્મભાવવાળા ભક્તના ભાવથી સેવાતા હે પ્રભો, નૃત્યના અનેક પ્રકારમાં ચતુર, હે કૃપાનિધે, ઉંઘી જાઓ. (૧૦૫૫) દર્પણમાં દેખાતા મુખકમલના દર્શન કરવામાં ઉત્સુક, તેમાં પોતાનું બીજું રૂપ જોવામાં ઉત્સાહવાળા, હે કૃપાનિધે, નિદ્રા કરો. મુગ્ધભાવથી ક્રીડા કરવાવાળા, શરમાળ મુખકમલવાળા, સ્મિત સહિત મુખવાળા, હાસ્યના સ્ફુરણવાળા હે કૃપાનિધે, નિદ્રા કરો. બાલસ્વભાવથી અધરમાંથી ઝરતા અત્યંત રસવાળા, મકરંદની સુગંધને જીતવાવાળા, હે કૃપાનિધે, નિદ્રા કરો (૧૦૫૮)

नंदसूनो निजानंदसानंदीकृतगोकुल । परमानंदसंदोह याहि निद्रां कृपानिधे ॥१०५९॥
एवं निजसुतं माता लालयंती विशेषतः । सखीः संस्थाप्य विज्ञाय निद्रितं गेहमागमत् ॥

હે નંદસૂનુ, નિજાનંદથી ગોકુલને આનંદયુક્ત કરનાર,પરમાનંદના સારરૂપ, હે કૃપાનિધે, નિદ્રા કરો. આ પ્રમાણે પુત્રને વિશેષ રીતે લાડ લડાવતી માતા, બાલકને નિદ્રાવશ જાણીને પાસે પોતાની સખીઓને બેસાડીને, શ્રીયશોદાજી ઘરમાં ગયાં. (૧૦૬૦)

જે જે વ્રજભક્તોએ ખિરકમાં સંકેત કર્યો હતો, તે તે વ્રજભક્તની સખીઓ શય્યા-મંદીરમાં આવીને પ્રભુને પધારવાની પ્રાર્થના કરે છે, તેમાં પ્રથમ સોળ શ્લોકથી શય્યા વગેરે સિદ્ધ કર્યાં છે એમ કહીને, શ્રીસ્વામિનીની વિરહાવસ્થાની સ્થિતિ અને પ્રલાપનું વર્ણન નવ શ્લોકથી કરે છે.

अत्रान्तरे सखीवृंदः कृतसंकेत आगमत् । स्वस्वामिनीसमाचारकथनाय कृपानिधे ॥१०६१॥
स्वामिन् पश्यंति पदवीं स्वामिन्यः स्वगृहस्थिताः । गमीकृत्य स्थलं शय्यामास्तीर्य रुचिरां हरे ॥
मृदुभिश्चैलैस्तथानूनकुसुमैर्विविधैरपि । मर्त्रापि सविधे क्रीडासामग्री स्थापिता हरे ॥१०६३॥

